બેલીસારિયસે ઈરાનીઓની સામાં ફતેહમંદીથી લડાઇઓ કીધી; ઉત્તર આફ્રિકા વાંડલપાસેથી જીતી લીધું ને સીસીલી ને નેપલ્સ જીતી રોમ સૂધી ધસારો કરી ઓસ્ટ્રોગોથની રાજધાની જે રાવેના તે લીધું; પછી ગ્રીકની દરબારની ખટપટથી તેને પાછો બોલાવી નારસીઝ સરદારને ઈટલી મોકલ્યો હતો ને એણે ગોથનાં રાજ્યનો પૂરેપૂરો અંત આણી ઈટલીને ગ્રીક રાજ્યનો પ્રાંત કીધો હતો (૫૫૪); જસટિનિયને રોમન રાજ્યધારા વિષયના જૂદા જૂદા પ્રકારના સંગ્રહ કરાવ્યા ને છવ્વીસેક દેવળો બંધાવી આરસપહાણ તથા સોનાંથી સણગાર્યાં ને રેશમ ઉપજાવવાનાં કારખાનાંઓ કહડાવ્યાં; તે ધર્મી ને ઉદ્યોગી રાજા હતો પણ દરબારની બદફેલીની સામાં થવાની તેનામાં શક્તિ નહોતી, તે પોતાની છટેલ વંઠેલ રાણીને તે ભરોસો તોડનાર તથા જાલમ કારભારીઓને વશ હતો; તેની કારકીર્દીમાં ગાડીદોડની સરતના ઝગડાઓ ચાલવાથી બખેડા થયા હતા ને તેમાં રાજધાનીનાં ઘણાંક સરકારી મકાન તથા લોકનાં ઘરો બળી ગયાં હતાં; ૫૨૬ તથા ૫૫૭ માં ધરતીકંપ થયલા તેથી તેના રાજ્યપ્રદેશમાં કેટલેક ઠેકાણે ભારે નાશ થયો હતો; મરકી ચાલેલી તેથી રાજધાનીનાં ૪ લાખ માણસ મરી ગયાં હતાં ને કેટલાક પ્રાંત ઉજડ વળ્યા હતા; તેની ૬ લાખ ૪૦ હજાર ફોજ હતી તે ૧ લાખ ૪૦ હજાર ઉપર આવી રહી હતી. જસટીન બીજાની કારકીર્દીમાં નારસિઝ સરદારને બેઆબરૂ કરવામાં આવેલો તેથી પૂર્વ તથા પશ્ચિમ પ્રદેશોમાં જંગલી ટોળાં વણસાડ કરતાં; તેણે ઈરાનીઓની સામાં તુરક સાથે દોસ્તી કરાર કીધા ને તેથી રોમન લોક મધ્ય એશિયામાં વેપાર કરવાને શક્તિમંત થયા હતા. ટૈબીરીઅસ રાજાના સરદારોએ ઈરાનીઓ ઉપર ફતેહ મેળવી ને પછી તેના જમાઈ મોરીસ રાજાએ ઈરાનીઓનો જીતી જીધેલો મુલક પાછો લીધો પણ તેના લશ્કરે તેઓની ફોજને (બેહેરામની સરદારી વાળી) એશિયામૈનરમાં ધસી આવતી અટકાવી હતી; જ્યારે બેહેરામે ખુશરૂને ગાદી ઉપરથી ઉઠાડી મેહેલ્યો ત્યારે મોરીસે તેને આસરો આપી પાછો ગાદીએ બેસાડ્યો હતો ને એ આભારના બદલામાં ખુશરૂએ તેનો હારેલો મુલખ તેને પાછો આપ્યો હતો; તેની ફોજે બલવો કરી તેને રાજધાનીમાંથી હાંકી મૂક્યો ને ફોકસે રાજગાદી ઝડપી (૬૦૨). એણે મોરિસને પકડાવી મંગાવી તેને કુટુંબ સહિત મરાવી નાખ્યો; દરેક પ્રાંત બળવો કરવાને તૈઆર થઈ રહ્યો હતો પણ તેટલામાં ફોકસ મરીગયો ને આફ્રિકાનો અમલદાર હીરાક્લીઅસ જે તે સમા ઉપર કોન્સ્ટંટિનોપલ આવી પહોંચેલો તેને ગાદી આપવામાં આવી (૬૧૦). ઈરાનીઓ ઉપરા

મુસલમાનોને જ્યારે ત્યારે ખંડણી આપવી પડતી. આલેક્સિયસ કોમનેનસે (૧૦૮૧–૧૧૧૮) હિંમતથી ને ચાતુરીથી રાજ ચલાવ્યું–તે થોડીવાર નોરમન સામાં બહાદુરીથી લડ્યો; રશિયન ટોળાં; રાજ્યને સતાવતાં તેની સામાં ને પૂર્વમાં સલજુક તુરક લોક ચઢ્યા આવતા તેની સામાં તેણે ટકાવ રાખ્યો; જ્યારે તુરકો છેક કોન્સ્ટંટિનેપાલ સુધી આવવા લાગ્યા ત્યારે તેણે યૂરોપના ખ્રિસ્તી રાજાઓને વિનંતિપત્રો લખ્યાં; અને જ્યારે ખ્રિસ્તીઓ મુસલમાન સામાં લડવા આવ્યા ત્યારે પોતાનાં રાજ્યને આંચ ન આવે માટે તેઓને બહારોબારથી જવાનો મારગ કહાડી આપ્યો ને ફતેહમંદ કાંક સરદારોની પૂંઠે રહી તદબીરથી વર્ત્યાં કીધું કે જેથી જે લાભ મેળવવાને કાંક અતિ અધીર હતા તે લાભ તેણે મેળવ્યો હતો. માન્યુઅલ રાજા (૧૧૪૩–૧૧૮૦) જબરો લડવૈયો હતો ને તેણે તુરકસામા ફતેહમંદીથી લડાઈઓ ચલાવી, સર્વિયા તાબે કીધું ને ખ્રિસ્તીઓને ઈજીપ્ટસામાં લડવામાં મદદ કીધી; તેના દીકરા આલેક્સિસ બીજાને એઝાક આંજેલાએ ગાદી ઉપરથી ઉઠાડી મારી નાખ્યો ને પોતે રાજા થયો; એને એના ભાઈ આલેક્સિસ ત્રીજાએ ઉઠાડ્યો ને આંધળો કીધો; આંજેલાના દીકરાએ નાસી જઈ ફ્રેંચ તથા વેનીશીઅનની મદદ માગી ને તેઓએ તથા બીજા ખ્રિસ્તીઓએ મળીને કોન્સ્ટંટિનેપલ લીધું, આંજેલાને છોડવ્યો ને તેના દીકરાને આલેક્સિસ ૪ થો રાજા માન્યો; એને તથા એના બાપને એક સગાએ મારી નાખ્યા; આલેક્સિયસનું વેર લેવાને ક્રૂસેડના ખ્રિસ્તીઓએ રાજધાની લીધી, લૂટી ને પોતાનામાંના બાલ્ડવિનને ચોથા ભાગનું રાજ આપી બાકીનું વેહેંચી લીધું (૧૨૦૪);–દેવળો તથા કબરો વણસાડ્યાં; આરસ પહાણ તથા પિત્તળ ઉપર સરસમાં સરસ જે કોતરકામ હતાં તેનો અને કેટલાક કીમતી ગ્રંથોનો નાશ થયો. ગ્રીક રાજાનો જમાઈ થીઓડોર લસકરીસ એણે નાસી જઈ બીથીનીઆ—એશિયામૈનરનું રાજ્ય રાખી નૈસને રાજધાની કીધી હતી; ત્યાં તેના દીકરાએ રાજ કીધું ને એના દીકરાને મૈકલ પાલીઓલિગસે મારી નાખ્યો ને તે પોતે જીનોઇસની મદદે રાજગાદીએ બેઠો; એણે ચઢાઇ કરી ફ્રાંકોને કહાડી કોન્સ્ટંટિનેપલ પાછું લીધું (૧૨૬૧); એ સમે થ્રેસ, માસીડોનીઆ, ગ્રીસનો કેટલોક ભાગ ને એશિયા મૈનરનો થોડોક ભાગ એટલુંજ ગ્રીકરાજ રહ્યું હતું. પાલીઓલિગસ તથા તેનો દીકરો ધર્મના વાદવિવાદમાં રોકાયા હતા; દીકરાએ આરકીપેલેગોના કેટલાક ટાપુ ફ્રાંક પાસેથી જીતી લીધા પણ પૂર્વ સરહદ ઉપર તે ઓથમન તુરકની સામાં થવાને અશક્ત હતો; તેણે સાત હજાર કાટેલોનીઅન

સંબંધી વાદવિવાદ વધાર્યાં; (૭૨૬) મૂર્ત્તિનો નિષેધ પ્રગટ કીધો; લોકનાં મન દુખવીને પણ દેવળોમાંની મૂર્ત્તિયો ભાંગી નખાવી; અને ટાપુઓના લોક, ઈટલીના ગ્રીકલોક ને રોમનો એઓએ રાજાના ઠરાવ ન માન્યા તોપણ લીઓએ પોતાની હઠ મૂકી નહોતી. તેનો દીકરો રાજા થયો તે છટેલ ને જાલમ ને બાપના જેવોજ મમતી હતો; તેની કારકીર્દીમાં આરમીનીઆ ને સીરીઆ આરબ પાસેથી પાછાં લેવાયાં, બલગેરીઅન જીતાયા, ઘણાક કેદી (લડાઈના) છોડવાયા, ને એસના ઉજડ થયલાં શેહેરો ફરીથી વસાવવાની ગોઠવણ ચાલી. તેના પછી જે ગાદીએ આવ્યો તેણે પાંચ વર્ષ રાજ કીધું ને પછી તેના બાળક દીકરાની વતી તેની મા ઐરીન એણે કારભાર કીધો; તેની કારકીર્દીમાં નેસીની અહીં ૩૭૦ ધર્માધિકારીની (બિશપની) સભા મળી હતી ને તેઓના ઠરાવથી મૂર્ત્તિપૂજન પાછું ચાલતું થયું (૭૮૭); પછી તેને રાજ્ય બહાર કરવામાં આવી હતી પણ ત્યાંથી તેણે ખટપટ ચલાવી લશ્કર તથા લોકને વશ કીધા ને તેના દીકરા રાજાને પદચ્યુત ને આંધળો કરવામાં આવ્યો; પછી ઐરીને સ્વતંત્ર રાજકીધું ને બહારથી સુંદર દેખાડયું, પણ વળી તેને તેનાજ તીજોરરે ગાદી ઉપરથી ઉઠાડી મૂકી (૮૦૨);—એ સમે એશિયામૈનર, કાફકા, એસ, માસીડોનીઆ, ઈપૈરસ, સર્વિયા, ક્રોએશીઆ, ગ્રીસ, ઈટલીનો દક્ષિણ ભાગ, સીસીલી, સૈપ્રસ, રહોડસ ને ક્રીટ એટલો પ્રદેશ ગ્રીકરાજ્યનો રહ્યો હતો. પછી રાજ્યમાં અસ્તાવ્યસ્તા હતી ને ઘણોક પ્રદેશ આરબોએ જીતી લીધો; મૈકલ ત્રીજાના રાજમાં (૮૪૨–૮૬૭) ગ્રીક ખ્રીસ્તી પંથ ને લાટિન ખ્રિસ્તી પંથ એમ ભેદ પડવા માંડયો. એના પછી બેસીલ ગાદીએ બેઠો ને રાજ્ય પાછું દીપ્યું; એણે આરબ તથા બીજા જંગલીઓને ડરતા રાખ્યા, વસૂલ ખર્ચની વ્યવસ્થા રાખી ખાલી થયલો ખજાનો ભર્યો ને તે લોકનો હિતુ હતો; તેનાં મરણ પછી તેનો દીકરો રાજા થયો તે પોતાની બહારની લડાઈઓમાં તેટલો ફતેહમંદ નહોતો પણ બીજી બધી વાતે બાપના જેવોજ હતો; એ ૯૧૧ માં મરણ પામ્યો ત્યાર પછી દશમા સૈકાની આખરે ગ્રીકરાજ્યની સ્થિતિ આવી કે માંહો માંહે ઝગડા હતા, બહાર લડાઈઓ ચાલતી, ફ્રાંક લોકની મદદ લેવી પડતી ને

---

તે કાળમાં ફક્ત ગ્રીક લોકનેજ હતી; પછી મુસલમાનોએ તેને બનાવવાની—ફેંકવાની—વરસાવાની ગ્રીક કરતાં વધારે સારી જુકતી ખોળી હતી. એ અગ્નિ ચાદમાં સૈકાના અર્ધકાળ સુધી લડાઈઓમાં વપરાતો; પછી સુરોખાર, ગંધક ને કોયલો એ ત્રણની મેળવણીનો અગ્નિ વપરાતો થયો.

ડાવતા થયા હતા;* ને તેમાં જે સરખા મોટા હતા તે પોત પોતાને ઇટલીનો રાજા કેહેવાડતા ને માહો માહે લડતા; અંતે ૯૬૨ થી જર્મન રાજા તે ઇટલીના રાજા પણ કેહેવાતા થયા.

શૈકા અગિયારમાં નોરમન લોકે મુસલમાન સાથે ને ગ્રીક સાથે લડીને દક્ષિણ ઇટલી જીતી લીધું ને તે આપ્યુલીઆ તથા કલાબ્રિયાના ડ્યૂક કેહેવાયા. વેનીસ, જીનોઆ ને પાઇસા એ શેહેરોનાં પ્રજાસત્તાક રાજ્યનો ઉદય હતો—વેનીસ ને જીનોઆ વહાણનાં બળમાં ને વેપારમાં એક બીજાંની સરસાઈ કરવા લાગ્યાં હતાં; પોપને જર્મનીના મહારાજા એઓ વચ્ચે 'ઇનવેસ્ટિટચૂર' ને માટે ભારે ઝગડા મચ્યા હતા; પોપ અર્બન બીજો એણે 'ક્રૂસેડ'ને માટે આજ્ઞા આપી હતી (૧૦૯૫). શૈકા ૧૨ માં પોપની સત્તા પૂરેપૂરી વધી રહી;—ગ્રેગરી ૭ માની પછી કોઇ પોપ જર્મનીના રાજાની મંજુરીઅત લેતા નહોતા; તેઓ કેહેતા કે રાજાઓએ આસને બેસતાં પેહેલાં અમારી મંજુરી લેવી જોઇએ;—પોપ ઇનોસેંટ ત્રીજો (૧૧૯૮–૧૨૧૬) એણે ઇટલીમાં સર્વત્ર સ્વાધીન રાજસત્તા કીધી, રાજાઓ ઉપર અંકોશ રાખ્યો ને ધર્મ વિષયમાં તો તેની એકચક્રી સત્તા હતીજ; લોમ્બડીનાં શેહેરો જર્મન સત્તામાંથી ખસવાને તજવીજ કરતાં હતાં પણ ફ્રેડરિક બાર્બરોસ્સાએ મીલાન તાબે કરીને પોતાની હાક બેસાડી હતી; વળી ૧૧૮૩ માં કોન્સ્ટન્સના કોલકરારથી પ્રજાસત્તાક રાજ્યોને સ્વાધીનપણું મળ્યું હતું, પણ વળી ગ્વેલ્ફ ને ઘીબીલેન એ પક્ષો પડવાથી તેઓ પાછા જર્મનીને તાબે થયાં હતાં; વેનીસે ૨૦૦ વહાણ ક્રૂસેડમાં મોકલ્યાં હતાં ને ત્યાંના ડોજે જરૂસલમથી પાછાં આવતાં રહોડ્ઝ ટાપુ ઉપર હુમલો કરી તે લૂટ્યો હતો ને બીજા ટાપુઓ પણ થોડીવાર પોતાના તાબામાં રાખ્યા

* બેનીવેંટો, ટસ્કની ને સ્પોલિટો અહીં ડ્યૂક હતા; ઐપ્રીઆ, સૂસા ને ફ્રીઉલી અહીં માર્કિવસ હતા; રોમનગરમાં વર્ષે વર્ષે બે કોન્સલ નીમાતા ને એક પ્રીફેક્ટ (લોકના ટ્રબ્યૂન જેવો) હતો; એ અમલદારોના ઉપર પોપ એઓની નિરંકુશ સત્તા હતી; આપ્યુલીઆ ને કેલાબ્રીઆમાં ગ્રીકરાજના નીમેલા અમલદાર હતા; એઓનું ઉપરી પણું આમાલ્ફી ને નેપલ્સ અહીંનાં પ્રજાસત્તાક રાજ્ય પણ કબૂલ રાખતાં; સાલર્નો ને કાપુઆ અહીં રાજાઓ હતા. ઘણુંકરીને સ્પોલેટો ને ટસુની અહીંના ડ્યૂકની સમ્મતિથી પોપની નિમણુકો થતી; ઉમેદવારોનાં ધર્મીપણાં ને સદ્ગુણીપણાંનો વિચાર ન રાખતાં રાજ્યકીય ઉદ્દેશે અથવા સ્ત્રીની ખટપટથી તેઓની જ્યારે ત્યારે નિમણુક થતી; જુવાન છોકરાઓને પોપ કરવામાં આવતા, બાપની પાછળ દીકરા પોપ થતા; તેઓ અનીતિમન્ત હતા ને કેટલાક ભુંડે હાલે મરણ પામ્યા હતા.

સીપાઇઓને ભાડે આણી તુરકસામા લડવાને રાખ્યા પણ એઓએ તુરકને મળી જઈ થ્રેસ તથા થેસલી લૂટ્યાં ને આથેન્સની ડચી લીધી (૧૩૧૨); સેંટ જોનના નૈટોએ રહોડ્ઝ વગેરે ટાપુ લીધા; રાજા પદભ્રષ્ટ થયો ને તેની પછી જે ગાદીએ બેઠો તેના વખતમાં તુરકે બીથીનીઆ લીધું. પછી પાછા ગાદીને માટે ટંટા ચાલ્યા; ૧૩૫૫ માં દક્ષિણ રૂમેલીઆમાં ધરતી કંપથી કેટલાંએક શહેર તૂટ્યાં; ખ્રિસ્તી ને મુસલમાન બંનેથી સપડાયલા જોન રાજાએ પોપનો આસરો માગ્યો ને બે સંપ્રદાયને એક કરી દેવાની મેહેનત લીધી પણ તે સંધું અમરૂથની ઉપરા ઉપરી ફતેહ આગળ ફોકટ હતું; જોન ખંડણી આપવી કબૂલ કરી યૂક્સૈન ને મારમોરાનો સમુદ્ર એ બેની વચમાંનો પ્રદેશ એટલુંજ ૧૫૦૦ ચોરસ મૈલનું રાજ્ય રાખી રહ્યો ૧૩૯૦). માન્યુએલ બજાઝેત પાસે દશ વર્ષનો તહ માગી લીધો ને ખ્રિસ્તી રાજધાનીમાં મુસલમાન ધર્મ પાળનારને હરકત ન પહોંચે એવી કબૂલાત આપી. એ રાજા ૧૪૨૪ માં ને તેની પછીનો ૧૪૪૮ માં મૂઆ પછી કોન્સ્ટંટૈન પાલીઓલિગસ ગાદીએ બેઠો; મહમ્મદે કોન્સ્ટંટિનોપલને ઘેરો ઘાલ્યો; ગ્રીક રાજા લડતાં પડ્યો ને રીબાતાં ગ્રીકરાજ્યની-પૂર્વ પ્રદેશનાં રોમનરાજ્યની સમાપ્તિ થઈ, ૧૪૫૩.



## ઇટલી પ્રદેશ.

ઈ૦ સં૦ ૪૭૬ માં હેરુલી લોકનો સરદાર ઓડોઆસર ઇટલીનો રાજા થયો; ૪૯૩ માં ઓસ્ટ્રોગોથ લોકનો સરદાર, થીઓડોરિક રાજા થયો ને તેના વંશજોએ રાજ કીધું; ૫૬૮ થી લામ્બર્ડ લોકનો સરદાર આલબોઇનસ એણે ગોથને ખસેડી રાજ માડયું તે ૭૭૪ સૂધી ચાલ્યું. (રાવિના વગેરેમાં ગ્રીકરાજાનો અમલ હતો પણ લામ્બર્ડ ખંડણી લેતા). લામ્બર્ડી વગેરે શાર્લમેનનાં રાજમાં જોડાયાં ત્યારે ઉત્તર ઇટલીનો થોડોક ભાગ ગ્રીક રાજના તાબામાં હતો ને દક્ષિણ ઇટલી માટે, ગ્રીક અને સારાસેન વચ્ચે લડાઈઓ ચાલતી. ૮૪૩ માં શાર્લમેનનાં રાજ્યના વિભાગ થયા ને તેમાંના ઇટલી વાળા પ્રદેશમાં લાથેર (૮૫૫ સૂધી), લાથેર બીજો (૮૭૯ સૂધી) એ હતા ને પછી બર્ગંડીનો ડયૂક બોસન એ રાજા થયો હતો; એ સમા ઉપર ઘણાક રાજસેવક સરદારો પોતપોતાના મહાલમાં પોતાને સ્વતંત્ર કેહેવ-

પોપ+ જોન ૪ થો (૬૩૯–૬૪૧) મૂર્ત્તિના વિષયમાં ગ્રીક રાજા હિરાક્લીઅસની સામાં થયો હતો પણ પોપ ગ્રેગરી બીજો (૭૧૪–૭૩૧) એણે તો ગ્રીકરાજા લીઓની સામાં હથિયાર ઊંચકવાને લોકને સમજાવ્યું; ઇટલીના ગ્રીક લોકે બલવો કીધો,—રવેનાના લોકે પોતાના અમલદારને મારી નાખ્યો; રોમના લોકે પોતાનું પ્રજાસત્તાક રાજ્ય કીધું ને ત્યાંના કોન્સલ વગેરેની ઊપર પોપની સર્વોપરિ સત્તા રાખી;—વીટરબો થી તે ટેર્રાસીના સુધી ને નાર્નીથી તે ટૈબરનાં મુખ સૂધી એટલો તેનો રાજ્ય પ્રદેશ હતો. ગ્રેગરી ત્રીજાએ ગ્રીકરાજાની આજ્ઞા વિનાજ પોપપદ ધારણ કીધું (૭૩૧); લીઓ રાજાએ વહાણનો કાફલો ઇટલી મોકલ્યો તે તોફાનથી નાશ પામ્યો; ને પછી રોમ કોન્સ્ટંટિનોપલની સત્તામાંથી તદ્દન છૂટું થયું. લોમ્બર્ડ રાજા આસ્ટોલફસે રવેના પોતાનું કરી લીધું ને રોમ ઊપર ચઢાઈ કીધી પણ રોમનોએ ફ્રાન્સના રાજા પેપિનને બોલાવ્યો; એણે લશ્કર સાથે આવી લોમ્બર્ડને હરાવ્યા ને પોપ સ્ટીફન ૩ જાની (૭૫૨–૭૫૭) વિનંતિ ઉપરથી રવેનાનો પ્રદેશ રોમના સેંટ પીટરના દેવળને અર્પણ કીધો. શાર્લમેને પણ કેટલોક પ્રદેશ પોપને વધારી આપ્યો અને પછી પોપ સ્ટીફન ૪ થાએ મોટી સભા ભરી ઠેરવ્યું કે જૂના વહીવટ પ્રમાણે મૂર્ત્તિઓ રાખવીજ (૭૬૯).

રોમના પોપ ગ્રીકરાજા લીઓની સામાં થઈ કોન્સ્ટંટિનોપલના પેટ્રિઆર્કથી જૂદા પડ્યા; પેપિન તથા શાર્લમેનની મદદે તેઓએ પોતાની રાજકીય સત્તા સ્થાપી; શાર્લમેનનાં નિર્બળ વારસોના ઝગડામાં વચમાં પડી રાજ્ય પ્રદેશ વધાર્યો; રાજા બુદ્ધિહીણ તથા નિર્દય હતા, ફ્યૂડલ સરદારો દુરાચારી તથા અભણ હતા ને લોક ભોળા તથા ભાવિક હતા એ સ્થિતિમાં ધર્મગુરુઓએ પોતાની રાજકીય સત્તા વધારી;—પોપ નિકોલસે, રવેનાનો મોટો બિશપ સ્વતંત્ર કેહેવડાવવાની તજવીજ કરતો હતો તેને ઉઠાડી મૂક્યો ને જ્યારે તેણે સેંટ. પીટરના ધર્માધિકારનું સેવકપણું કબૂલ કીધું ત્યારેજ તેને તેનો અધિકાર પાછો આપ્યો; અને લોરેનના લોથેર રાજાએ પોતાની રાણીને તલાક આપી એક બીજી સાથે જે લગન કીધેલાં

---

+ ગ્રેગરી ૧ લા મોટો ૬૦૪ માં મરણ પામ્યા પછી રોમના જે બિશપ તે પોપ કેહેવાતા થયા, સાબીનીએનસ એ પેહેલો પોપ હતો. જ્યારે રોમના ધર્માધ્યક્ષે સર્વોપરિ કેહેવડાવી પોપ નામ ધારણ કીધું ત્યારે કોન્સ્ટંટિનોપલ, જરૂસલેમ, આંટિઓક ને અલેકજાંડ્રિયા અહીંના ધર્માધ્યક્ષોએ પોત પોતાને પેટ્રિઆર્ક કેહેવડાવા માંડ્યું.

હતા. તેરમા શૈકામાં પોપની સત્તા ચળકી રહી તે પાછળથી ચરચાતી થઈ; પ્રજાસત્તાક રાજ્યોમાં બાહાર ને માહિ પરસ્પર ટંટા તો હતાજ તોપણ વેનીસ, જીનોઆ, પાઈસા, ફ્લોરેન્સ એ પોતાનાં લશ્કરી બળે ને વેપાર વડે આગળ પડ્યાં હતાં; નેપલ્સના ધીબીલૈને જર્મનીના રાજફ્રેડને માન્યો હતો પણ પોપે તે રાજ્ય આંજુના ચાર્લસને આપ્યું હતું (૧૨૬૬) ને ૧૨૮૫ માં ચાર્લસ બીજાની સત્તા થઈ હતી. ચૌદમા પંદરમા શૈકામાં જોકે પોપની સત્તા ઘટતી ચાલી (રાજા અમીરો ને કેટલાક ખ્રિસ્તી સાધુઓ સામા થયા હતા), તોપણ તેનો રાજ્યપ્રદેશ વ્યવસ્થિત થયો હતો, અને પ્રજાસત્તાક રાજ્યો જર્મનીની તાબેદારીમાંથી છૂટી ઠરીને શોભતાં હતાં; કવિતા, ભાષા વિદ્યા, હુન્નર કળા એ સૌએ ઉત્કર્ષ દેખાડ્યો ને ઉત્તેજન આપનાર વેપારસમૃદ્ધિ હતીજ.



## ખ્રિસ્તી ધર્મ અને રોમના પોપ.

અનેક સંપ્રદાય નીકળ્યા હતા; ઘણાક મઠ સ્થપાયા હતા; સાધુ ભક્તની મૂર્તી છબીઓ ને તેઓની વસ્ત્રાદિકની પવિત્ર નિશાનીઓ પૂજાતી થઈ હતી; મૂર્તિપૂજકોની રીતભાત ધર્મકર્મમાં દાખલ થઇ હતી; ઉપદેશકો પણ અદ્ભુત વાર્ત્તા તથા વેહેમ ચલાવતા હતા ને ભોળા લોક તે માનતા હતા; ટુંકામાં ખ્રિસ્તી ધર્મ ભ્રષ્ટ ને નિંદિત થયો હતો. સાતમા શૈકાના અંતમાં કોન્સ્ટંટિનોપલમાં મૂર્તિઓ રાખવી ન રાખવી એ વિષે વાદવિવાદ ચાલ્યા; ગ્રીક રાજા લીઓ એની કરડી આજ્ઞાથી ઘણાક ખ્રિસ્તીઓએ મૂર્ત્તિ છબીઓનો ત્યાગ કીધો (૭૨૬); અને પછી કોન્સ્ટંટિનોપલમાં ૩૩૮ ધર્માધિકારી—બિશપ[૧] ઓઓની સભાએ છ મહિના વિચાર કરી મૂર્તિનો નિષેધ ઠેરવ્યો (૭૫૪).[૨]

---

[૧] ખ્રિસ્તી ધર્માધિકારીઓની વ્યવસ્થા જુના કાળથી આ પ્રમાણે હતી કે ઠામ ઠામના ધર્મકર્મ કરાવનારા તે 'પ્રીસ્ટ'—ઉપાધ્યાય હતા, નગરમાં રહી ત્યાંની તથા તાલુકાના ઉપાધ્યાયોની ને ધર્મની વ્યવસ્થા રાખનારા તે 'બિશપ'—ધર્માધ્યક્ષ હતા અને સકળ ધર્મ મંડળની તપાસ રાખનારી ને પ્રસંગે પ્રસંગે મળનારી બિશપ, મહાધિપ વગેરે ધર્માધિકારીઓની સર્વોપરિ સભા હતી.

[૨] ગ્રીક રાણી ઐરીનની કારકીર્દીમાં (૭૮૭), ૩૭૦ બિશપની સભાએ મૂર્તિઓનું પાછું પ્રતિપાદન કીધું હતું.

દારીમાંથી છૂટવાનું શોધતા ને નગરો સ્વતંત્ર થવાને તજવીજો ચલાવતાં; રાજાઓના નીમેલા પોપ રાજાઓના પક્ષમાં બોલતા ને રોમના લોક તથા કેટલાક સરદાર તથા ધર્માધિકારી એઓ પોતાની તરફથી નવા પોપ નીમતા; એક કાળે ત્રણ પોપ ધરમખાતાંની વસૂલ વહેંચી લેતા હતા (૧૦૪૫); પછી બે પોપનાં ખૂન થયાં; પછી વરમ્સમાં મળેલી સભાએ લીઓ નવમાને પોપ કીધો (૧૦૪૯); એ ને બીજા બે મૂઆ પછી નિકોલસ બીજો પોપ થયો (૧૦૫૯) ને એને જર્મનીની ડાએટે મંજુર રાખ્યો; એ પોપે ધર્મસભા ભરી ઠેરવ્યું કે હવેથી કારડીનલ બિશપોની (જેના અધિકારપ્રદેશ રોમની પાસે હોય તે) બહુમતથી પોપની નીમણુક કરે, કારડીનલ ઉપાધ્યાય તથા તેના સહાય (રોમના મોહ્લાઓના દેવળના સંબંધના) અને લોક પોતાનું અનુમત આપે અને પછી મહારાજા સ્થાપિત કરે. એ ગોઠવણ હિલડેબ્રાંડ (રોમનો આર્ચ ડીકન) એણે કરાવી હતી ને કારણ આ કે પોપપદને જર્મનીના મહારાજાના અંકોરામાંથી સ્વતંત્ર કરવું; એણે નિકોલસનાં મરણ પછી જર્મન દરબારની આજ્ઞા લીધા વિના અલેકઝાંડર બીજો એને પોપ કીધો અને એનાં મૂઆ પછી ધર્માધ્યક્ષોએ હિલડેબ્રાંડને ગ્રેગરી ૭ મો એ નામ ધારણ કરાવી પોપપદે સ્થાપ્યો (૧૦૭૩).* હિલડેબ્રાંડ—ગ્રેગરી ૭ મો એણે રોમમાં સભા ભરી ઠેરવ્યું કે જો કોઇ ધર્મ-

---

* ઇટલીના ફ્યૂડલ સરદાર જે નાના નાના રાજા થઈ પડ્યા હતા તેઓની દાઢ પોપના પ્રદેશ ઉપર હતી અને જર્મન રાજાઓ પોપની નિમણુક પોતને હસ્તક રાખવામાં પોતાની સત્તા સ્થાયી સમજતા;—તે બંને એકસંપ થયા હોત તો પોપની સત્તા નાશ પામી હોત ને તેનો રાજ્યપ્રદેશ વેહેંચાઇ ગયો હોત; પણ જોકે પોપ સરદારવર્ગનાં તડાંઓના અને જાલમ રાજાના દાસ હતા તોપણ ખ્રિસ્તી ધર્મવ્યવસ્થામાં ઉત્તરોત્તર જે પદવીઓ હતી તેથી ધર્માધિકારીઓ સઘળા વર્ગના લોકના સંબંધમાં હતા—બિશપો ત્યાંના રાજાઓના મિત્ર હતા, ઉપાધ્યાઓને સરદારોના મહોલમાં મોટું માન મળતું, ઉપદેશ કરનારા તથા સાધુઓ ઠામ ઠામના દુઃખી ગામડીઆઓને દીલાસો આપતા; જોકે ધર્માધિકારીમાંના ઘણાક જણ દુરાચારી હતા પણ તેઓની વ્યવસ્થાપદ્ધતિ સ્તુત્ય હતી; તે વર્ગ, બુદ્ધિમાન શિવાયે બીજા કોઇ સરદાર વર્ગમાંનાની સ્પૃહા રાખતા નહીં; સરદારનાં દાસજન ધર્માધિકારી મંડળમાં ભરાઇ યોગ્યતા વધારી સરદાર પદવીની બરોબરીની પદવીએ ચઢી શકતા; એ સ્થિતિમાં ગરીબ સુથારના દીકરા હિલડેબ્રાંડ સાધુએ બુદ્ધિબળે ને ધર્મીપણાંથી પ્રસિદ્ધિ પામી લોકનું વળ પોતાની તરફનું કરી લેઇ પ્રપંચ સાહસે સરદારો તથા મહારાજાની સામાં થઇ પોપપદ મેળવ્યું ને હેનરી ૪ થાની દરબારે છેતરાઇ અંજાઈ મંજુર રાખ્યું.

૪

તે રદ કીધાં; એડ્રિયન બીજાની પોપપદે નિમણુક થઈ તે પ્રસંગે જર્મનીના મહારાજાના વકીલોને દૂર કરવામાં આવ્યા હતા; એણે ચલાવ્યું કે પોપ શપથના બંધનમાંથી છૂટો થઈ શકે; લોરેનનો પ્રદેશ જુદા બીજાને આપવો ઠેરવ્યો પણ ફ્રાન્સના ચાર્લસે (ટાલ પડેલો) સામી હઠ મૂકી નહીં ત્યારે તેને મહારાજ પદ આપવાનું વચન આપ્યું પણ એના બદલામાં રોમનું તથા તેના રાજપ્રદેશનું સ્વતંત્રપણું તેની પાસે કબૂલ કરાવી લીધું; ઈટલીના ધર્માધિકારીઓ તથા સરદારો એઓની સભાએ (૮૭૮) ચાર્લસને માન્યો—"**પવિત્ર આત્મા**ના ન્યાયી ઠરાવ પ્રમાણે પવિત્ર પ્રેરિતજન તથા તેઓનો પ્રતિનિધિ પોપ જોન ૮ મો એઓની યોગ્યતા દ્વારા ઇશ્વર પ્રસાદે તમને રાજ્ય આપ્યું છે તો અમે એક મતે તમને અમારા રક્ષણ કર્તા સ્વામી ઠેરવીએ છૈયે." સારાસેને ઈટલી ઉપર ચઢાઈ કીધેલી ને ચાર્લસની તરફથી મદદ આવતાં વાર લાગેલી તે પ્રસંગે પોપે તેને જણાવ્યું હતું કે 'અમારે વડે રાજ્ય પામ્યા છો તેનું સ્મરણ રાખવું, અમે જો છેક નાઉમેદ થઈ જઇશું તો અમારે અમારૂં મત ફેરવવું પડશે.'

એ પ્રમાણે પોપની સત્તા વધતી હતી (ઈંગ્લંડ, સ્પેન, ફ્રાન્સ, જર્મની વગેરેમાં પોપનું સર્વોપરિ ધર્માધ્યક્ષપણું મનાતું હતુંજ);* પણ તેઓને ફ્યૂડલ સરદારો ઘણીક રીતે પજવતા;—અપમાન આપતા, કેદ કરતા ને મારી નખાવતા; (બે વેશ્યાએ કેટલાક વંઠેલ સરદારોને હાથમાં લઈ પોતાના બે માનીતાને સેંટ પીટરનું આસન અપાવ્યું હતું). એ સ્થિતિમાં જર્મનીનો મહારાજા ઓથો એણે પોપ જોન બારમાને આસનેથી ઉઠાડી લીઓ આઠમાને પોપ કીધો; ઓથોનાં મરણ પછી ફ્યૂડલ સરદારો જર્મનીની તાબે-

---

* નવમા શૈકામાં પોપનું સર્વોપરિ ધર્માધિકારીપણું મનાતું ને ઉપદેશકો ઉત્તર યુરોપની જંગલી જાતીઓમાં ધર્મનો પ્રસાર હોંસ ખંતથી કરતા, પણ રોમના પોપ ને કેટલાક ધર્માધિકારીઓ અધર્મી ને સંસાર વિલાસી હતા, વિદ્યા કે સદ્ગુણથી પ્રસિદ્ધિ પામેલા થોડાકજ હતા; મઠ વાળાઓએ લોકને, ઇશ્વરની નહીં પણ સાધુ ભક્તોની પ્રાર્થના કરતાં ને તેઓનાં વસ્ત્રાદિકને પૂજ્ય માનતા કીધા હતા; લાટિન ને ગ્રીક મંડળોમાં પવિત્ર ધર્મપુસ્તકનો અભ્યાસ બંધ પડ્યો હતો. દશમા શૈકામાં ગ્રીકખ્રિસ્તી ઉપદેશકો પશ્ચિમ એશિયામાં, સીથીઆના પહાડી પ્રદેશમાં, ચીનમાં તથા સમરકંદમાં અને હિંદુસ્થાનમાં તથા સીલોનમાં બોધ કરતા થયા હતા; નારમન લોક ૯૧૦ માં, પોલ લોક ૯૬૪ અને શૈકાની આખરે રૂશિયન તથા હંગેરીઅન ખ્રિસ્તી થયા હતા. અગિયારમા શૈકામાં ગ્રીક ને લાટિન ખ્રિસ્તી મંડળો તદન જુદાં પડ્યાં (૧૦૫૪) ને પીટરે મુસલમાનોની સામાં લડાઇ કરવાને ખ્રિસ્તીઓને ઉભા કીધા (૧૦૯૫).

ધર્માધિકારીઓને રાજાની સામાં ઉસકેરતા; સાક્સન સરદારો ધર્મને બહાને પાછા બલવા જગાવવા તૈયાર થયા, સ્વેબીઆ તથા કારિંથિઆના ડ્યૂકો રાજવંશને બદલવો ઇચ્છતા અને રાજપક્ષના ધર્માધિકારી મંડળબહાર થવાને ભયે આધા બેઠા; ડાએટ—સભા ભરાઇ (જેમાં પોપના બે પ્રતિનિધિ હતા,) ને ઠર્યું કે અમુક કાળમાં હેનરી જો પોપની સમક્ષ આવી પાપની ક્ષમા માગે નહીં તો તેને પદચ્યુત કરવો; માત્ર લોમ્બર્ડીના સરદાર ને ધર્માધિકારીઓએ રાજપક્ષ ખેંચી પોપની સામા ટકાવ રાખ્યો ને હેનરી હિંમત ભીડી નીકળ્યો પણ લોમ્બર્ડીમાં આવ્યો કે તે છેક નાઉમેદ થઇ ગયો ને જોકે તેને ઘણુંક લશ્કર આવી મળ્યું હતું તોપણ તે પોતાના જબરા દુશ્મનને તાબે થવામાંજ રૂડું વિચારી કૈંટેસને મળ્યો ને એણે તથા ઇટલીના મુખ્ય મુખ્ય સરદારોએ જ્યારે ગ્રેગરીની વિનંતિ કીધી ત્યારે એણે રાજાને મળવા આવવાની આજ્ઞા આપી. પછી હેનરી પોપની હવેલીએ ગયો, પહેલી ચોકીએ તેને પોતાના સેવક દાસને વીદાય કરવા પડ્યા, બીજી ચોકીએ તેને રાજ્યવસ્ત્ર કહાડી નાખી પશ્ચાત્તાપીનું વસ્ત્ર પહેરવું પડ્યું; ત્રણ દહાડા સવારથી તે રાત લગી બહારના ચોકમાં ભર શીઆળે ઉઘાડે પગે ઉભાં રહી પ્રભુનો ને પોપનો અપરાધ કર્યાની તેણે ક્ષમા માગી; અને ત્યારે પોપે તેને પોતાની પાસે આવવા દીધો ને રાજા સર્વ પ્રકારે નમ્યો તોપણ તેને મંડળ બહાર કરવાનું ફકત મુલતવી રાખ્યું. એ હીણપસતી હેનરીને દીલમાં બહુજ લાગી ને કૈંટેસની મિલકત મંદિરનાં કામમાં વપરાતી જોઇ તેણે અતીસ ક્રોધે ભરાઈ લડાઈ પાછી ચલાવી. એવામાં જર્મનીનાજ કેટલાક સરદારોએ એક સભા ભરી હેનરીને પદભ્રષ્ટ કીધો ને રેડાલ્ફને મહારાજા નીમ્યો. એ પ્રમાણે થયું એટલે પોપે હેનરી વિરુદ્ધ પોતાના ઠરાવ તરત અમલમાં આવતા બંધ રાખ્યા પણ રેડાલ્ફની જીત થઈ એટલે હેનરીને પતિત ઠેરવ્યો ને સુનાનો મુગટ રેડાલ્ફને મોકલ્યો. હેનરીએ ટૈરોલના પહાડોમાં સભા ભરી ગ્રેગરીને પદભ્રષ્ટ કીધો ને રાવેનાના આર્ચ બિશપને ક્લેમેંટ ૩ જો નામ આપી પોપ કીધો. ગ્રેગરીએ ટક્કર આપી; પણ તેટલામાં રેડાલ્ફ હાર્યો ને કપાઇ પડ્યો તેથી હેનરીએ પાછાં સબળ થઇ રોમ ઉપર ધસારો કીધો; બેવાર તેને રોમના કોટ આગળથી મારી કહાડવામાં આવ્યો પણ તીજીવાર તેણે રોમમાં પ્રવેશ કરી લાંચો આપી ક્લેમેંટને પોપ કીધો; હેનરી પાછો જર્મની ગયો એટલો ગ્રેગરીએ નોર્મન લશ્કર સાથે આવીને રોમ પાછું લીધું. પછી પોપના ઉસકેરવાથી રાજકુંવરોએ બાપની સામાં બલવા ઊઠાવ્યા હતા ને હેનરી દુઃખ પામી

શિક્ષક એકાદા સંસારીજન પાસે પોતાનો પટ્ટાભિષેક કરાવી લેશે તો બંને ખ્રિસ્તીમંડળ બહાર થશે; ધર્મશિક્ષકો તથા સરદારો એકાદા ધર્મશિક્ષકને આજીવિકા કરાવી આપવાની મહારાજાને સલાહ આપશે તો તેઓ પણ બહાર થશે; અને સર્વ પરણેલા ઉપાધ્યાયોએ પોતાની સ્ત્રિઓનો ત્યાગ કરવો ને જે નહીં કરે તેને પદભ્રષ્ટ કરવામાં આવશે. એ ઠરાવો ગ્રેગરીએ પોતે પત્રો લખીને યૂરોપના રાજાઓને જણાવ્યા અને પછી ઠરાવ પ્રમાણે અમલમાં લાવવા માડ્યું. મંડળ બહાર કરેલા બિશપોને હેનરીએ આશ્રય આપ્યો ને તેઓને તેઓની પદવીએ પાછા બેસાડ્યા તે ઉપરથી ગ્રેગરીએ મહારાજા પાસે જવાબ લેવા તેને રોમ તેડ્યો; અને હેનરીએ ક્રોધે ભરાઇ વરમ્સમાં ધર્માધિકારી તથા રાજાઓની સભા ભરી ગ્રેગરીને લાંચીઓ, ખૂની, નાસ્તિક કહી પોપપદથી ભ્રષ્ટ ઠેરવ્યો. જરાપણ ગભરાયા વગર ગ્રેગરીએ રોમમાં સભા ભરી હેનરીને યથાવિધિ પતિત ઠેરવ્યો ને તેની જર્મનીની તથા ઇટલીમાંની પ્રજાને તેની અવજ્ઞા કરવાના પાપથી મુક્ત કીધી; જર્મની, ફ્રાંસ ને લોમ્બર્ડીમાંના ઘણાએક ધર્મોપાધ્યાયોને પદભ્રષ્ટ કીધા; અને જગતના રાજાઓના ઉપર રોમના પોપની સત્તા છે એવા દાવાના ઠરાવો પ્રગટ કીધા; આવા—રોમનો પોપ એજ એકલો ચક્રવર્તી કહેવાય; ધર્માધ્યક્ષને પદભ્રષ્ટ કરવાનો હક માત્ર તેનોજ છે; સર્વજનની સભામાં ધર્માધ્યક્ષોની ઉપર પોપનોજ પ્રતિનિધિ સર્વોપરિપણું કરે; ગેરહાજર રહેલા ધર્મશિક્ષકોને પોપ પદભ્રષ્ટ કરી શકે; મહારાજ્યના ભૂષણો ઉપયોગમાં લેવાનો તેનોજ માત્ર હકછે; રાજાઓ તેના, માત્ર તેનાજ પગનું ચુંબન કરવાને બંધાયલા છે; મહારાજાઓને પદચ્યુત કરવાનો પોપને હક છે; તેની આજ્ઞા વિના જે ધર્મસભા ભરાય તે સર્વજનની ન કહેવાય; તેની આજ્ઞાવિના નીકળેલું પુસ્તક તે ધર્મશાસ્ત્રનું માનવું નહીં; તેનો ઠરાવ કોઇથી ફરે નહીં પણ તે સૌના ઠરાવ ફેરવી શકે; રોમનો ખ્રિસ્તી સંપ્રદાય તેજ અભ્રમ-સત્ય છે ને રહેશે; એ સંપ્રદાયથી ખસે તે કાથલિક (સર્વ સામાન્ય) ખ્રિસ્તીમાંથી ટળે; દુષ્ટ રાજાઓની પ્રજાને રાજાજ્ઞા ન માનવાનો દોષ નથી; ઇત્યાદિ. બંને પક્ષે લડાઇની તૈયારી કરવા માંડી—એવામાં મહારાજાના મતને ઉત્તેજન આપનાર એક કોંટ મરી ગયો ને તેની વિધવા કોંટેસ મટિલ્ડાએ સઘળી દોલત ગ્રેગરીને (પ્રીતમને એમ પણ કહેવાતું) હવાલે કરીને તેના લાભમાં જેટલી મેહનત થઇ તેટલી કીધી; ડાલમેશિયાનો ડ્યૂક, સીસીલીના નોર્મન રાજા અને મોરોક્કોના મુસલમાન બાદશાહ એઓએ મદદ આપવી કબૂલ કીધી; હેનરીનાં રાજ્યમાં સાધુ તથા જોગીઓ, લોક તથા

લૂઇનો રાજવંશ ૯૧૧ સૂધી ચાલ્યો—તેની કારકીર્દીમાં હંગેરીઅન, સ્લાવોનીઅન, મોરેવીઅન ને નોર્મન એ વિદેશી લોક જ્યારે ત્યારે રાજ્ય ઉપર ચઢીઆવતા; એથી પ્રદેશ પ્રદેશનાં રક્ષણને માટે ઘણાક કોટ ને કિલ્લા બંધાયા હતા; અને એ ફ્યૂડલ સરદારો બહારના શત્રુઓને મારી કહાડતા એટલુંજ નહી પણ કોઈ કોઇ વાર પોતાના રાજાઓની પણ સામાં થતા;—એઓ પોતાના સેવક લોક ઉપર જુલમ ગુજારતા, પરસ્પર લડતા ને રાજ્યમાં અવ્યસ્થિતપણું વધારતા.+

કારલોવિંજીઅન વંશની સમાપ્તિ પછી કોનરાડ (ફ્રાંકનો ડ્યૂક) ને પછી હેનરી (સેક્સનીનો ડ્યૂક) ને પછી એનો દીકરો ઓથો ૧ લો જર્મનીનો મહારાજા થયો. એણે કેટલાએક બળવા બેસાડ્યા; ઓડર નદી સૂધીના વેંડ લોકને ખ્રિસ્તી ધર્મ પાળતા કીધા ને ડેન્માર્કના રાજા પાસે બાપ્ટિસમનું વચન લીધું; ઇટલીમાં મારગ્રેવ બેરેનગેરીઅસનો પ્રદેશ તેને હરાવી પોતાના તાબામાં લીધો ને ઇટલીનો રાજા ને રોમનોનો મહારાજા એ ઉપનામ પેવીઆમાં ને રોમમાં તાજ પેહેરી ધારણ કીધાં; તેણે પોતાના સાક્સન સીપાઈઓની સરદારી કરી હંગેરીઅન લોકની ફોજને ઘણી ખરી કતલ કરી નાખી ને ત્યાર પછી તેઓ જર્મની ઉપર હલ્લા કરતા બંધ પડ્યા હતા; ઇટલીના લોક તેની આણમાંથી ખસી બલવો ઉઠાવતા તેને માટે તેણે ઘણીકવાર ત્યાં જઇ બંદોબસ્ત કીધો હતો. એ ઓથો (મોટો) ૯૭૩ માં મરણ પામ્યા પછી ઓથો બીજો ને ઓથો તીજો ને હેનરી બીજો (એણે બર્ગંડીનું રાજ જર્મનીમાં જોડ્યું) એ ત્રણ જણે ૧૦૨૪ સૂધી અનુક્રમે રાજ કીધું.*

---

+ ઇટલીમાં, કારલોવિંજીઅન વંશના રાજાઓની કારકીર્દીમાં કેટલાક જબરા ફ્યૂડલ સરદારોએ સામાં થઇ પોતપોતાનાં પ્રદેશમાં આપઅખત્યારીથી રેહેવા માડ્યું હતું ને કિલ્લાકોટ બાંધ્યા હતા તેમ કેટલાંક શેહેરો નવાં બંધાયાં હતાં કે જે પછવાડેથી વેપારવડે શ્રીમંત થઇ કળાકૌશાલ્યની સમૃદ્ધિ દેખાડતાં થયાં. એ શેહેરોમાં અમીર તથા લોક એ બે વર્ગ હતા ને સર્વોપરિ સત્તાને માટે પણ ઝગડા હતા (જર્મની કરતાં થોડા) તોપણ બીજા તથા ત્રીજા વર્ગના લોક છેકજ દબાઇ ગયલા નહોતા.

* રોમન મહારાજા ઓગસ્ટસના વખતથી રોમનો જર્મની ઉપર પોતાનું બળ કહાડતા તેમ ઓથો મોટો એના વખતથી જર્મનોનું બળ ઇટલીમાં ક્ષીણ થવા માડ્યું; એ રાજાના વખતથી ઇટલીમાંનો પ્રદેશ સાચવવાને અને પશ્ચિમનો મહારાજા એ ઉપનામ લેવાને રાજાઓને સવારી લઈ જવી પડતી, ને-

મરણ પામ્યો હતો ને પોપે તેનું મુડદું દાટનાર જે ધર્માધ્યક્ષને મંડળબહાર કરેલો તેને મુડદું પાછું ખોદાવી અપરાધથી મુક્ત કીધો હતો. રાજા હેનરી પાંચમો પોપની સત્તા તોડવાને મથ્યો પણ અંતે તેને પોપનું કહેલું સંધું કબૂલ કરવું પડયું હતું. એ પ્રમાણે પોપ ને રાજાઓ વચ્ચે ઝગડા ચાલ્યાં કરતા ને તેમાં ઘણુંકરીને પોપનીજ જીત થતી; ઇનોસેંટ ત્રીજાની કારકીર્દીમાં (૧૧૯૮-૧૨૧૬) પોપની રાજકીય સત્તા પૂરેપૂરી વધી રહી—ઇટલીના એક સમુદ્રથી તે બીજા સમુદ્ર સૂધી તેનું રાજ હતું; તેણે કોન્સલની પદવી કહાડીનાખી પોતેજ રાજા કહેવડાવ્યું હતું.*

## જર્મનીનો પ્રદેશ.

અહીંના લોકમાંના સાક્સન જાતીમાંના કેટલાક ઈંગ્લંડ ગયા, ફ્રાંક તે ગોલમાં ગયા, ગોથ તે ઇટલીમાં ગયા, લોમ્બર્ડ તે પાનોનીઆમાં ને આલેમાની તે રહેન ઉપર રોમના તાબાના પ્રાંતો હતા ત્યાં જઈ વસ્યા, (ઇ૦ સ૦ સૈકા પાંચમાં); ફ્રાંસના શાર્લમેને સાક્સન લોકને પૂરેપૂરા તાબે કીધા (૭૮૫); અને તેનું રાજ્ય ત્રણ વિભાગમાં વેંહેચાયા પછી તેમાંનું એક જર્મનીનું લૂઈ (જર્મન) એણે માડયું (૮૪૩).

---

* ઇ૦ સ૦ તેરમા સૈકામાં પોપની સમ્મતિથી વેરાગીઓના કેટલાક વર્ગ કહાડવામાં આવ્યા હતા ને ૧૨૭૪ માં ભરાયલી સભાએ ફ્રાન્સિસ્કન, ડોમીનીકન, કાર્મેલેટ ને ઓગસ્ટિન એ ચાર વર્ગ સ્થાપ્યા હતા; અને પાખંડીઓનો ધ્વંસ કરવાને **ઇનકિવઝિશન** ન્યાયસભાઓ સ્થાપી હતી ને એ, છૂપી તજવીજે ધર્મ દૂષીઓના ઉપર અપરાધ ઠેરવતી. (એ કોરટે પ્રથમ આલ્બી નગરમાં અનેક પંથના એકઠા થયલા લોકને પોતાની અતિ ત્રાસદાયક શિક્ષાની રીતી દેખાડી હતી, પાછળથી તે ફ્રાંસમાં બંધ પડી હતી; ૧૨૩૧ માં તે કોરટ જર્મનીમાં નીકળી હતી પણ ત્રણ વર્ષ પછી ઇનિસાફદારના અતિ કરડાપણાથી ઉઠી ગઈ હતી ને પછી કદી મંડાઇજ નહોતી; ઇટલીમાં તે કોરટોએ રેફરમેશન—પુનઃ સંસ્કારનું જરાપણ ફાવવા દીધું નહોતું પણ નેપલ્સના લોક ફતેહમંદીથી સામા થયા હતા; તે કોરટોએ પોતાની ભયંકર સત્તા સ્પેનમાં પૂરેપૂરી વાપરી હતી). ૧૨૭૦ માં આઠમી ક્રૂસેડ થઈ હતી.

બોનીફેસ ૮ મો (૧૨૯૪-૧૩૦૩) એ પોપપદનાં સર્વોપરિપણાં વિષે બોલનારો છેલ્લો પોપ હતો. પણ ફ્યૂડલ અમીરોની સત્તા તોડીને રાજાઓએ પોતાની સત્તા વધારવા માંડી હતી, લોક રાજપક્ષ ખેંચતા થયા હતા ને ધર્મશિક્ષકોમાં પણ મતભેદ ઘણા હતા; કલેમેંટ પાંચમો એણે આવિગનનને પોપનાં રાજ્યનું મુખ્ય નગર કીધું હતું; ૧૩૭૮ માં બે પોપ નીમાયા હતા ને એ ભેદ ૧૪૨૯ સૂધી રહ્યો હતો; દેશદેશમાં ઉપાધ્યાયોની અનીતિ ચરચાતી થઈ હતી.

હેનરી પાંચમાના એમેજ ખરા વારસ છેએ; લોથેરીઅસે સ્વેબીઅન પક્ષની સત્તા ન વધવા દેવાને સાક્સનીનું ડયૂકડમ પોતાના સગા બવેરીઆના હેનરીને (ગર્વિષ્ઠ કેહેવાતો) આપ્યું ને એથી ગ્વેલ્ફ તથા ઘીબીલૈન એ બે પક્ષોના ઝગડાઓનું મૂળ રોપાયું. લોથેરીઅસ ૧૧૩૭ માં મૂઓ કે ફ્રાંકોનીઆનો ડયૂક કોનરાડ તીજો (હોહેનસ્ટોફન કુળનો) મહારાજા નીમાયો; એણે હેનરી ગર્વિષ્ઠ પાસેથી સાક્સની તથા બવેરીઆના ડયૂકડમ છીનવી લેઈ સાક્સની તે બ્રાંડનબર્ગના માર્ક્વિસને અને બવેરીઆ તે આસ્ટ્રિયાના મારગ્રેવ લીઓપોલ્ડને આપ્યું; હેનરીના મૂઆ પછી તેનો ભાઈ ગ્વેલ્ફ કોનરાડ સામાં લડતાં હાર્યો પણ હેનરી ગર્વિષ્ઠનો દીકરો હેનરી (સિંહ) એણે સાક્સનીનું ડયૂકડમ પાછું જીતી લીધું હતું; કોનરાડ ઈટલીના પક્ષકારોના ઝગડામાં ન પડતાં જર્મનીમાંજ રૂડી વ્યવસ્થા કર્યા કીધી; ધર્મના જોસ્સાથી તે બીજી ક્રૂસેડમાં ગયો હતો અને પછી ત્રણ વર્ષે પછી મરણ પામ્યો હતો (૧૧૫૨). કોનરાડના ભાઈનો દીકરો ફ્રેડરિક ૧ લો (બારબરોસ્સા-રાતી દાઢીનો) મહારાજા થયો; તેણે પોપની સામા અને પોપ પક્ષના ગ્વેલ્ફ લોક સામાં લડાઈઓ કીધી; સાક્સની ને બવેરીઆ હેનરી સિંહને પાછાં આપ્યાં ને આસ્ટ્રિયાના મારગ્રેવિએટને મહારાજાની ફ્યૂડલ સેવામાંથી છૂટું કીધું; તેણે ૧૧૫૪ માં રોમમાં પોપ તથા લોકની વચમાંનો વાંધો પતાવ્યો, પોપનો કટ્ટો વેરી ને લોકને ઉસકેરનાર આર્નોલ્ડ એને જીવતો બાળી મૂકાવ્યો; તેણે ક્રેમા શેહેર ને મીલાન (૧૧૬૨) તાબે કીધાં; તે ફરી પાછો (૧૧૬૬) લામ્બર્ડીના શેહેરોને સજા કરવાને ઈટલીમાં ગયો, રોમ લીધું ને પોપ અલેક્ઝાંડરને નસાડયો પણ પછી એકાએક મરકી ચાલવાથી તેનું લશ્કર ઘણું ખરૂં નાશ પાંમ્યું; તે વેહેલો વેહેલો જર્મની આવ્યો કે લામ્બર્ડીના શેહેરોએ પાછા બલવા કીધા, વળી પાછો તે ઈટલી ગયો (૧૧૭૪) પણ લામ્બર્ડીનાં શેહેરોએ જબ્બર ટકાવ કીધો, ફ્યૂડલ સેવક હેનરી સિંહે ફ્રેડરિકને છોડી દીધો, ને એણે લામ્બર્ડને લડાઈ આપી પણ હારીને સલાહ માગી, અલેક્ઝાંડર પોપને કબૂલ કીધો ને પછી હેનરીને સજા કરવાને જર્મની પાછો આવ્યો; તેણે ૧૧૮૩ માં લામ્બર્ડીના શેહેરો સાથે સલાહ કરાર કીધા ને પોતાના દીકરા હેનરીને નેપલ્સ તથા સીસીલી અહીંના રાજની વારસકુંવરી સાથે પરણાવ્યો. ૧૧૮૭ માં તે મોટું લશ્કર લેઈ સાલાદીન સામાં લડવાને ગયો, તુરકની ૩ લાખ ફોજને તેણે હરાવી પણ પછી આગળ ધસતાં નદી ઓળંગતાં તણાઈ ડૂબી મરણ પામ્યો (૧૧૯૦). ફ્રેડરિકનો દીકરો હેનરી છઠ્ઠો એણે મહારાજપદ વંશપરંપરાનું કરવાને નેહે-

ભૂપ તથા સરદાર એઓની સભાએ ફ્રાંકોનીઆના કોનરાડને મહારાજા ઠેરવ્યો, તેણે ઇટલી બર્ગંડી ને લોરેનમાં લડાઇઓ કરી પોતાનું જર્મન શૌર્ય તથા ધીટપણું, ડેન્માર્ક તથા પોલંડના સંબંધમાં રાજકીય ડહાપણ અને જર્મનીના કલ્યાણને અર્થે ઉદ્યોગ તથા વ્યવસ્થાથી પોતાની શુભેચ્છા એ દેખાડયાં. એ ૧૦૩૯ માં ને તેનો દીકરો હેનરી ત્રીજો ૧૦૫૬ માં મરણ પામ્યા પછી એના બાળક દીકરા હેનરી ૪ થાની આણ ફરી. એણે સાકસનો સાથે ટંટો રાખી તેઓને બહુ બહુ પીડા કીધી તે ઉપરથી જર્મનીના ભૂપોએ તેને પદચ્યુત કરવાનો સમય આણ્યો, વફાદાર શેહેરો તેની મદદમાં રહ્યાં ને તેણે હઠીલા સાકસનોને હરાવી તાબેદાર કીધા; પણ રોમના પોપ ગ્રેગરી સાતમાની આગળ તેનું ચાલ્યું નહીં ને તેની સત્તાને અધીન રહેવું પડયું. હેનરી પાંચમો (એણે હંગેરીઅન ને પોલ સામાં ફતેહમંદીથી લડાઇઓ ચલાવી જર્મનીના મહારાજ્યને અત્રુટ રાખ્યું પણ ઇટલીમાંના કેટલાક પ્રદેશ ઉપર દાવો કરવાથી તેને પોપ સામાં ને વળી બીજા જર્મન ભૂપો સામાં ટંટા મચાવવા પડયા હતા.

હેનરીનાં મરણ પછી (૧૧૨૫) લોથેરીઅન બીજો (સાકસનીનો ડયૂક) મહારાજા થયો ને એને ફ્રાંકોનીઆ તથા સ્વેબીઆના ડયૂકો જે **હોહેન સ્ટોફેન** કુળના હતા તેઓની સાથે હંમેશ ટંટા ચાલતા—તેઓ કેહેતા કે

---

—એથી જર્મનીમાં તેઓથી વ્યવસ્થા રખાતી નહીં ને એથી તેઓને પોપની સત્તાનાં દબાણમાં રેહેવું પડતું; લોરેન, સાકસની, ફ્રાંકોનીઆ, બવેરીઆ, સ્વેબીઆ એ આદિ પ્રદેશોના ડયૂકો મહારાજાઓની ગેરહાજરીમાં મોટપ ને સ્વાધીનતા વધારવાને લાગ સાધતા; ડયૂકનું જોઇને તેઓના અથવા રાજાના બીજા ફ્યૂડલ સેવકભૂપ પણ વર્તતા; હળખેડુ લોક પોતાના સ્વામી સરદાર (ઉતરતા વર્ગના) સાથે, એઓ ડયૂક સાથે, ડયૂક રાજા સાથે અને વળી ડયૂક, કોંટ, નૈટ, એ સૌ પરસ્પર ઝગડા મચાવતા; શેહેરો ધીમે ધીમે સ્વાધીનતા મેળવવા લાગ્યાં હતાં ને હળખેડુ લોક ફ્યૂડલ સ્વામીને છોડી ફક્ત રાજાનીજ આણ માનતા થતા હતા; જર્મનીનાં રાજ્યોનું સંલગ્નપણું ને વ્યવસ્થિત ઐક્ય એનો ક્ષણીક રીતે નાશ થવાનો સંભવ હતો, ઇટલીની અનીતિ ને મોજમજા દાખલ થઇ હતી, કેટલાક મહારાજા ને કેટલાએક સૈન્ય ઇટલીમાં નાશ પામ્યાં હતાં;—પણ એ સંધું પોપની વૃદ્ધિ પામતી સત્તા ઉપર અંકોશ રૂપ હતું.

જર્મનીનાં રાજ્યો પોતાનામાંના એક પુરુષને મહારાજા ઠેરવતા, એવી રૂઢી તો હતીજ, પણ મહારાજા પોતાના વારસને મહારાજ પદ મળે તેની તજવીજ કરતા, ને એથી બખેડા થતા, તોપણ કેટલાએક જે લાએક જણાતા તેને સકળ રાજ્યો કાયમ રાખતાં.

૪૦ સં ૧૨૭૩ માં હાપ્સબર્ગનો રૂડોલ્ફ (આસ્ટ્રિયન કુળનો) મહારાજા થયો. પાછલાં ૧૭ વર્ષના ગાળામાં બોહીમીઆના રાજાએ જર્મન મહારાજ્યમાંના આસ્ટ્રિયા, સ્ટિરિયા, કારનીઓલા, કારિનથીઆ એ ડ્યૂકડમોને પોતાનાં રાજ્યમાં જોડ્યાં હતાં ને તેણે રૂડોલ્ફને પોતાનો ફ્યૂડલ સ્વામી માન્યો નહીં તે ઉપરથી મહારાજાએ ચઢાઈ કરી ને બોહીમીઆવાળો લડતાં પડ્યો;—પછી મહારાજાએ બોહીમીઆની વંશપરંપરાની જાગીર મરનારના દીકરાને પાછી આપી; અને ખાલી પડેલું આસ્ટ્રિયાનું ડ્યૂકડમ પોતાના બે દીકરા આલબર્ટ તથા રૂડોલ્ફ એ બેને આપ્યું; પોતાની ત્રણ દીકરી પોતાનાં દેશી રાજ્યના ત્રણ ભૂપ સાથે પરણાવી; રાવેના, બોલોગના, અરબીનો, સ્પોલેટો એ પ્રદેશો પોપને આપી દીધા;—મહારાજ્યમાં સ્થાયી સ્વસ્થતા રેહે ને જર્મન લોકને પરદેશીની પ્રજા થવાનું ભય ન રેહે તેને માટે ઘણીક

---

—થઈ; તોપણ પ્રદેશ પ્રદેશનાં રાજ્યોનો સંબંધ ને જૂદો પડતો રંગ આ પ્રમાણે હતો. ફ્યૂડલ જાગીરોમાં બીજી બધીથી જે મોટી (ડ્યૂકડમ ને મારગ્રેવિએટ) તે ઘણું કરીને વંશપરંપરાની થવા માંડી; રાજાઓનો હક આટલોજ કે મોટા જાગીરદારો વંશપરંપરાના થતા તે તેઓને કબુલ રાખવું પડતું, કેમકે તેઓની પોતાની નીમણુકનો આધાર કેટલીક રીતે ખસૂસ મોટા જાગીરદારોની પસંદગી ઉપર હતો,— કે જ્યારે કોઈ ડ્યૂક મહારાજા થતો ત્યારે તેને પોતાની જાગીર ઉપરથી હક ઉઠાવી લેઈ બીજાને આપવી પડતી; એવા પ્રસંગોમાં ડ્યૂક પોતાની પ્રદેશસત્તા વધારતા ને મહારાજાઓ પોતાનાં રાજપદ વંશપરંપરાનાં કરવાને મેહેનત લેતા; ડ્યૂક, મારગ્રેવ, કોંટ, પાલેટેન, અરલ એ ફ્યૂડલ ખિતાબો જીવતા લગીના હતા તે વંશ પરંપરાના થયા. આર્ચ બિશપ, બિશપ ને આબટ એ ધર્માધિકારીઓની જમીદારી રાજકીય જમીદારીથી જૂદી પડી; અને ધંધાધારી કારીગરો જેઓને હેનરી પાંચમાએ નગરજન સ્વતંત્ર એવી રીતે ઓળખાતા કીધા તેઓએ વધારે હક લીધા. કેટલાંક શેહેર જેમાં તેઓ રેહેતા તે ફક્ત ડ્યૂકની ને કેટલાક ફક્ત રાજાની સત્તાઆણ માનતાં થયાં; જે થોડાંક ફક્ત રાજાની આણ માનનારાં હતાં તે વધારે સ્વતંત્રતા અથવા ઓછો જુલમ ભોગવતાં ને તેઓનું જોઈને ઘણાંક જે ડ્યૂકની સત્તામાં હતાં તેઓએ તેવાજ સંબંધમાં રેહેવાને ડ્યૂકો સાથે ઝગડા મચાવ્યા. ઓથો મોટા એના વખતમાં સાકસનીમાં રૂપાંની ખાણ નીકળી ત્યારથી દોલત તથા ધંધા વધ્યાં ને ધાતુઓ, ઊનનાં કપડાં, સણનાં કપડાં, એનાં કારખાનાં ચાલૂ થયાં; વેપાર વધ્યો ને બ્રેમેન, હામ્બર્ગ, કોલોન એ શેહેર પ્રખ્યાત થયાં; વેપાર ધંધો ઘણો ખરો યાહુદીઓનાં હાથમાં હતો. તેરમા સૈકામાં વેપારી શેહેરોનાં જૂટ બંધાયાં ને લ્યૂબેક, કોલોન, બ્રંઝવિક ને ડાંટઝિક એ તેની વ્યવસ્થા રાખતાં.

નત લીધી પણ સાકસનો સામા થયાથી તે ફાવ્યો નહીં; તેણે પોતાની સ્ત્રીના વારસનાં રાજ્યમાં (નેપલ્સ તથા સીસીલીનાં) કાળ ગૂજાર્યો, જાલમ સત્તા વાપરી તે રાજ્યને પોતાના મહારાજ્યમાં જોડયું-નોરમન વંશનું સત્તાતારા ગયું ને ઇટલીનાં રાજ્યો ઠગાયાં. એ ૧૧૯૭ માં મૂઓ ને તેનો ચાર વર્ષનો દીકરો ફ્રેડરિક બીજો નેપલ્સમાં મનાયો, રોમનો રાજા કહેવાયો પણ જર્મનીમાં સ્વેબીઆનો ડયૂક ફીલિપ અને હેનરી સિંહનો દીકરો ઓથો ૪ થો એ બે જણ મહારાજપદને માટે દાવો કરતા થયા; ફીલીપનું ખૂન થયું, પોપ ઇનોસેંટ ત્રીજાએ ફ્રેડરિક બીજાને જર્મનીનો મહારાજા પોકાર્યો, પણ પછી એને ને પોપને ભારે ઝગડો મચ્યો હતો; મહારાજાને ઇચ્છા ઉપરાંત ક્રૂસેડમાં જવું પડયું, અહીં એણે પરાક્રમ કરી જરૂસલેમ ને બીજી કેટલીક જગા ખ્રિસ્તીઓના હવાલામાં પાછી આણી આપી (૧૨૨૭); તેની ગેરહાજરીમાં તેનો દીકરો હેનરી જર્મનીનું રાજ કરતો તેણે ને લોમ્બર્ડીનાં શેહેરોએ પોપની ઉસકેરણીથી બલવા કીધા; પણ તેટલે ફ્રેડરિકે જરૂસલેમથી આવી હેનરીને ઉઠાડી પોતાના બીજા દીકરા કોનરાડ ૪ થાને મહારાજપદને માટે ઠેરવ્યો; તેણે સભા ભરી જર્મનીના બખેડા કહાડવાની ગોઠવણો કીધી ને લોમ્બર્ડીનાં શેહેરોને તાબે કીધાં, પણ જુલમી સત્તા ચલાવી તે ઉપરથી પોપે તેને બીજીવાર ખ્રિસ્તી મંડળ બહાર કરવાનો ડર આપ્યો; ફ્રેડરિક ને પોપ બેના ટંટા ચાલ્યા, જર્મનીમાં બે સરદારો મહારાજપદ ઝડપી લેવા ઉભા થયા, પોપની સાથે સમાધાન થયું નહીં ને મહારાજા દુઃખથી છૂટયો (૧૨૫૦). કોનરાડ ૪ થો ઝેરથી મૂઓ (૧૨૫૪) ને તેનો દીકરો કોનરાડિન બે વર્ષનો હતો તેથી તેનો સગો માનફ્રેડ રાજ્ય ચલાવતો; પોપે સામાં થઇ ફ્રાંસના લૂઈ નવમાના ભાઈ આંજુના ચાર્લસને બોલાવ્યો; એણે લશ્કર સાથે આવી બેનીવેંટો આગળ માનફ્રેડને લડાઈ આપી, એ હાર્યો, કપાઈ મૂઓ ને પોપે રાજ્યોની વેંહેચણ કરી પરાક્રમી ને પ્રતાપી રાજાઓના વંશની સમાપ્તિ કરી (૧૨૬૬). ૧૨૫૦ થી તે ૧૨૭૨ સૂધીના ના કાળમાં કોઈ જર્મન મહારાજા નહોતો.*

* શૈકા ૧૧-૧૨ માં ચાલચલણ તથા રીતભાત, ભાષા તથા રાજધારા એ ઘણાં ખરાં સરખાં થવા લાગ્યાથી અને ડયૂક પદવી ધરાવતા ભૂપ તથા ફ્યૂડલપણાંથી છૂટા થયલાં જન એઓથી નીમાયલા એક મહારાજાની સર્વોપરિ સત્તા હોવાથી બવેરીઅન, ફ્રાંક, સાકસન, સ્વેબીઅન વગેરે અનેક જર્મન જાતીઓનું ઐક્ય થતું ચાલ્યું ને તે, જર્મન લોક એ શબ્દે જગતમાં ઓળખાતી

ઈ૦ સ૦ ૧૨૭૩ માં હાપ્સબર્ગનો રૂડાલ્ફ (આસ્ટ્રિયન કુળનો) મહારાજા થયો. પાછલાં ૧૭ વર્ષના ગાળામાં બોહીમીઆના રાજાએ જર્મન મહારાજ્યમાંના આસ્ટ્રિયા, સ્ટિરિયા, કારનીઓલા, કારિનથીઆ એ ડ્યૂકડમોને પોતાનાં રાજ્યમાં જોડ્યાં હતાં ને તેણે રૂડાલ્ફને પોતાનો ફ્યૂડલ સ્વામી માન્યો નહીં તે ઉપરથી મહારાજાએ ચઢાઈ કરી ને બોહીમીઆવાળો લડતાં પડ્યો;—પછી મહારાજાએ બોહીમીઆની વંશપરંપરાની જાગીર મરનારના દીકરાને પાછી આપી; અને ખાલી પડેલું આસ્ટ્રિયાનું ડ્યૂકડમ પોતાના બે દીકરા આલબર્ટ તથા રૂડાલ્ફ એ બેને આપ્યું; પોતાની ત્રણ દીકરી પોતાનાં દેશી રાજ્યના ત્રણ ભૂપ સાથે પરણાવી; રાવેના, બોલોગના, અરબીનો, સ્પોલેટો એ પ્રદેશો પોપને આપી દીધા;—મહારાજ્યમાં સ્થાયી સ્વસ્થતા રેહે ને જર્મન લોકને પરદેશીની પ્રજા થવાનું ભય ન રેહે તેને માટે ઘણીક

---

—થઈ; તોપણ પ્રદેશ પ્રદેશનાં રાજ્યોનો સંબંધ ને જૂદો પડતો રંગ આ પ્રમાણે હતો. ફ્યૂડલ જાગીરોમાં બીજી બધીથી જે મોટી (ડ્યૂકડમ ને મારગ્રેવિએટ) તે ઘણું કરીને વંશપરંપરાની થવા માંડી; રાજાઓનો હક આટલોજ કે મોટા જાગીરદારો વંશપરંપરાના થતા તે તેઓને કબૂલ રાખવું પડતું. કેમકે તેઓની પોતાની નીમણુકનો આધાર કેટલીક રીતે ખસૂસ મોટા જાગીરદારોની પસંદગી ઉપર હતો,— કે જ્યારે કોઈ ડ્યૂક મહારાજા થતો ત્યારે તેને પોતાની જાગીર ઉપરથી હક ઉઠાવી લેઈ બીજાને આપવી પડતી; એવા પ્રસંગોમાં ડ્યૂક પોતાની પ્રદેશસત્તા વધારતા ને મહારાજાઓ પોતાનાં રાજપદ વંશપરંપરાનાં કરવાને મેહેનત લેતા; ડ્યૂક, મારગ્રેવ, કૌંટ, પાલેટૈન, અરલ એ ફ્યૂડલ ખિતાબો જીવતા લગીના હતા તે વંશ પરંપરાના થયા. આર્ચ બિશપ, બિશપ ને આબટ એ ધર્માધિકારીઓની જમીદારી રાજકીય જમીદારીથી જૂદી પડી; અને ધંધાધારી કારીગરો જેઓને હેનરી પાંચમાએ નગરજન સ્વતંત્ર એવી રીતે ઓળખાતા કીધા તેઓએ વધારે હક લીધા. કેટલાંક શેહેર જેમાં તેઓ રેહેતા તે ફકત ડ્યૂકની ને કેટલાક ફકત રાજાની સત્તાઆણ માનતાં થયાં; જે થોડાંક ફકત રાજાની આણ માનનારાં હતાં તે વધારે સ્વતંત્રતા અથવા ઓછો જુલમ ભોગવતાં ને તેઓનું જોઈને ઘણાંક જે ડ્યૂકની સત્તામાં હતાં તેઓએ તેવાજ સંબંધમાં રેહેવાને ડ્યૂકો સાથે ઝગડા મચાવ્યા. ઓથો મોટા એના વખતમાં સાકસનીમાં રૂપાંની ખાણ નીકળી ત્યારથી દોલત તથા ધંધા વધ્યાં ને ધાતુઓ, ઊનનાં કપડાં, સણનાં કપડાં, એનાં કારખાનાં ચાલૂ થયાં; વેપાર વધ્યો ને બ્રેમેન, હામ્બર્ગ, કોલોન એ શેહેર પ્રખ્યાત થયાં; વેપાર ધંધો ઘણોખરો યાહુદીઓનાં હાથમાં હતો. તેરમા શૈકામાં વેપારી શેહેરોનાં જૂટ બંધાયાં ને લ્યૂબેક, કોલોન, બ્રંઝવિક ને ડાંટઝિક એ તેની વ્યવસ્થા રાખતાં.

નત લીધી પણ સાક્સનો સામા થયાથી તે ફાવ્યો નહીં; તેણે પોતાની સ્રીના વારસનાં રાજ્યમાં (નેપલ્સ તથા સીસીલીનાં) કાળ ગુજાર્યો; જાલમ સત્તા વાપરી તે રાજ્યને પોતાના મહારાજ્યમાં જોડ્યું–નોરમન વંશનું સત્તાતારા ગયું ને ઇટલીનાં રાજ્યો ઠગાયાં. એ ૧૧૯૭ માં મૂઓ ને તેનો ચાર વર્ષનો દીકરો ફ્રેડરિક બીજો નેપલ્સમાં મનાયો, રોમનો રાજા કહેવાયો પણ જર્મનીમાં સ્વેબીઆનો ડ્યૂક ફીલિપ અને હેનરી સિંહનો દીકરો ઓથો ૪ થો એ બે જણ મહારાજપદને માટે દાવો કરતા થયા; ફીલીપનું ખૂન થયું, પોપ ઇનોસેંટ ત્રીજાએ ફ્રેડરિક બીજાને જર્મનીનો મહારાજા પોકાર્યો, પણ પછી એને ને પોપને ભારે ઝગડો મચ્યો હતો; મહારાજાને ઇચ્છા ઉપરાંત ક્રૂસેડમાં જવું પડ્યું, અહીં એણે પરાક્રમ કરી જરૂસલેમ ને બીજી કેટલીક જગા ખ્રિસ્તીઓના હવાલામાં પાછી આણી આપી (૧૨૨૭); તેની ગેરહાજરીમાં તેનો દીકરો હેનરી જર્મનીનું રાજ કરતો તેણે ને લોમ્બર્ડીનાં શેહેરોએ પોપની ઉસકેરણીથી બલવા કીધા; પણ તેટલે ફ્રેડરિકે જરૂસલેમથી આવી હેનરીને ઉઠાડી પોતાના બીજા દીકરા કોનરાડ ૪ થાને મહારાજપદને માટે ઠેરવ્યો; તેણે સભા ભરી જર્મનીના બખેડા કહાડવાની ગોઠવણો કીધી ને લોમ્બર્ડીનાં શેહેરોને તાબે કીધાં, પણ જુલમી સત્તા ચલાવી તે ઉપરથી પોપે તેને બીજીવાર ખ્રિસ્તી મંડળ બહાર કરવાનો ડર આપ્યો; ફ્રેડરિક ને પોપ એના ટંટા ચાલ્યા, જર્મનીમાં બે સરદારો મહારાજપદ ઝડપી લેવા ઉભા થયા, પોપની સાથે સમાધાન થયું નહીં ને મહારાજા દુઃખથી છૂટ્યો (૧૨૫૦). કોનરાડ ૪ થો ઝેરથી મૂઓ (૧૨૫૪) ને તેનો દીકરો કોનરાડિન બે વર્ષનો હતો તેથી તેનો સગો માનફ્રેડ રાજ્ય ચલાવતો; પોપે સામાં થઇ ફ્રાંસના લૂઈ નવમાના ભાઈ આંજુના ચાર્લસને બોલાવ્યો; એણે લશ્કર સાથે આવી બેનીવેંટો આગળ માનફ્રેડને લડાઈ આપી, એ હાર્યો, કપાઈ મૂઓ ને પોપે રાજ્યોની વેંહેચણ કરી પરાક્રમી ને પ્રતાપી રાજાઓના વંશની સમાપ્તિ કરી (૧૨૬૬). ૧૨૫૦ થી તે ૧૨૭૨ સૂધીના કાળમાં કોઈ જર્મન મહારાજા નહોતો.*

---

* સૈકા ૧૧–૧૨ માં ચાલચલણ તથા રીતભાત, ભાષા તથા રાજધારા એ ઘણાં ખરાં સરખાં થવા લાગ્યાથી અને ડ્યૂક પદવી ધરાવતા ભૂપ તથા ફ્યૂડલપણાંથી છૂટા થયલાં જન એઓથી નીમાયલા એક મહારાજાની સર્વોપરિ સત્તા હોવાથી બવેરીઅન, ફ્રાંક, સાક્સન, સ્વેબીઅન વગેરે અનેક જર્મન જાતીઓનું ઐક્ય થતું ચાલ્યું ને તે, જર્મન લોક એ શબ્દે જગતમાં ઓળખાતી

કુળની છૂટી પડી ગએલી જાગીરો એકત્ર કીધી; લગ્નસંબંધે બર્ગંડીનો પ્રદેશ મેળવ્યો; કુંવરોના લગ્નસંબંધે હાપ્સબર્ગના કુળને માટે સ્પેનની ગાદીનો વારસો મેળવ્યો; અને છોકરાના છોકરાનાં લગ્નસંબંધે હંગરીનું રાજ પણ પોતાના કુળમાં વંશપરંપરાનું કીધું.



યોજના કીધી, પણ જ્યારે તેણે પોતાના દીકરાને મહારાજપદ મળવા માટે ભૂપ સરદારોની સમ્મતિ માગી ત્યારે એઓ સામા થયા હતા ને તેણે કેટલાક કિલ્લા તોડી પાડ્યા હતા ને કેટલાકને શિક્ષા કરી હતી. રૂડોલ્ફ ૧૨૯૧ માં મરણ પામ્યો; ૧૦ મહિના પછી નાસ્સોનો અડોલ્ફસ રાજા થયો તેને રૂડોલ્ફના દીકરા આલ્બર્ટે મારી નાખ્યો ને એણે ૧૩૦૮ સૂધી પોપ બોનીફેસ ૮ માની કટ્ટી શત્રુવટ છતે મહારાજપદ ભોગવ્યું. પછી લક્સમબર્ગનો હેનરી ૭ મો થયો (૧૩૦૯) તેણે ઈટલીમાં પોતાની સત્તા સ્થાપવાને પ્રયત્ન કીધો. ૧૩૧૪ માં કેટલાકે બવેરીઆના લૂઈને અને કેટલાકે આસ્ટ્રિયાના ફ્રેડરિકને મહારાજા ઠેરવ્યો; મૂલડોર્ફની લડાઈ થયા પછી (૧૩૨૨) લૂઈએ પોપ અને નેપલ્સના રાજા રોબર્ટ સામાં લડાઈઓ કીધી હતી. ૧૩૪૭ માં બોહીમીઆના રાજા જોનનો દીકરો ચાર્લસ ૪ થો મહારાજા નીમાયો ને ૧૩૫૫ માં તેણે રોમમાં તાજ પહેર્યું; તેણે બ્રાંડનબર્ગ ને સીલીશીઆ એ બોહીમીઆનાં રાજ્યમાં જોડ્યાં; ૧૩૫૬ માં જર્મન મહારાજ્યનો વ્યવસ્થા ધારો બાંધ્યો, આવો કે મૅંત્ર મેય્યેન્સ, ટ્રીવ્સ, કોલોન, બ્રાંડનબર્ગ, સાક્સની, બોહીમીઆ ને પાલાટીનેટ એ સાત મંડળરાજ્યોના સાત ભૂપ મહારાજાની નીમણુક કરે; તે ભૂપનાં કુંવરો રાજ્ય વેહેંચી ન લે પણ આખાં ઉપર માત્ર જ્યેષ્ઠ પુત્રજ રાજ કરે; તે ભૂપો ફ્રાંકફૉર્ટમાં મળે ને એઈલાશાપેલમાં મહારાજા તાજ પેહેરે; (મેય્યેન્સ, ટ્રીવ્સ ને કોલોનના ભૂપ તે ધર્માધિકારી આર્ચ બિશપ પણ હતા). ચાર્લસ પછી તેના દીકરા વેનસેસલેઅસે (૧૩૭૮–૧૪૦૦) ને પછી બ્રંઝ્વિકનો ફ્રેડરિક, રેહનનો પાલેટૈન રૂપર્ટ, લક્સમ્બર્ગનો જોસ્સસ, હંગરીનો રાજા સીજીસમંડ (૧૪૧૦–૧૪૩૮) એ અનુક્રમે મહારાજા થયા હતા.

કુળની છૂટી પડી ગએલી જાગીરો એકત્ર કીધી; લગ્નસંબંધે બર્ગંડીનો પ્રદેશ મેળવ્યો; કુંવરના લગ્નસંબંધે હાપ્સબર્ગના કુળને માટે સ્પેનની ગાદીનો વારસો મેળવ્યો; અને છોકરાના છોકરાનાં લગ્નસંબંધે હંગરીનું રાજ પણ પોતાના કુળમાં વંશપરંપરાનું કીધું.



## ફ્રાન્સ.

ગોલ કહેવાતા લોક નવ વર્ષ જૂલીઅસ સીઝર સામાં ચતુરાઈથી ને જોરા ભેર લડી નામાંકિત થઈ રોમનોમાં ભળ્યા; ઈ૦ સ૦ ૩૫૮ માં ફ્રાંક લોક બ્રબાંટમાં વસેલા તેઓના સરદાર ક્લોવીસે ૪૮૬ માં રોમન ગવરનરને હરાવી ગોલ પ્રદેશ પોતાનો કીધો; તે એક ખ્રિસ્તી રાજકુંવરી ક્લોટિલ્ડા સાથે પરણ્યો; કેટલીક જર્મન જાતિઓએ તેનાં રાજ્ય ઉપર હુમલો કર્યો તે પ્રસંગે ક્લોવિસે પ્રતિજ્ઞા કરી કે મારી જીત થશે તો હું મૂર્તિઓને ટાળીને ક્લોટિલ્ડાના પ્રભુને પૂજીશ; તેણે જીત મેળવી અને પોતાના ત્રણ હજાર ફ્રાંક લડવૈયા સાથે બાપટિઝમ લીધું; ક્લોવિસનો રાજવંશ (મેરોવિંજીઅન) ૪૮૧ થી તે ૭૫૧ સૂધી ચાલ્યો.

પેપિને* કારલોવિંજીઅન વંશ સ્થાપ્યો (૭૫૧) ને તેના દીકરા શાર્લમેને (૭૬૮–૮૧૪) પ્રદેશો જીતી મહારાજ્ય કીધું—સ્પેનનો થોડોક ભાગ, ફ્રાન્સ, જર્મની (એલ્બ નદી સૂધી), ઉત્તર ઈટલી, સાર્ડિનિયા કોર્સિકા એ ટાપુઓ એટલો તેનો રાજપ્રદેશ હતો; બોહીમીઅન ને મોરેવીઅન તેને ખંડણી આપતા. રાજા સ્પેનમાં આરબ સાથે લડ્યો હતો; તેને ને બગદાદના ખલીફ હરૂનઅલરશીદને મૈત્રિ હતી; નાતાલમાં એક દહાડો (ઈ૦ સ૦ ૮૦૦) રાજા રોમમાં† સેંટપીટરના દેવળમાં પ્રભુપ્રાર્થના કરતો હતો તેવામાં પોપે પાછળથી છાનામાના જઈને તેના માથા ઉપર તાજ મૂકી દીધું ને

---

* હકદાર રાજાને ગાદી ઉપરથી ઉઠાડી તે ઉપર પોતે બેઠેલો તેથી તેને ભય હતું ને એ ભયને દૂર કરવા તેણે રોમના બિશપ પાસે પોતાનો અભિષેક કરાવ્યો હતો.

† રોમ તથા તેની પડોસનો પ્રદેશ જસટિનિયનના વખતથી ગ્રીકરાજમાં મનાતો પણ ખરી સત્તા પેપિન પાસે હતી; પોપે પેપિનને ગાદી મળવામાં મદદ કરેલી તેના બદલામાં પેપિને રોમ તથા રાવેના (લગતા પ્રદેશ સાથે) એની રાજસત્તા પોપને આપી હતી.

લોક બોલ્યા કે 'રોમનો મહારાજા (સકળ પશ્ચિમ યૂરોપનો) ઘણું જીવો.' તેણે તીસ વર્ષ લડીને સાક્સનોને પૂરેપૂરા તાબે કીધા (૮૦૩) ને તેઓની પાસે ખ્રિસ્તી ધર્મ પળાવ્યો; તેઓના પ્રદેશોમાં ધર્મસ્થાન ને કિલ્લા બંધાવ્યા ને જ્યાં કિલ્લા ઉભા થયા કે ત્યાં ગામ શેહેર વસ્યાં. તેની પ્રજા અક્ષરશૂન્ય હતી, ને ધર્મશિક્ષકો પણ કોઈકજ ભણેલા તથા નીતિમાન હતા. તેનો દીકરો ૮૪૦ માં મૂઓ, તેનાં રાજ્યના વિભાગ થયા ને એમાંના એક વિભાગનું હાલના ફ્રાન્સ પ્રદેશનું રાજ્ય મંડાયું (૮૪૩).*

ચાર્લસ (ટાલ પડેલો) નોર્મન લોકના હુમલાઓ અટકાવી શક્યો નહીં ને તેઓ લોયર બર્ગંડીમાં (ફ્રાન્સના દક્ષિણ પૂર્વ ભાગમાં) કેટલાક અપર બર્ગંડીમાં (ફ્રાન્સ, જુરા પર્વતની પૂર્વે તથા પશ્ચિમે, સ્વિટઝરલંડ સાથે) અને કેટલાક ફ્રાન્સના ઉત્તર પશ્ચિમ ભાગમાં—નોરમંડીમાં વસ્યા; તેઓની દોડાદોડમાં કેટલાક ફ્યૂડલ જાગીરદાર સરદારો પણ રાજાની સ્પૃહા ન રાખતાં પોતાના પ્રદેશો વધારી વંશપરંપરાના રાજા પ્રમાણે વર્તતા થયા. ચાર્લસની પછી જે રાજા થયા તે નિર્બળ ને નામનાજ હતા; બે શેહેર તથા તેને લગતો પ્રદેશ એટલુંજ રાજ્ય લુઈ આળસુનું રહ્યું,—એ મૂઓ કે પારિસનો કૌંટ હ્યૂ કાપેટ એ તલપ મારી રાજગાદી ઉપર બેઠો (૯૮૭).†

હ્યૂએ ફ્રાન્સનું રાજપદ ધારણ કીધું પણ ખરેખરો તે પોતાના પ્રદેશનો અને રાજાના મોટા જાગીરદાર સરદારોનો ફ્યૂડલ સ્વામી હતો. લોયર નદીની દક્ષિણે તેને કોઈ રાજા માનતું નહોતું ને પારિસ તથા ઓર્લિયન્સની

---

* શાર્લમેનનું રાજ્ય તૂટીને ફ્રાન્સ, ઈટલી, જર્મની એ મોટાં ને લોરેન, બર્ગંડી, નવાર એ નાનાં રાજ્યો થયાં તે વખત સુધી ફ્રાન્સના રાજાઓ જર્મન ભાષા બોલતા ને જર્મન રીતભાત રાખતા; તેઓનો સગપણ સંબંધ પણ ઘોરો ઘણો જર્મન સાથે હતો.

† ફ્યૂડલ નીતિ પ્રમાણે લોકના બે વર્ગ હતા—ઉત્તરોત્તર ક્રમના જમીદારો રાજસેવામાં પોતાની તરફથી લશ્કર પૂરૂં પાડતા તે સ્વતંત્ર જનનો વર્ગ અને બીજો દાસ જનનો;—વચલો વર્ગ નહોતો. શૌર્ય એજ સદ્ગુણ મનાતો ને યુદ્ધ એજ ધંધો હતો, લોક થોડ ને જડસા હતા, વિવેક નીતિ નહોતાં ને રીતભાત જંગલી તથા ઘાતકી હતી. લોક ખ્રિસ્તી હતા ને તેઓ ધર્મશિક્ષકના કહ્યા પ્રમાણે ધર્મકર્મ હાઠથી કરતા; તેઓની ભાષા રોમાનૂસ્ક્યુ (લાટિન, સેલ્ટિક, ટ્યૂટોનિક, ગોથિકનું મિશ્રણ) કહેવાતી પણ જાહેર પ્રાર્થના ઘણુંકરીને લાટિન ભાષામાં થતી કે જે કોઈ સમજતા નહીં; બાહ્યપ્રાયશ્ચિત્તથી અને દેવળ તથા મઠને દાન કર્યાથી પાપથી છૂટાયછે એ વિચાર લોકમાં પ્રસર્યો હતો કે જેથી અનીતિ ઘટવાને બદલે ઉલટી વધતી હતી.

જાગીરો રાજપ્રદેશ સાથે જોડાયાથી કેટલાક જાગીરદાર—બારનો સાથે તેને લડાઇઓ કરવી પડી હતી; તે ૯૯૭ માં મરણ પામ્યા પછી રોબર્ટ, હેનરી ૧ લો એ રાજા થયા ને પછી ફિલિપ ૧ લાએ ક્રૂસેડના વખતમાં થોડોક રાજ-પ્રદેશ વધાર્યો; તોપણ લૂઈ છઠ્ઠાની (૧૧૦૮–૧૧૩૭) સત્તા, પારિસ, ઓર્લિયન્સ, બુરજીસ એ શેહેરો તથા પાસેના પ્રદેશમાંજ હતી; તેના વખતમાં ફ્રાન્સ ઈંગ્લંડ વચ્ચે લડાઈ ચાલૂ થઇ (જે ૩૫૦ વર્ષ ચાલી હતી); લૂઇ ૭ મો જર્મનીના કોનરાડ ત્રીજા સાથે ક્રૂસેડમાં ગયો હતો ને બંને હાર્યા હતા; ફિલિપ ઓગસ્ટસે ઈંગ્લંડનો જોન ફ્યૂડલ* સેવક રૂપે પોતે કરેલાં ખૂનનો જવાબ આપવા

* ફ્યૂડલ સરદારો જે પોતપોતાનાં પ્રદેશમાં સ્વતંત્ર ને વંશપરંપરાના રાજાઓ થવાને પ્રયત્ન કરતા તેઓની સામાં કાપેટ વંશના રાજાઓએ લડાઇઓ કરી થોડે થોડે કરતાં ફ્રાન્સનો મોટો ભાગ રાજસત્તામાં આણ્યો–ફ્યૂડલ રાજ્યો તૂટ્યાં ને વંશપરંપરાના એક રાજાની પ્રબળ સત્તા થઇ; (જર્મનીમાં ઉલટું થયું–એક મહારાજાની આણ રાખી ફ્યૂડલ રાજ્યો સ્થાયી ને સ્વતંત્ર થયાં).

ફ્યૂડલ ડયૂક ને કૌંટ પોતપોતાના પ્રદેશમાં રાજનો ઠાઠ રાખવા માંડેલો ને પોતાની જાગીરો બારનોને વેહેંચી આપેલી તે કાળમાં ફ્યૂડલ બારનો પરસ્પર લડતા, સબળા તે નબળા પાસેથી તેના કિલ્લા ખુંચાવી લેતા, તેનાં ખૂન કરતા અથવા તેને કેદમાં નાખતા; કોઇ વળી બીજાની દીકરીને કાહાડી આણતા; ફ્યૂડલ અમીરો પોતાના દાસજનને અનેક રીતે પીડા કરતા ને મારી નાખતા; ધર્માધિકારીઓ ને અમીરો લડતા, બંને લોકને પીડા કરતા; એક કુટુંબનો ટંટો ૩૦ વર્ષ ચાલતો ને આખા પ્રાંતમાં લોહીલોહીઆણ થઇ રેહેતું; કિલ્લા, મઠ, તે લશ્કરી માણસોથી ને ગુંડા બખોલ તે લૂટથી ભર્યાં રેહેતાં; ૧ લાખ ઘોર કર્મ કરનારા લૂટારા દોડાદોડ કરી રહ્યા હતા ને આખા ફ્રાન્સમાં જ્યાં ત્યાં લડાઇઓ, મારામારી, કાપાકાપી, ચોર બેચોર, લૂટ બે લૂટ એ ચાલતું;–એ સ્થિતિમાં કેટલાક સ્વતંત્ર જનોએ અન્યાયી ને ઉદ્ધત અમીરોની સાથે લડીને શૌર્ય પરાક્રમ દાખવ્યાં ને તેઓ નૈટ કેહેવાયા; થોડે કાળે નૈટોના અખાડા સ્થપાયા ને શિવલરીની નીતિ પ્રગટ થઇ–સ્વતંત્ર જન એક ઘોડો ને એક ચાકર રાખે અને ઉપવાસ પ્રાર્થના કરી પોતાના દોષ કહી સંભળાવી શુદ્ધ થઇ પ્રતિજ્ઞા કરે કે હું ધર્મનું, વિધવા તથા બાળકનું, હકદાર તથા નિરપરાધીનું રક્ષણ કરીશ, નિષ્કલંકી રહીશ, ને દરરોજ પ્રભુ સ્તવન સાંભળીશ ત્યારેજ તે નૈટપદને પાત્ર થતો; રાજાઓ પણ નૈટનાં મંડળમાં દાખલ થવું તે મોટું માન સમજતા થયા; જ્યારે લડાઇઓ નહોતી ચાલતી ત્યારે ટૂર્નમેંટના તમાશા થતા ને તેમાં નૈટો એક બીજા સાથે લડતા, શૌર્ય ચાતુરી દાખવતા ને સ્ત્રીઓની પ્રસન્નતા મેળવવાને વેળાએ કપાઇ પણ મરતા; દોલતવાળા નૈટ પોતાની ડુંગરી ઉપર કિલ્લા બાંધી રેહેતા ને બીજો ઉદ્યોગ નહીં તેથી પરસ્પર લડતા; ગરીબ નૈટો વેપારી ધંધાધારી લોકને લૂટતા અથવા તેઓનું વળાવું કરતા; કેટલાએક મઠનું રક્ષણ કરતા ને તેનો બદલો તેઓને મળતો. શસ્ત્રધર નૈટોનો–

ફ્રાન્સ ન આવ્યો તે ઉપરથી નોરમંડી, મેન, આંજુ એ અગ્રજી જાગારો પોતાનાં રાજ્યમાં વધારી; તે રીચર્ડ ૧ લા સાથે ક્રૂસેડમાં ગયો હતો; લૂઈ ૮ માએ અંગ્રેજી પોઇટો લીધું ને ગીએન જીતી લેવાની તૈઆરીમાં તે હતો તેટલે પોપે તેને આલ્બીજીઓઇસ સામાં ક્રૂસેડ કરવાની ફરજ પાડી હતી. લૂઈ નવમો (૧૨૨૬–૧૨૭૦) એનાં રાજના આરંભમાં મોટ. ફ્યૂડલ સરદારોએ આણમાંથી ખસવાનો ઉદ્યોગ ચલાવ્યો પણ તે ફાવ્યા નહોતા; તેણે ટૂલોસ ને પ્રોવેન્સ એ રાજ્યમાં વધાર્યાં; તે ધર્મી, ન્યાયી, નિશ્ચળ હતો; તેણે કેટલાકના મુલખ પાછા આપ્યા, સરદારોના ટંટામાં પંચપણું કીધું, રાજધારા કીધા અને જોકે તે રોમનો ધર્મ પાળવામાં ચુસ્ત હતો તોપણ પોપની માગણી જે પોતાના વિચારમાં વાજબી ન આવતી તેની

---

–ધંધો ધર્માધિકારીઓએ પવિત્ર કરી સ્થાપ્યો હતો ને નૈટો પોત પોતાના અખાડાને નામે ને ચિન્હે, કુળપદની નિશાનીએ ને શસ્ત્ર ધ્વજ ભેદે પ્રસિદ્ધિ પામ્યા હતા; સેંટ જોન–ટેમ્પ્લર–ટ્યૂટોનિક નૈટો પાક કબરના જાત્રાળુઓનું મુસલમાનોના હુમલાથી રક્ષણ કરતા, ભૂખ્યા માદાની સંભાળ લેતા, પરણતા નહીં, નિર્ધન રેહેતા ને પોતાની નીતિ પાળવામાં ચુસ્ત હતા; તેઓને જમીન ને દોલત મળતી તે કોઈ એકની નહીં પણ અખાડાની થતી; જરૂસલેમમાંથી ખસવું પડયું ત્યારે સેંટ જોનના નૈટો સૈપ્રસ ટાપુમાં જઈ રહ્યા હતા.

ક્રૂસેડની ઉત્પત્તિ આવી રીતે થઇ: રોમના મહારાજા કોન્સ્ટંટૈનની મા હેલીનાએ જરૂસલેમમાં જ્યાં ક્રેસ્ટને દાટયો હતો તે જગોએ દેવળ બંધાવ્યું હતું ને તેની જાતરાએ યૂરોપના ખ્રિસ્તીઓ જતા. ઈ૦ સ૦ ૬૩૭થી જરૂસલેમ સારાસેનના તાબામાં ગયું હતું પણ આરબોએ ખ્રિસ્તી જાત્રાળુઓને કોઇ રીતની પીડા કરી નહોતી. ઈ૦ સ૦ ૧૦૭૪ માં સલજુક તુરકે જરૂસલેમ પોતાના તાબાનું કીધું ને જાત્રાળુઓને દુઃખ દેવા માંડયું;–એ જાત્રાળુઓએ પોતપોતાના દેશમાં મુસલમાનોના જુલમ વિષે પોકાર કીધા; તે વેળા આખા યૂરોપમાં વેહેમી ખ્રિસ્તી લોકમાં વાત ચાલી રહી હતી કે ક્રૈસ્ટ હજાર વર્ષમાં પાછું દર્શન આપનારો છે તે આજ વર્ષમાં ને એ ઉપરથી અસંખ્ય ખ્રિસ્તીઓના સંઘ જરૂસલેમની જાત્રા કરવા નીકળ્યા હતા; પીટર હરમીટે લોકને તથા પોપને ઉસકેર્યા ને પોપ અર્બન બીજાએ મુસલમાનોની સામાં લડાઇઓ ચલાવવાને સઘળા ખ્રિસ્તી લોકને આગ્ના આપી. પહેલી ક્રૂસેડમાં (૧૦૯૬–૧૦૯૯) ખ્રિસ્તીઓએ જરૂસલેમ તાબે કીધું; બીજી ક્રૂસેડ એડેસ્સા શેહેર તુરક પાસેથી લેવાને માટે હતી (૧૧૪૭–૧૧૪૯) પણ તેમાં ફ્રાન્સ જર્મનીના રાજા લજ્જિત થઈ પાછા વળ્યા હતા; ત્રીજી ક્રૂસેડ સાલાદીનની સામાં હતી (૧૧૮૯–૧૧૯૨) ને કોલકરારથી બિન હરકતે જરૂસલેમ જવાની જાત્રાળુઓને છૂટ મળી હતી; બીજી ક્રૂસેડો નાની ને થોડી મુદતની હતી; કેટલીક ક્રૂસેડ ખ્રિસ્તી ધર્મના પાખંડીઓને શાસન કરવાને માટે પણ હતી.

સામાં થતો; જરૂસલેમ મુસલમાનોએ પાછું પોતાના તાબામાં લીધેલું તેઓને કહાડવાને તે ક્રૂસેડમાં ગયો (૧૨૪૪); તે ઇજીપ્ટમાં કેદી પકડાયો હતો; બીજી ક્રૂસેડ આફ્રિકામાં કરી પણ ટયૂનીસને ઘેરો ઘાલતાં તે મરણ પામ્યો. પછી ફિલિપ ૩ જો ને પછી ફિલિપ ૪ થો (૧૨૮૫–૧૩૧૪) થયો તે પોતાની રાજસત્તા દૃઢ કરવામાં અને દોલત વધારવામાંજ મચ્યો; ધર્મશિક્ષકો પાસે કર લેવાતો નહીં તે તેઓના ઉપર મૂક્યો ને બોનીફેસ ૮ માએ તેને ખ્રિસ્તીમંડળ બહાર કીધો; ફિલિપે એક જણને મોકલી એવો તો તિરસ્કાર કરાવ્યો કે પોપ ઘેલો થઈ ભીંત સાથે માથું ફોડી મરી ગયો, અને પોપ કલેમેંટ પાંચમાને આવિગનનમાં રેહેવાની ફરજ પડી; તેણે નૈટ ટેમ્પ્લરોની કતલ કરાવી નાખી હતી; તેણે અંગ્રેજને હરાવી ગીએન લીધું હતું; પછી ચૌદમે વર્ષે તેનો જ્યેષ્ટપુત્ર વંશ પરવાર્યો (૧૩૨૮).

ઇ◦ સ◦ ૧૩૨૮ થી વલોય વંશના ફિલિપ છઠ્ઠાએ રાજ્ય આરંભ્યું; તેણે એડવર્ડ ત્રીજા સાથે જોરભેર લડતાં કેટલોક પ્રદેશ ખોયો પણ બીજા કેટલાક પ્રાંત તેણે ખરીદ કીધા; તેના દીકરા જોનની કારકીર્દીમાં (૧૩૫૦–૧૩૬૪) ગામડીઆઓએ ભારે બલવો કર્યો ને તે પૂરો પત્યો નહોતો તેવામાં અંગ્રેજ સાથે લડાઇ ચાલી; જોને હારીને કેટલોક પ્રદેશ અંગ્રેજને આપ્યો ને મરતી વેળા તે ઈંગ્લંડમાં કેદી હતો. બર્ગંડીનો ડયૂક જોરાવર થતો દેખાયો. ચાર્લસ પાંચમાંના સરદારે લડાઈઓમાં ફતેહ કરી ગએલો મુલખ પાછો મેળવ્યો. તેના દીકરા ચાર્લસ છઠ્ઠાની કારકીર્દીમાં ફ્રાન્સનું તાજ થોડીવાર અંગ્રેજ રાજાએ રાખ્યું હતું (૧૪૨૨); એ આપત્તિમાં ફ્રાન્સના રાજાનો દીકરો ચાર્લસ ૭ મો એણે રાજકારભાર પોતાને હાથ લીધો; અંગ્રેજી લશ્કરે ઉપરા ઉપરી પ્રગણાં જીત્યાં, બર્ગંડીનો ડયૂક પણ લૂટમાં સામેલ હતો અને ઉત્તર ફ્રાન્સમાં માત્ર ઓલિઅન્સ શેહેર જે ચાર્લસના તાબામાં રહ્યું હતું તેને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો; પણ વળી તેવામાં ગામડીઆની છોકરી જોઆને આવેશમાં આવી અદ્‌ભુત પરાક્રમે અંગ્રેજો ઉપર મોટી જીત મેળવી ને ફ્રાન્સના રાજાને રહીમ્સમાં અભિષેક થયો. લૂઇ ૧૧ મો બડો ખટપટી રાજા હતો (૧૪૬૧–૧૪૮૩); બર્ગંડીનો ડયૂક ચાર્લસ જ્યારે ત્યારે સામો થતો ને પોતાના પ્રદેશનો રાજા કહેવડાવવાનો લોભ રાખતો (નેધરલંડ તેની સત્તામાં હતું ને તે ઘણો દોલતમંદ હતો); પણ લૂઇના સમજાવ્યાથી જર્મન મહારાજા ફ્રેડરિક તીજાએ ચાર્લસને રાજા માન્યો નહીં; એ ચાર્લસ સ્વિસ સાથે લડતાં મરણ પામ્યો ત્યારે લૂઇએ બર્ગંડીને સ્વરાજ્યની ફ્યૂડલ જાગીર કરવાની અને ગીએન, બેરી, નોર્મંડી,

સેન, આંજુ ને પ્રોવેન્સ એ ફ્યૂડલ જાગીરો ફ્રાન્સનાં જૂના રાજ્યમાં ભેળી નાખવાની તજવીજ કીધી. ચાર્લસ ૮ મો અશક્ત હતો ને તેના રાજ્યમાં બખેડા હતા; તેણે બ્રિટનીની વારસકુંવરી સાથે પરણીને તે પ્રગણું મેળવ્યું; તેણે ફ્લોરેન્સ ને નેપલ્સ લીધાં પણ પછી તે દુશ્મનોથી સપડાઈ ગયેથી મુસીબતે ફ્રાન્સ આવ્યો હતો; એનાં મરણની સાથે (૧૪૯૮) જૂના વલોય વંશની સમાપ્તિ થઈ.



## ઈંગ્લંડનો પ્રદેશ.

અહીં સેલ્ટ–ગોલ લોક વસતા; ઈ૦ સ૦ પૂ૦ ૫૫–૫૪ માં તે જૂલીઅસ સીઝરની જાણમાં આવ્યા; આગ્રિકોલાએ ઘણીક જાતિઓને તાબે કરી ત્યારથી તે ૪૨૬ સૂધી તેઓ રોમની પ્રજા ગણાતા; પછી પિક્ટ ને સ્કાટ એઓના હલ્લા હઠાવવાને સાક્સનોને બોલાવવામાં આવેલા પણ એઓએ આવી શત્રુને જીતી વતની લોકને ન લખ્ખવતાં પોતાનાં રાજ્યો માડ્યાં (દેશીઓ સ્કાટલંડમાં ને વેલ્સમાં ભરાયા) ને ખ્રિસ્તી ધર્મ પાળ્યો; ઈ૦ સ૦ ૮૨૭ માં સાતે સાક્સન રાજ્ય એકઠાં થયાં ને એગબર્ટ ઈંગ્લંડનો ૧ લો રાજા મનાયો.

એગબર્ટ તથા તેના વંશજ રાજાઓની કારકીર્દીમાં ડેન્માર્ક તથા નારવે અહીંના ડેન તથા નોર્મન એઓ ઈંગ્લંડના કીનારા ઉપર ઉતરી વણસાડ કરતા થયા; આંગ્લોસાક્સન રાજકુળ સત્તાભ્રષ્ટ થયું; આલફ્રેડ (૮૭૨–૯૦૧) ડેન લશ્કરની કતલ કરી પાછી સત્તા મેળવી; તેણે ઈંગ્લંડનાં પ્રગણાંમાં વેંહેચણ કીધી ને કાયદા કીધા; પછી આંગ્લોસાક્સન રાજાઓ ૧૦૧૬ સૂધી સત્તાધારી હતા. ડેન્માર્કનો રાજા સ્વેન એણે આવી ઘણીક લડાઈ જીતી ઈંગ્લંડને ખંડણી આપતું કીધું; અંગ્રેજ અમીરોએ ઈંગ્લંડનું રાજ તેને આપ્યું (૧૦૧૪) ને પછી કાન્યૂટ* ને હાર્ડીકાન્યૂટ એ ડેન રાજાઓએ (૧૦૪૧ સૂધી) રાજ કીધું; પછી પાછો આંગ્લો સાક્સન વંશમાંનો એડવર્ડ ધી કનફેસર ગાદીએ બેઠો ને તેની પછી હારલ્ડ થયો તેને નોર્મંડીના ડ્યૂક વિલિયમે હેસ્ટિંગ્સ આગળ હરાવ્યો (૧૪ અક્ટોબર, ૧૦૬૬). નોર્મન વંશના રાજાઓએ કરડાકીથી ઈંગ્લિશ પ્રજા ઉપર રાજ કીધું; હેનરી રાજા

* એ ઈંગ્લંડ, નોરવે, ને ડેન્માર્ક એ ત્રણ દેશનો રાજા હતો અને તે, તે કાળના મોટા સમર્થ રાજાઓમાં ગણાતો.

સાકસન રાજકુળમાં છેલ્લી રહેલી મટિલ્ડા સાથે પરણ્યો હતો; હેનરીનાં મરણ પછી હેનરીની દીકરી મટિલ્ડા અને જયી વિલિયમની દીકરીનો દીકરો સ્ટીફન એ બેને માટે પક્ષ પડયા ને લડાઇઓ ચાલી; અંતે સ્ટીફન મૂઆ પછી મટિલ્ડાનો દીકરો હેનરી બીજો ઈંગ્લંડની રાજ ગાદીએ બેઠો (૧૧૫૪).

હેનરી બીજાએ (૧૧૫૪–૧૧૮૯) પ્લાંટાજીનેટ વંશની રાજગાદી સ્થાપી; ઈંગ્લંડ તો તેનું હતુંજ અને ફ્રાન્સના ત્રીજા ભાગ જેટલો પ્રદેશ એટલું તેનું રાજ હતું; તેણે બેકેટ નામના શખ્સ ઉપર મેહેરબાની વરસાવી તેને કાંટરબરીનો આર્ચડીકન, કિલ્લાનો કોન્સ્ટેબલ ને ઈંગ્લંડનો ચાન્સેલર બનાવ્યો ને કાંટરબરીનો આર્ચબિશપ મરણ પામ્યો ત્યારે તે પદવી તેને આપી; પછી બેકેટે ચાન્સેલરનું રાજીનામું આપી કેવળ તપસ્વી સાધુવૃત્તિ લીધી; એક ધર્મશિક્ષકે એક ગૃહસ્થની સ્ત્રી સાથે વ્યભિચાર કરી તેને મારી નાખેલો તે ઉપરથી રાજાએ તેનો ઇનસાફ કોરટમાં કરાવવાનો મમત ધર્યો પણ ધર્માધિકારીઓનો હક જાળવવાને બેકેટ સામો થયો ને એણે ગુનેહગારને ન આપતાં પોપને લખ્યું; હેનરીએ ધર્મશિક્ષક તથા અમીરોની સભા ભરી ને ત્યાં ઠરાવ થયા કે ધર્મશિક્ષક ગુનાહમાં આવે તો તેનો ઇનસાફ રાજ્યની કોરટોમાં થાય, ધર્મ તથા ધર્માધિકારી એઓની બાબતમાં છેલ્લો ઇનસાફ રાજા ચૂકવે, ધર્મશિક્ષકો તથા અમીર–બારનો બંને રાજ્યને નાણાં વગેરેની મદદ કરે અને રાજાએ જપત કરેલો માલ દેવળ મઠમાં રખાય નહીં; બિશપોએ સહી કરી તેની સાથે બેકેટેપણ (નાખુશીથી) કીધી; એ ઠરાવ પોપ અલેકઝાંડર તીજાએ બહાલ રાખ્યા નહીં ને બેકેટે પોપની ઘણી આજીજી કરી ઠરાવ ઊપર સહી કીધાનાં પાપથી પોતાનો છુટકારો મેળવ્યો; હેનરીએ મમતે ચઢી સભા ભરી બેકેટને રાજાજ્ઞાનો અનાદર કરનાર ઠેરવ્યો, ને તેની મિલકત જપત કીધી; અઘટિત રીતે નાણું ખરચ્યાની ફરીઆદીઓ પડી ત્યારે બેકેટ હાથમાં ક્રૂસ લેઈ રાજમહેલમાં જઈ રાજા પ્રત્યે બોલ્યો કે હું ખ્રિસ્તી ધર્મના સર્વોપરિ અધિકારીને શરણ છઉં; પછી તે ફ્રાન્સ થઈ રોમ ગયો ને પોપે તેનું સન્માન કીધું; હેનરીએ પોતાની પ્રજાને આજ્ઞા કરી કે જે કોઇ પોપને અથવા કાંટરબરીના આર્ચબિશપને અપીલ કરશે તેને સખત સજા થશે ને જે કોઈ પોપની કોઇ પણ આજ્ઞા ઈંગ્લંડ આણશે તે રાજ્યદ્રોહી ઠરશે; બેકેટે રોમમાં ઠરાવ કરાવ્યો કે ઈંગ્લંડની પ્રધાનમંડળી ખ્રિસ્તીમંડળ બહાર છે ને રાજા જો પશ્ચાત્તાપ ન કરે તો તે પણ ખ્રિસ્તી મંડળ બહાર છે;

રાજાએ મમત મૂકી બેકેટને પાછો તેડાવ્યો; બંને મળ્યા ને રાજાએ તેને તેનો અધિકાર પાછો સોંપ્યો; રાજા નોરમંડીમાં હતો તેવામાં બેકેટે જાલમ સત્તા વાપરી પણ પછવાડેથી તેનું ખૂન થયું ને રાજા પોતાને માથે આળ ન આવે માટે પોપને તાબે થયો ને એણે તેને ખરો પશ્ચાત્તાપ કરતો જાણ્યો ત્યારે તેને માફી આપી હતી.

આયરલંડમાં મીથના રાજાએ પોતાની દીકરીને બગાડનાર લીઈસ્ટરના રાજાને હાંકી મેહેલ્યો હતો અને એણે હેનરીની મદદ માગી, કબૂલ કરીને કે જો મને મારૂં રાજ પાછું મળશે તો હું ઈંગ્લંડને ખંડણી આપીશ; હેનરીના અમીરોએ આયરલંડ જઈ નારા કરવા માડયો ને પછી પોતે પણ ત્યાં જઈ (૧૧૭૨) ત્યાંનાં રાજ્યોને તાબે કીધાં. હેનરીના દીકરા રાજા રીચર્ડે (૧૧૮૯–૧૧૯૯) ક્રૂસેડમાં સાલાદીનની ફોજને ભારે હાર ખવાડી પણ તેનાથી જરૂસલેમ લેવાયું નહીં ને તે પાછો ફર્યો; ક્રૂસેડમાં ફ્રાન્સના ફિલિપને રીચર્ડ સાથે બનેલું નહીં તેથી તે આગળથી પાછો ફર્યો હતો; ને ફ્રાન્સમાં ઉતરવાથી રખેને તે સપડાવે એમ સમજી રીચર્ડ ઇટલીમાં ઉતર્યો ને જાત્રાળુને વેશે રહ્યો કેમકે ત્યાં પણ તેને આસ્ટ્રિયાના ડયૂક લીઓપોલ્ડની ધાસ્તી હતી (એને પણ રીચર્ડે ક્રૂસેડમાં તરછોડયો હતો); લીઓપોલ્ડે તેને કેદ કરી મહારાજા હેનરી છઠ્ઠાને હવાલે કીધો ને એણે તેને બે વર્ષ કેદ રાખ્યો; પછી પોપ વચમાં પડયો ને માગ્યો તેટલો દંડ અંગ્રેજોએ ભર્યો ત્યારે તે છૂટયો હતો. રીચર્ડની ગેરહાજરીમાં તેના ભાઇ જોને ફ્રાન્સના ફિલિપની ઉસકેરણીથી પોતાને રાજા કેહેવડાવવાને તજવીજ કરેલી તેને રીચર્ડે માફ કીધો; એ નોર્મંડીમાં એક કિલ્લાને ઘેરો ઘાલતાં તીરથી ઘાયલ થઈ પડયો—મરવાની તૈયારી ઉપર તેણે તીર મારનારને બોલાવી પૂછ્યું, ને એણે જવાબ દીધો કે મારા બાપને તથા બે ભાઇયોને આપે હાથે કાપી નાખ્યાછે ને મને ફાંસી દેવાનો વિચાર કીધોછે; પછી રીચર્ડે તેને રૂપાંના સો કકડા આપી છોડી મૂકવાનો હુકમ કીધો પણ સરદારે તેને ફાંસી દીધો હતો; રીચર્ડનાં દશ વર્ષનાં રાજ્યમાં તે માત્ર ચાર મહિના ઈંગ્લંડમાં હતો. જોન રાજાની કારકીર્દીમાં (૧૧૯૯–૧૨૧૬) પોપે કાંટરબરીના સાધુઓને આજ્ઞા આપી કે તમારે રાજાની સલાહ લીધા વિનાજ આર્ચબિશપ (મુખ્ય ધર્માધ્યક્ષ) નીમવો, ને તે ઉપરથી રાજાએ તે સાધુઓને મઠમાંથી કહાડયા ને પોપે દેશના લોકની ધર્મક્રિયા બંધ કરાવી ને રાજાને પદભ્રષ્ટ કહી ઈંગ્લંડનું રાજ્ય ફ્રાન્સના ફિલિપને આપવાનું કીધું; રાજાએ માફ માગી ને પોપે ધર્મક્રિયા ચાલતી કરી. તાલુકદારોએ જોનના જુલમથી કંટાળી

માગના ચાર્ટા ઉપર સહી કરાવી લીધી (૧૨૧૫). હેનરી ત્રીજાનાં રાજ્યમાં (૧૨૧૬–૧૨૭૨) મોટા સરદારો અને તાલુકદારં તથા લોક એઓ વચ્ચે ટંટા ચાલ્યા, પારલેમેંટની સ્થાપના થઇ અને એણે રાજા પાસે હકપટા ઉપર સહી કરાવી લીધી. એડવર્ડ ૧ લાએ (૧૨૦૨–૧૩૦૭) વેલ્સને ઈંગ્લંડ સાથે જોડ્યું ને રાજ્યમાં કેટલીક વ્યવસ્થા કીધી; તેના રાજ્યમાં સ્કાટલંડ સાથે લડાઈ ચાલી હતી. એડવર્ડ બીજાનાં (૧૩૦૭–૧૩૨૭) રાજમાં તેના માનીતાં તથા તાલુકદારો વચ્ચે ટંટા હતા ને બાનાકબરનની લડાઇથી સ્કાટલંડે સ્વાધીનતા જાળવી રાખી, (૧૩૧૪).

એડવર્ડ ત્રીજાની કારકીર્દીમાં (૧૩૨૭–૧૩૭૭) તેના પાટવીએ ફ્રાન્સનાં રાજ્યનો કેટલોક પ્રદેશ મેળવ્યો; (ક્રેસ્સીની લડાઈમાં ફ્રાન્સનો રાજા જોન કેદી થયો હતો); નોર્મન ને આંગ્લોસાક્સન એ બે ભેળાઈ જઈ એક લોક થયા; નોર્મન ભાષા વપરાતી ટળી ને આંગ્લોસાક્સન ભાષાની પ્રવૃત્તિ ચાલી; ચોસરે અંગ્રેજીમાં લખ્યું. રીચર્ડના રાજમાં (૧૩૭૭–૧૩૯૯) લોક નિર્ધન તથા નિરાશ અને સરદારો ગર્વિષ્ઠ તથા ઉન્મત્ત હતા;—વોટ ટૈલરે બલવો ઉઠાવ્યો હતો ને લાંકાસ્ટરના ડ્યૂકે રાજાને ગાદી ઉપરથી ઉઠાડ્યો. એ ડ્યૂક–હેનરી ચોથાનાં (૧૩૯૯–૧૪૦૭) રાજમાં ધર્મવિષયના ટંટા તથા તેથી થતી ખુવારી એનો આરંભ થયો–જેઓ પોપને નમાને ને પોતાની દેશ ભાષામાં બૈબલ વાંચે તેઓને જીવતા બાળી મૂકવા એવું પોપે ઠેરવ્યું. હેનરી પાંચમાએ ફ્રાન્સ ઉપર પાછો દાવો કરી લડીને ઘણોક પ્રદેશ મેળવ્યો. ઈ૦ સ૦ ૧૪૨૨ માં એક વર્ષના હેનરી છઠ્ઠાની આણ ફરી ને ફ્રાન્સ તથા ઈંગ્લંડનાં રાજ્ય જોડાઈ જાય તેવો સંભવ હતો પણ તેટલામાં એક ગામડીઆની છોકરીએ બાજી ફેરવી (૧૪૨૮) ને ફક્ત એક કાલે શેહેર સિવાએ બીજો બધો જીતેલો મુલખ (ફ્રાન્સનો) અંગ્રેજોએ ખાલી કીધો. એનાં ને એડવર્ડ ૪ થાનાં ને રીચર્ડ ૩ જાનાં રાજ્યમાં યોર્ક અને લાંકાસ્ટર કૂળના સરદારોની માહોમાહેની કટ્ટી લડાઇઓ ને એથી થતી હાનિ ઈંગ્લંડમાં સર્વત્ર હતી (૧૪૫૫–૧૪૮૫). હેનરી ૭ માએ (૧૪૮૫–૧૫૦૯) રાજ્યમાં સ્વસ્થતા વ્યવસ્થા આણી.

# સ્પેન પોર્ટુગલનો પ્રદેશ.

સ્પેન રોમનાં મહારાજ્યનો પ્રાંત હતો; પછી ત્યાં વાંડલ ને વીસીગોથ વસ્યા; પાંચમા સૈકામાં વીસીગોથે વાંડલને જીતી સ્પેનમાં રાજ્યો માડ્યાં; સત્તાધારી જન ને પ્રજાજન સૌ ખ્રિસ્તીધર્મ પાળતા; ઈ૦ સ૦ ૭૧૧ માં વીસીગોથનો રાજા રોડરિક, મૂર સાથે લડતાં હાર્યો ને નદીમાં ડૂબ્યો; મુસલમાન સ્પેનમાં ફરી વળ્યા ને ખ્રિસ્તી રાજવંશીઓ પહાડોમાં ભરાયા. મૂરોએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી પણ ટૂર આગળ ભારે હાર ખાઈ તેઓ પાછા હઠયા (૭૩૨); ઈ૦ સ૦ ૭૫૬ માં અબ્દુલ રેહેમાને કોરડોવામાં ખલીફની જૂદી ગાદી માડી; સ્પેન ઇમારતોથી ને મકતબોથી, ખેતીથી ને કારખાનાથી, પૂલોથી ને નેહેરોથી શોભી રહ્યું. પછીના ખલીફો નબળા નીકળ્યા ને ખ્રિસ્તી રાજકુળોએ બલવા કરી પોતાનાં નાંનાં રાજ્ય માડ્યાં ને વધાર્યાં—આરેગનનું ને કાસ્ટીલનું એ બે ૧૦૩૫ માં મંડાયાં; પોર્ટુગલનું ૧૧૩૯ માં. ઈ૦ સ૦ ૧૨૧૨ માં ખ્રિસ્તી રાજ્યોએ એકત્ર થઈ મૂર લોકને ટોલીડા આગળ હરાવ્યા ત્યાર પછી એઓની સત્તા ઉતાવળી ઓછી થતી ચાલી. ૧૨૩૬ માં કાસ્ટીલ ને લીઓન એ બે રાજ્યો જોડાયાં; ૧૨૫૦ માં માત્ર ગ્રાનેડાનું રાજ મૂરની સત્તામાં રહ્યું.

આરેગનનું રાજ જબરૂં થતું ચાલ્યું; ૧૪૦૯ માં સીસીલી ને ૧૪૩૫ માં નેપલ્સ એ રાજ્યો જોડાયાં; ૧૪૬૯ માં આરેગનનો ફર્ડિનાંડ કાસ્ટીલની ઇસાબેલા સાથે પરણ્યો ને ૧૪૭૯ માં હેનરી ૪ થાનાં મરણ પછી બે રાજ્ય જોડાયાં. રાજા રાણી એઓએ ઉન્મત્ત સરદારોને દબાવ્યા અને ઘણાક લૂટારા દેશમાં વણસાડ કરતા તેઓનું મૂળ કહાડવાને અમીરો સાથે **પવિત્ર ભાઈબંધાઈ** કીધી. ફર્ડિનાંડે પોપની આજ્ઞાથી રોમના ધર્મથી વિરૂદ્ધ ચાલનારાઓને માટે **ઇનકવીઝીશન** કોરટો કહાડી (૧૪૮૧) પણ તેથી ૪ વર્ષમાં ૬ હજાર જણ જીવતા બળી મૂઆ ને ૧ લાખ જણે મરતમારની પીડા ભોગવી. ૧૪૯૨ માં ગ્રાનેડાના મુસલમાનો લડતાં હાર્યા ને તે રાજ્યની સમાપ્તિ થઈ; વળી યાહુદીઓને સ્પેનમાંથી હાંકી કહાડ્યા. તેજ વર્ષમાં તથા બીજા વર્ષમાં વહાણખેડુ કોલમ્બસે વેસ્ટ ઈંડીઝના ઘણાક ટાપુઓ શોધ્યા અને ૧૪૯૮ માં જે મોટા પૃથ્વીખંડ ઉપર ઓરીનોકો નદી પાસે તે ઉતર્યો તેને અમેરીગો વેસ્પુસ્સીએ **અમેરિકા** એવું નામ આપ્યું. ૧૬ મા સૈકામાં પોર્ટુગલના રાજાઓના આશ્રયથી વહાણ ખેડનારાઓએ

કેટલાક ટાપુ શોધ્યા ને ત્યાં પોર્ટુગીસો વસ્યા; ૧૪૮૬ માં ડાયાઝ, કેપ ગુડહોપ સૂધી પહોંચ્યો ને ૧૪૯૮ માં વાસ્કો ડી ગામા, કેપ પસાર કરી આફ્રિકાનો પૂર્વ કાંઠો જોતો જોતો હિંદુસ્થાન જઇ પહોંચ્યો.

## કાળસ્વરૂપ.

રોમનાં રાજ્યનો નાશ થયો ત્યારથી તે અમેરિકાનો શોધ લાગ્યો ત્યાં સૂધીના (૪૭૬–૧૪૯૯) એક હજાર વર્ષના કાળમાં જગતમાં સર્વત્ર ધર્મ-રાયની પ્રતાપી હાક* વાગતી: ચીનમાં બુદ્ધનો ને કનફ્યૂશિયસનો એ ધર્મ

* હિંદુઓ સ્વરાજ્યો તૂટવાથી ને મુસલમાનના ત્રાસથી ધર્માચાર સાચવવાને ઘણીક જાતિ ન્યાતિમાં વેહેંચાયા, પણ તેઓ બ્રાહ્મણોના ધર્માધિકારનાં રાજને ભાવથી માન આપતા; અને પરદેશી સત્તાને અધીન થયા, બાહ્ય સ્થિતિ ભ્રષ્ટ થયા, તોપણ તેઓ એક જગદીશ્વરનાં જ્ઞાનયુક્ત-શ્રુતિ સ્મૃતિને અનુસરતો પુરાણોક્ત જે હિંદુધર્મ તેના સંપ્રદાય, દેશાચાર, કુળાચાર એ ખંતે પાળતા હતા.

મુસલમાન ને ખ્રિસ્તી એ બે વચ્ચે ભારે ટંટા ચાલ્યા; આરબ તથા તુરક એઓએ ગ્રીકરાજના ઉપર હુમલાઓ કર્યા કીધા; મૂરોએ સ્પેનના ખ્રિસ્તીઓને હરાવી તે પ્રદેશ તાબે કીધો પણ ફ્રાન્સના ખ્રિસ્તીઓ સામા તેઓથી ટકાયું નહીં; આફ્ગાન લોકે હિંદુ રજપૂતોને હરાવી હિંદુસ્થાનમાં રાજ માંડ્યાં; એક પાસ યૂરોપના સકળ ખ્રિસ્તીઓ ને બીજીપાસ તુરક મુસલમાનો એ બે વચ્ચે લડાઇઓ ચાલી પણ આખરે મુસલમાનોએ જરૂસલેમ ખ્રિસ્તીઓના તાબામાં જવા દીધું નહીંજ; તુરકોએ કોન્સ્ટંટિનોપલ લીધું ને ગ્રીક ખ્રિસ્તી રાજ્યની સમાપ્તિ કીધી; અને સ્પેનના ખ્રિસ્તીઓએ ગ્રાનેડાનાં રાજ્યને ઊંધું વાળી મુસલમાની રાજ્યની સમાપ્તિ કીધી. મુસલમાનો રાજ્યો મેળવતા, ભોગવતા, ખોતા; માહોમાહે પ્રદેશ સત્તાને માટે અને ધર્મ મતભેદને લીધે તેઓની બાહારની હાલત ચંચળ ને જૂદી જૂદી હતી તોપણ, એક જગદીશ્વરને (મૂર્ત્તિદ્વારા નહીં) તથા પેગંબરને તથા તેની મારફતે મળેલાં કુરાનને અને ઇશ્વરેચ્છાને પ્રેમાસક્તિથી માનવામાં સૌ એક નિશ્ચયના હતા.

યૂરોપના ખ્રિસ્તીઓનો લક્ષ કેવળ બાહ્ય સ્થિતિ સુધારવાનોજ હતો. રાજા, સરદાર ને ધર્માધિકારી એ સૌ પોત પોતાનાં મોટપને માટે મથતા; ઇશ્વરનું ભય, ક્રૈસ્ટ ઉપર ભાવ ને તેની નીતિ પ્રમાણે રેહેણી એ તેઓનામાં નહોતું; તેઓ ક્રૂસ તથા બીજી નિશાનીઓ રાખતા અને ભક્તિ તથા બીજી ક્રિયાઓ સમજ્યાવિના ધર્મશિક્ષકના ડર તથા તેઓના કહેલા વેહેમ પ્રમાણે કર્યાં કરતા. સાધુ પીટરે વેહેમી ખ્રિસ્તીઓને ઉસકેર્યા, પોપે પ્રપંચ બુદ્ધિએ પુષ્ટિ આપી, ખ્રિસ્તીઓ ક્રૂસેડને નીકળ્યા પણ નવા નવા લોક તથા નવી નવી રીત ભાત

પોતાના પંથો સહિત હતાજ. હિંદુસ્થાનમાં પુરાણોક્ત ને તંત્રોક્ત ધર્મે લોકને અનેક દેવદેવીની ઉપાસના કરતા કીધા હતા પણ ઇસવી શૈકા નવના આરંભમાં શંકરાચાર્યે દ્વૈત બ્રહ્મનો બોધ ને સ્માર્ત સંપ્રદાય એ પ્રવર્ત્તાવ્યા; ત્રણશેં વર્ષ પછી વૈષ્ણવ આચાર્યોએ પોતાના સંપ્રદાય ચલાવી રામકૃષ્ણનાં પૂજન કરાવ્યાં અને ચૌદમા પંદરમા શૈકામાં ભક્તોએ નામ ભજનનો મહિમા વધાર્યો. સાતમા શૈકાના આરંભમાં આરબસ્તાનમાં મહમ્મદે નવો ધર્મ પ્રવર્ત્તાવ્યો ને પછી એક શૈકામાં જરતોસ્તી ઇરાનીઓ, તુરક, તાર્તર, આફગાન, મોગલ એ લોકમાંના ઘણાએક અને ઇજીપ્ટ તથા ઉત્તર આફ્રિકાના લોક મુસલમાન થયા હતા. ખ્રિસ્તી ગ્રીકરાજ્યમાં નિરંતર ધર્મ વિષયના વાદ વિવાદ ચાલતા. દશમા શૈકાના અંતલગીમાં ખ્રિસ્તી ધર્મ યૂરોપમાં સર્વત્ર જંગલી જાતિયોમાં પણ મનાતો થયો હતો. ઇટલીમાં શૈકા આઠના મધ્યમાં રોમના પોપ ઉત્તર તથા પશ્ચિમ યૂરોપમાં ખ્રિસ્તી ધર્મના આચાર્ય મનાયા; શૈકા ૧૧ ના અંતમાં ગ્રેગરી ૭ માએ ધર્મ તથા ધર્માધિકારી એઓની વ્યવસ્થા કરી અને રાજાઓને સ્થાપવાનો, ઉઠાડવાનો, ખ્રિસ્તીમંડળબહાર કરવાનો પોપનો હકછે ને એજ એક ચક્રવર્તી રાજાછે એવું રાજાઓ સાથે લડી તેઓને હલકા પાડી સિદ્ધ કીધું; પોપ અર્બને મુસલમાન સામાં લડવાની ખ્રિસ્તીઓને આજ્ઞા આપી (૧૦૯૫); ક્રૂસેડા ચાલી; ફ્રાન્સના લૂઇ નવમાએ જરૂસલેમ લેવાના હેતુથી ઇજીપ્ટના તુરક સાથે છેલ્લી લડાઇ કીધી (૧૨૫૦) પણ તે ફાવ્યો નહીં ને ક્રૂસેડની* સમાપ્તિ થઈ (૧૨૯૧); શૈકા ચૌદ પંદરમાં પોપની સત્તાનો દોર

---

—દેખી મોહિત થઈ ગયા; ધર્મ હેતુ ભુલી જઈ સંસારી માનકોડથી રચ્યા. વ્યભિચાર, ખૂન, પ્રપંચ, લડાઇઓ, મરણ, દંડ, લૂટાલૂટ એ જ્યાં ત્યાં ઘૂમતાં તો પણ ચૌદમા શૈકાથી કેટલાએક સાધુઓ પોપની સામાં થઈ શુદ્ધધર્મને ખોળતા થયા હતા.

બ્રાહ્મણ શંકરાચાર્ય અને રાજવંશી વપારી કુળમાં ઉત્પન્ન થએલો આરબ મહંમદ પેગંબર અને સુથારનો દીકરો પોપ ગ્રેગરી ૭ મો, એ ત્રણ મહાપુરુષોએ પોતાના કાળના હિંદુ, મુસલમાન ને ખ્રિસ્તી એ ત્રણ ધર્મનું યથાસ્થિત દર્શન કરાવ્યું.

* ક્રૂસેડાથી પોપે પોતાના ધર્માધિકારની સત્તા વધારી; આંટીઓક ને જરૂસલેમના પેટ્રિઆર્કો પોત પોતાના તાબાના લોક સહિત પોપનું ઉપરીપણું માનતા થયા. મહારાજાઓએ તો નહીં પણ ભૂપોએ પોતપોતાના પ્રદેશ વધાર્યા; તાલુકદાર તથા અમીરોની સત્તા તથા દોલત ઘટી પણ તેઓએ માન મેળવી પોતાનું ઉચ્ચત્વ રાખ્યું હતું,—પાલેસ્ટેનમાં નેટ મંડળ સ્થપાયાં તેની કીર્તિનો ઝળકારો

ઓછો થતો ચાલ્યો પણ તેમ તેઓએ રોમન કાથલિક ધર્મ વિરૂદ્ધ બોલનાર લખનાર ખ્રિસ્તીઓને શોધી મરણમાર શિક્ષા કરવાને ત્રાસદાયક મેઠો તથા ન્યાયસભાઓ સ્થાપ્યાં હતાં.

**રાજ્યો**—એશિયામાં શૈકા ૭–૮ માં આરબોએ પોતાનું મહારાજ્ય કીધું; ૯ માં તુરકલોક આરબ રાજ્યમાં પ્રબળ થયા; ૧૦ માં ગીજનીનું રાજ મંડાયું; ૧૧–૧૨ માં સલજુક વગેરે તુરક લોકે દોડાદોડ કરી રાજ માડ્યાં; ગીઝનીના મહમુદે હિંદુસ્થાનમાં ચઢાઈઓ કરી (૧૦૨૫ સૂધીમાં) ને શાહબુદીને દિલ્હીકનોજનાં રજપૂત રાજ્યોને ઊંધા વાળ્યાં (૧૧૯૩); અને ચીનમાં તાર્તર લોકે સત્તા મેળવી (૧૧૨૭); ૧૩ માં મોગલ લોકોએ મોટી દોડાદોડ કરી—જેંઘીસખાને બગદાદ લેઈ ખલીફની ગાદી કહાડી નાખી (૧૨૫૮), ને ક્યૂબ્લેખાને ચીનમાં રાજ ગાદી સ્થાપી (૧૨૭૯); ૧૪ માં ઓટોમન તુરકનું રાજ સ્થપાયું, ચીનમાં મિંગવંશની સ્થાપના થઈ અને તૈમુરલેને દોડાદોડ કરી; ૧૫ માં ઓથમન તુરકે ખ્રિસ્તી ગ્રીકરાજ્યની સમાપ્તિ કીધી. યૂરોપમાં જંગલી ઝુંડોની દોડાદોડ ને એકમેકની મારામારી (પાંચમા શૈકાથી ચાલેલી) એ અસ્વસ્થપણું શમીને લોક જૂદા જૂદા પ્રદેશમાં સ્વાધીન સ્વસ્થ થએલા તેનું પેહેલું દર્શન શૈકા ૮ માં આ પ્રમાણે હતું: નવાં રાજ્યોમાં ફ્રાંક–જર્મન જાતિના શાર્લમેને લોમ્બર્ડ ને સાક્સન લોકને જીતી પોતાનું મહારાજ્ય કીધું હતું; મુસલમાનોએ વીસીગોથને જીતી સ્પેનના પ્રદેશમાં પોતાનાં રાજ્ય માંડ્યાં હતાં; ને ઈંગ્લંડમાં સાક્સનોનાં સાત રાજ્યો હતાં. ૯ મા શૈકામાં ફ્રાન્સ, જર્મની, ઈટલી એ રાજ્યો જૂદાં પડ્યાં, અને સાત રાજ્ય જોડાઈ ઈંગ્લંડનું એક રાજ્ય થયું. શૈકા ૧૦–૧૧ માં ડેન ને નોર્મન લોકે દોડાદોડ કરી ને બીજાં કેટલાંક રાજ્યો મંડાયાં; ૧૨ માં, સ્પેનમાં કાસ્ટીલ ને આરેગનનાં રાજ્ય વૃદ્ધિ પામતાં હતાં. એ પ્રમાણે દોડાદોડ ને થાપઉથાપ હતી પણ યૂરોપમાં હતી તેના કરતાં એશિયામાં વધારે ને વધારે ભારે હતી. યૂરોપમાં દશમા શૈકાના અંતમાં સર્વત્ર સ્વસ્થતા શાંતિ હતી; અગિયારમાં શૈકાથી પ્રદેશ પ્રદેશના વર્ણસંકર લોક, ભાષા,

---

–આખાં યૂરોપમાં થયો. ટૂરનેમેંટ તમાશા થવા માંડ્યા; કુટુંબનાં નામથી લોકે પરસ્પર ઓળખાવાનું રાખ્યું; જાત્રાળુ તથા લડવૈયા એઓની આવજાવને લીધે ઈટલીના લોક વહાણ ખેડવામાં કુશળ થયા, ને દોલતમંદ વેપારી થયા; સઘળા દેશોમાં વેપાર ધંધા ને ખેતીના ઉદ્યમ મંડાયાં; વિદ્યા કળાની વૃદ્ધિ થવા માંડી ને નેટોની શિવલરી સુઘડ થઈ લોકમાં દાખલ થઈ.

વ્યવસ્થા, ધારા, રીતભાત એ વિષયોમાં એકમેકથી જૂદા પડવા લાગ્યા ને પોતપોતાની દેશી વિશેષતા ધારણ કરતા થયા.

પ્રાચીન કાળમાં ઇરાનીઓનું, ગ્રીકનું, રોમનોનું એ એકેકું રાજ બીજાં રાજ્યોને ગ્રાસી મહારાજ્ય બન્યું હતું; ને તેમ અર્વાચીન કાળના પેહેલાં હજાર વર્ષમાં એશિયામાં આરબનું, તુરકનું, મોગલનું અને પછી ચીનનું, તુર્કસ્તાનનું (કોન્સ્ટંટિનોપલવાળું) એમ થોડી થોડી વાર રાજ્યો હતાં; પણ તે રાજ્યોની નીતિમાં નવલ વિશેષ નહોતું; નવલ વિશેષમાં હિંદુસ્થાનમાં રજપૂત રાજ્યવ્યવસ્થા તે યૂરોપનાં રાજ્યોની વ્યવસ્થા જેવી હતી ને તે સ્થાયી રૂડી રહી હતી. યૂરોપમાં શાર્લમેનના કાળ પછી ને ૧૫ મા શૈકા સૂધીમાં જે રાજ્યો હતાં તે અનેક રીતે જ્યારે ત્યારે એક બીજાંના સંબંધમાં આવતાં ને તેઓની સરહદમાં વધઘટ થતી તોપણ તે જૂદાં જૂદાં તથા સ્વાધીન થયાં હતાં. ફ્રાન્સમાં રાજાઓએ ફ્યૂડલ જાગીરોને થોડે થોડે પોતાના પ્રદેશ સાથે જોડી એક અખંડિત રાજ્ય કરી પોતાની નિરંકુશ આણ મનાવી; જર્મનીમાં ટંટા ચાલેલા તેનાં પરિણામમાં ફ્યૂડલ જાગીરદારો પોતપોતાના પ્રદેશમાં વધારે સંસ્થિત ને સ્વાધીન થયા; તેઓ સામાન્ય રક્ષણ તથા સામાન્ય લાભને અર્થે પોતાનામાંથી એકને મહારાજા ઠેરવતા પણ પછવાડેથી એ પદવી પણ ઉત્તરોત્તર આસ્ટ્રિયા કુળના સરદારોને મળતી થઈ હતી; ઇંગ્લંડમાં ફ્યૂડલ બારનોએ રાજાઓની ઇચ્છાના ઉપર અંકોશ રાખવાને પાર્લમેંટની સ્થાપન કીધી હતી; ઇટલીની ફ્યૂડલ જાગીરોને જર્મન રાજાઓએ તોડી હતી.*

પંદરમા શૈકાના અંતમાં રાજ્યોની સ્થિતિ આ પ્રમાણે હતીઃ એશિયામાં ચીનનું રાજ પોતાના ઉત્કર્ષમાં હતું—મંગોલીઆ, મંચૂરીઆ, કોરીઅ

---

* જર્મનીના મહારાજા અને રોમના પોપ એઓ આખાં ખ્રિસ્તી યૂરોપન એક અખંડિત રાજની ચક્રવર્તી સત્તા પોતપોતાની કરવાને પુષ્કળ લડ્યા પણ અંતે બંને ફાવ્યા નહીં; (પ્રાચીનકાળમાં બ્રાહ્મણોએ ક્ષત્રીઓને હરાવી ધર્મનુ મહારાજ્ય કીધું હતું); અને જૂદા જૂદા પ્રદેશનાં સ્વાધીન રાજ્યો થયાં. બીજાન હુમલાને અટકાવવા પણ બીજાના સુધારા પોતપોતાનામાં દાખલ કરી સરસાઇથી વધારો કરવો અને પોતપોતાનાં સ્વદેશી રાજ્યના બળસમૃદ્ધિ વધારવાં—એ સ્વદેશભક્તિનીતિનું મૂળ રોપાયું. સ્વાધીન રાજ્ય હતાં તેથીજ એક દેશમાં પીડિત થએલા ખ્રિસ્તી બીજા દેશમાં નહાસીને આશ્રય મેળવી શકતા સ્વાધીન રાજ્યો નહોત અને પોપની કે મહારાજાની બેમાંથી કોઇએકની સર્વોપરિ સત્તા થઇ હોત તો ધર્મનો પુનઃ સંસ્કાર થવાનો સંભવ આઘો જાત.

ને તીબેટ એ પ્રદેશ મહારાજ્યમાં ગણાતા. દિલ્હીની બાદશાહી કમજોર હતી ને ઘણાંક સ્વતંત્ર રાજ્યો ઠરીને ચળકતાં હતાં. ગ્રીસ, રૂમેલીઆ, વાલિચીઆ, સર્વિયા, બલગેરીયા, બોસનીયા, કાફ્ફા, આલબાનીઆ, એશિયા મૈનર એ પ્રદેશનું રાજ કોન્સ્ટંટિનોપલનો સુલતાન કરતો. યૂરોપમાં રાજ્યો એક બીજા સાથે લડતાં, રાજ રાજના ફ્યૂડલ સરદારો પરસ્પર ને રાજા સામા લડતા, રાજાઓ તથા ધર્માધિકારીઓ લડતા ને એઓ રાજાઓને મદદ કરતા તે અવ્યવસ્થા ટળીને રાજ્યોમાં વ્યવસ્થા થઈ હતી.* ગુલાબોની લડાઈ હેનરી ૭ માએ પતાવી (૧૪૮૫). ફ્રાન્સ તથા ઈંગ્લંડ વચ્ચે લાંબી મુદતથી ચાલેલી લડાઈ સંબંધી લૂઈ ૧૧ માએ છેલ્લા સલાહ કરાર કીધા (૧૪૭૫); તેને નડનારો તેનો જોરાવર ફ્યૂડલ સરદાર બર્ગંડીનો ડ્યૂક ચાર્લ્સ, સ્વીસ સાથે લડતાં પડયો (૧૪૭૭); પછી ઓર્લીઅન્સ કુળનો લૂઈ બારમો ગાદીએ બેઠો (૧૪૯૮) ત્યારે ફ્રાન્સનું એક અખંડિત રાજ થયું હતું. માહેના ને બહારના અનેક ટંટા પત્યા પછી માક્સિમિલિયને જર્મનીનું પ્રૌઢું મહારાજ્ય દેખાડયું–લડીને ટંટા પતાવવાની ચાલ બંધ કીધી ને સર્વોપરિ ન્યાય સભા સ્થાપી. ઇટલીમાં પ્રજાસત્તાક રાજ્યો પોતાનાં ઉત્કર્ષમાં હતાં, પણ માહોમાહે ને ફ્રાન્સ સાથે જ્યારે ત્યારે લડતાં; રોમમાં†

---

* ઇટલીનાં શેહેરો સ્વાધીન ને સ્વતંત્ર થયાં; ફ્રાંન્સનાં ઘણાંક શેહેરોને રાજાઓએ હક કરી આપ્યા જેથી ત્યાંના લોક પોતાના અમલદાર પોતે નીમતા; એઓ પોતાની હદમાં ન્યાય ચૂકવતા, કરવેરા મૂકતા, શેહેરનાં લશ્કરને કવાયત આપતા અને જ્યારે રાજાને કામ પડતું ત્યારે લોકના નિમાયલા પુરૂષો લશ્કરની સરદારી કરી રાજાની નોકરી બજાવવે તત્પર થતા; મોટા તાલુકદારો પણ પોતાના તાલુકામાં કસબાઓને હક આપતા થયા; સ્પેન, ઈંગ્લંડ, જર્મની અહીં પણ શેહેર કસબાઓને હક મળ્યા; શેહેરોના લોકને સ્વાધીનતા મળી કે ગામના ખેડુતો પણ ફ્યૂડલ ગુલામગીરીથી વેઠ કરવાથી છૂટ્યા ને પોતાની મેહેનતનાં ફળનો લાભ પોતે પણ લેતા થયા. કેટલાક તાલુકદારો એક બીજા સાથે લડાઇ કરવાનો હક ધરાવતા તે સૌને માટે સરખા ધારા થવાથી નીકળી ગયો; ખરાં ખોટાનો ઇનસાફ મારી મરીને ચૂકવાતો તેની બંધી કરવામાં આવી; તાલુકદારોની કોરટોના ઠરાવ ઉપર અપીલ સાંભળવાનો હક રાજાને માન્યો, વગેરે કેટલાક ધારા બાંધવામાં આવીને તે ઉપર પણ દરબારી લોકો ધ્યાન પહોંચાડવા લાગ્યા.

† ઇસવી સન ૧૩૦૫ થી તે ૧૩૭૮ સુધીમાં સાત પોપ થયા તે ફ્રેંચ હતા; પછી જ્યારે ફીલિપે કલેમંટ ૭ માને નીમ્યો ત્યારે ઇટાલીઅનોએ અર્બન ૬ ઠાને રોમમાં સ્થાપ્યો; એ સામસામા પોપ એક બીજાને ખસેડવાને ખટપટ, લાંચ,

અસ્તાવ્યસ્તતા ભમી હતી ને નેપલ્સ તથા સીસીલી સ્પેનનાં રાજ્યમાં માં મળ્યાં હતાં. સ્પેનનું રાજ ઉત્કર્ષ પામતું હતું.*

વિદ્યાકળા—ચીનાઓ કાગળો બનાવતા, લાકડાંના કોતરેલા કકડાઓ ઉપરથી છાપી જાણતા, ફોડવાના દારૂને બનાવતા તથા કામમાં આણતા ને હોકાયંત્રની પણ તેઓને જાણ હતી. હિંદુસ્થાનમાં હિંદુઓ તાલપત્ર ઉપર ને કપડાં ઉપર લખતા; અનેક ઘાટનાં વાસણ ને ભરત કામ કરવે કુશળ હતા અને બ્રાહ્મણોએ તત્વજ્ઞાન તથા ધર્મ એ વિષયના, શબ્દશાસ્ત્રના—કોશ વ્યાકરણના, કાવ્ય નાટક અલંકાર વિષયના, નીતિશાસ્ત્રના ગ્રંથો લખી તે તે વિષયોમાં કુશલતા દેખાડી, વળી વૈદ્યશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર એ વિષયના સારા ગ્રંથ લખ્યા; મુસલમાનોએ ઇતિહાસના ગ્રંથો લખ્યા;—બ્રાહ્મણોએ સંસ્કૃતમાં ને મુસલમાનોએ ફારસીમાં. આરબો ગ્રીક તત્વજ્ઞાન, ઇતિહાસ, કવિતા, વાર્ત્તા, વૈદ્ય, યંત્રશાસ્ત્ર, ભૂમિતિ, શિલ્પ, ઇત્યાદિ વિષયમાં કુશળ હતા; ઇ० સ० શૈકા ૧૦–૧૫ માં ઝંદ પેહેલવીઆંથી ઉત્પન્ન થયલી નવી ભાષા જે ફારસી તે ઉત્તમ પ્રકારે કેળવાઈ હતી—આણા ગ્રંથ લખાયા હતા—ફર્દુશી (શૈકા ૧૧ માં), અનવેરી (૧૨ માં), સાદી (૧૩ માં), હાફિઝ (૧૪ માં), જામી (૧૫ માં) એ પ્રખ્યાત હતા. યૂરોપમાં

---

જોર જુલુમ વગેરેનાં સાધન કામે લગાડતા. એક નવો ત્રીજો પોપ ઉભો થયો; એ સ્થિતિમાં ઇટાલિયન, જર્મન, ફ્રેંચ, ઈંગ્લિશ ધર્માધિકારીઓ ધર્મ તથા ધર્મશિક્ષક સંબંધી સૂધારો કરવાને કોન્સ્ટન્સમાં મળ્યા ને એ સભાએ ત્રણે પોપને પદભ્રષ્ટ કીધા પણ ઇટાલીઅનોએ માર્ટિન પાંચમાને કીધો ને એણે ચારવર્ષે સભાને રમાડી ને પછી તે સભા ભાંગી પડી હતી (એ સમયે સાતસેંથી વધારે છીનાળ તથા વેશ્યા ધર્મશિક્ષકમંડળોમાં મહાલતી); પોપ ખટપટ કરી મહાધર્મ સભા ન મળે તેવી તજવીજો કરતા તોપણ બાસલેની સભાએ તેઓનાં મનમાં ભય વસાવ્યું હતું. રોમમાં રીએનઝીએ (૧૩૪૭–૧૩૫૪) ઉથલ પાથલ કરી મૂકેલી ત્યાર પછી પાછા અમીરોના બખેડા ચાલ્યા હતા પણ ઇ० સ० ૧૫૦૦ માં પોપ પાછા પૂર્ણ રાજકીય સત્તા ધરાવતા થયા હતા.

* યૂરોપમાં બીજાં રાજ્યો આ હતાં: સ્કાટલંડનું, ડેન્માર્ક તથા સ્વીડન તથા નોર્વેનું, રૂશિયાનું, પોલંડનું, હંગરીનું, સ્વિટઝરલંડનું—સ્વાધીન સ્વતંત્ર પ્રજારાજ ને પોર્ટુગલનું. ઉત્તર આફ્રિકા તથા એશિયામાં મુસલમાન રાજ્યપ્રદેશો આ હતા: મોરોક્કો, આલજીઅર્સ, ટ્યૂનિસ, ટ્રિપોલી, ઇજીપ્ટ તથા સીરીઆ, આરબસ્તાન, ઇરાન, ખોરાસાન, ખારેસ્મ (એની પડોસનું તુરકસ્તાન, તાતાર, કાપચાક (તુરાન, કાસાન, આસ્ટ્રાખાન, ક્રીમીઆ), સિરકાશીઆ, જીઓર્જીઆ, આરમીનીઆ.

બારમા શૈકાથી વિદ્યાકળાનો ઉદય થવા લાગ્યો–કેટલાક સાધુઓએ રાજપક્ષમાં પોપની સામાં બોલવા લખવાનું ચલાવ્યું ને ફ્રેંચોએ ક્રૂસેડની હકીકત લખી; તેરમા શૈકામાં ઈંગ્લંડમાં રોજર બેકન થયો તે લાટિન ગ્રીક ભાષામાં ને ખગોળ–યંત્ર–રસાયન વિદ્યામાં જાણીતો હતો; બારમા તેરમા શૈકામાં ફ્રેંચ સ્પાનીશ ને ઇટાલીઅન એ ત્રણની મિશ્રભાષામાં ટ્રોબેડોરો સ્ફૂટ વિષય ઉપર શીઘ્ર કવિતા બનાવતા પણ પ્રેમવિષે સુઘડ ને ઊંચા વિચારના સંવાદો કવિતામાં રચતા અને જ્યારે બેજણ પોતપોતાની કવિતાને માટે વાદ કરતા ત્યારે પરિક્ષકો પણ પોતાનું મત કવિતામાં જણાવતા–રાજા સરદારો ને બીજા પ્રખ્યાત પુરૂષો મળીને ૭૬ ટ્રોબેડોર હતા; જર્મનીમાં કેટલાક જણે શૃંગાર કવિતા લખી; ચૌદમા શૈકામાં ડાંટી પીટ્રાર્ક ને બોકાશીઓ એઓએ ઇટાલીઅન ભાષામાં કવિતા ને વાર્ત્તા લખી; ચોસરે અંગ્રેજીમાં કવિતા લખી ને વિક્લીફે નવા કરારનું ભાષાંતર કીધું; સ્પેનમાં તો શિવલરી ને રોમાન્સ સંબંધી લખનારા ઘણા હતા; પંદરમા શૈકામાં ઇટાલીઅનોએ પ્રાચીન વિદ્યાનો અભ્યાસ કરી ઇતિહાસો લખ્યા (એ વિષયમાં અંગ્રેજ ને ફ્રેંચ તદન અજાણ્યા હતા); કોન્સ્ટંટિનોપલ ભાગ્યા પછી ગ્રીક લોક વેરાતા થયા ને ઘણાક જણ ઇટલીમાં વસ્યા ને એથી પછી યૂરોપમાં વિદ્યા વધતી ચાલી—એ શૈકાની આખર સુધી નાટકરૂપ તમાશા થતા તેમાં ક્રૈસ્ટની લીલા દરસાવવામાં આવતી. ઇ૦ સ૦ શૈકા ૫ માં યૂરોપનાં દેવળોમાં ઘંટ વપરાતા થયા. ૬ માં રેશમના કીડા કોન્સ્ટંટિનોપલ આવ્યા; અહીં રોમન રાજધારાના સંગ્રહ થયા; રોમમાં જળઘંટી બનાવવામાં આવી. ૭ માં લાટિન ભાષા બોલાતી બંધ થઈ; લખવામાં પીછાંની કલમ વપરાતી થઈ; ઈંગ્લંડમાં કાચ બનવા માડ્યો; ગ્રીક અગ્નિનો શોધ થયો. ૮ માં રૂમાંથી કાગળ બનતા થયા; સેતરંજીઓ આવવા માંડી; સ્પેનનાં મુસલમાની મકતબોમાં ખ્રિસ્તીઓ અભ્યાસ કરતા થયા. ૯ માં સાક્સનોનો ધારાસંગ્રહ થયો; વાગતાં ઘડિયાળ પશ્ચિમ યૂરોપમાં વપરાતાં થયાં; જર્મનીમાં ખેતી વાડીનાં કામને ઉત્તેજન મળતું થયું. ૧૦ માં અંકગણિતના આંકડા આરબો પાસેથી ખ્રિસ્તીઓએ લીધા; ખાણો ખોદવાનું ચાલ્યું; દરાખનો રસ કહાડવાના યંત્ર ઇટલીમાં પેહેલવેહેલાજ મંડાયા. ૧૧ માં ગાયનના સ્વરનો શોધ થયો; પવનચક્કીઓ થઈ. ૧૨ માં સીસીલીમાં સેરડી રોપાઇ; ઈંગ્લંડમાં કાચની બારીઓ વપરાતી થઇ. ૧૩ માં અંગ્રેજોએ માગ્ના ચાર્ટા કરાવી લીધો; ચશ્માનો શોધ થયો; આરસાઓ વપરાતા થયા; તેલીઆ રંગનાં ચિત્રો બનવા માડ્યાં. ૧૪ માં હોકાયંત્રની જાણ થઈ; ચીથરાંમાંથી

કાગળ બનવા માંડ્યા; તોપ ને દારૂગોળા લડાઈમાં વપરાતા થયા. ટાકણા ને રમવાનાં પાના એનો શોધ થયો. ૧૫ માં ટૈપથી છાપવાની કળાનો શોધ થયો; બંધુકો બનવા માંડી; આરબો પાસેથી બીજગણિત જાણી લેવામાં આવ્યું; અમેરિકાનો ને હિંદુસ્થાન આવવાનો કેપ ઓફ ગુડ હોપનો માર્ગ એના શોધ થયા.*

વેપારધંધો—ચીનાઓના વહાણ ઇરાની અખાત સુધી આવતાં; હિંદુસ્થાનનો માલ કંધાર તથા ઇરાનને રસ્તે અથવા કાસ્પીઆન તથા યુક્સૈન સમુદ્રના કાંઠાને રસ્તે અથવા રાતો સમુદ્ર ને ઇજીપ્ટને રસ્તે કોન્સ્ટંટિનોપલ આવતો ને ત્યાંથી પછી યૂરોપમાં બધે જતો; ૧૧ મા શૈકાથી વેનીસ, જીનોઆ, પાઇસા એ વેપારનાં મથક થયાં; તેરમા શૈકા સુધી યાહુદીઓ શરાફીનો ને માલનો ધંધો કરતા; હાન્સે એ નામે ઓળખાતા નગરો, જૂટ બાંધી માહેના પ્રદેશોમાં વેચાણ ખરીદીનો ધંધો ચલાવતા પણ ૧૩૭૦ પછી તેનું કામ ધીમું પડવા માંડ્યું હતું; ૧૪ મા શૈકામાં જીનોઆના લોક કાળા સમુદ્રને માર્ગે વેપાર ચલાવતા; બ્રાબાંટ ને ફ્લાંડર્સમાં કારખાનાં ને ધંધો હતો, પછી ઈંગ્લંડનાં કારખાનાં વખણાતાં થયાં હતાં; ઈ૦ સ૦ ૧૨૭૫ માં વેનીસમાં બેંક નીકળી હતી ને ૧૨૫૫ માં હુંડીઓ લખાતી થઇ હતી; ૧૪૦૧ માં બારસેલોનામાં બેંક નીકળી હતી.

---

* યુદ્ધ વિષયમાં બે મોટા ફેરફાર થયાઃ તોપ તથા દારૂગોળા વપરાવા લાગ્યા (ગ્રાનેડાના રાજાએ ૧૩૧૨ માં ને એડવર્ડ ત્રીજાએ ૧૩૪૬ માં વાપર્યા હતા) અને લશ્કરનું બળ પેદળમાં વિશેષ છે એમ જણાયું;—રોમનોએ પેદલને જોરે પોતાના પ્રજાસત્તાક રાજ્યના કાળમાં જયમેલવ્યા હતા ને યૂરોપના જંગલી લોકના પેદળેજ રોમનોનાં ઉપર જય મેળવ્યા હતા, પણ પછવાડેથી ઠરી ઠામ થયા પછી દાસજનથી જૂદાં પડવાને ને કુલીનપણું દાખવવાને સરદાર ને નૈટ એઓએ ઘોડાનું માન વધાર્યું હતું, પણ સ્વામી સેવકના ઝગડાઓમાં રાજાઓને લોકની મદદ હતી તેથી પાછાં પેદળ થયાં હતાં. પ્રથમ રાજ્ય રાજ્યમાં કામ વેળા લશ્કર બોલાવવામાં અથવા નવાં ઉભાં કરવામાં આવતાં પણ પછી રાજાઓ જાથુનાં લશ્કર રાખતા થયા હતા;—ફ્રાંન્સના રાજા ચાર્લસ ૭ માએ એ ચાળ પ્રથમ કહાડ્યો, તેણે અંગ્રેજોના એકાએકના હુમલાઓની સામાં થવાને ૯ હજાર ઘોડસ્વાર ને ૧૬ હજાર પાયદળનું જાથુનું લશ્કર રાખ્યું હતું. વિદ્યાજ્ઞાનની વૃદ્ધિને અર્થે બીબાંનાં છાપખાનાં નીકળ્યાં; મેઐન્સનો—સ્ટ્રાસબર્ગનો જોન ગટ્ટન બર્ગ એણે જૂદા જૂદા અક્ષર પ્રમાણે લાકડાંના કકડા કાપી જોઇએ તેમ ગોઠવી રાખી પછી છાપવાનું ચલાવ્યું; પહેલું પુસ્તક લાટિન બૈબલનું ૧૪૫૦–૧૪૫૫ માં છપાયું હતું.

યૂરોપમાં જે જંગલી ટોળાંઓ રોમના રાજ્યપ્રદેશોમાં ફરી વળ્યાં, ને પરસ્પર લડ્યાં તે હવે સ્થિતિમાં આવ્યાં. પશ્ચિમના વિદ્વાનો માનેછે કે પ્રાચીન કાળમાં જે લોકનાં ટોળાં હિંદુસ્થાનમાં ને મીડીઆમાં વસ્યાં તેમાં- નાંજ કેટલાંક ટોળાં યૂરોપમાં વસ્યાં હતાં; એ ઘણીક જાતિનાં ટોળાંઓ રોમના રાજ્યપ્રદેશોમાં ફરી વળ્યાં—કેટલાંક રોમનોના સૂધારાના સંબંધમાં વિશેષે આવ્યાં; તોપણ પોતાનું લડવૈયાપણું, પોતાની ફ્યૂડલ રાજ્યવ્યવસ્થા ને નવો સ્વીકારેલો ખ્રિસ્તી ધર્મ એ સૌને સમાન હતું; ને સૌએજ તમો- ગુણ પ્રકૃતિ, અર્થવાદીપણું, પ્રપંચવૃત્તિ પણ સ્વાધીન રેહેવા ઉપર ને સ્થિતિ સૂધારવા ઉપર આગ્રહપૂર્વક આસક્તિ ને શ્રમ એ દેખડાવ્યાં અને અમે જર્મન, અમે ફ્રેંચ, અમે ઈંગ્લિશ એવાં એવાં સ્વરૂપો દરસાવવાને પોતપોતાને ઉદ્યમે વળગ્યા.



## ૨. ઈ૦ સ૦ ૧૫૦૦ થી તે અમણા સુધીના સાડી ત્રણસેં પોણીચારસો વર્ષના કાળમાં જે રાજ્યો બહાર પડતાં શોભ્યાં શોભેછે તેમાં ચીનનું, હિંદુસ્થાનનું, ઈરાનનું, કોન્સ્ટંટિનોપલનું, રૂશિયાનું, જર્મનીનું, પ્રુશિયાનું, આસ્ટ્રિયાનું, સ્પેનનું, ફ્રાન્સનું, ઈંગ્લંડનું, યૂનૈટેડસ્ટેટસનું એ આગળ પડતાં છે.

## ચીન.

૧૫૧૭ થી પોર્ટુગીસ લોક કંતાન સાથે વેપાર કરતા થયા; ૧૫૫૫ માં ખ્રિસ્તિ ઉપદેશકો ઠામ ઠામ હતા; મિંગવંશના સ્થાપનારાએ મોગલોને હાંકી કહાડ્યા ત્યારે એઓ ઉત્તર પૂર્વના તાર્તરોમાં આસરો ધરી રહ્યા હતા, ને એ ભળેલા લોક—માંચુતાર્તરને ચીનાઓએ રાજ્યમોહના બખેડા બેસાડવામાં મદદ કરવા બોલાવ્યા હતા પણ પાછળથી માંચુઓએજ પોતાનો રાજવંશ સ્થાપ્યો (૧૬૪૪). એ વંશનો બીજો કાંગહે એણે યૂરોપની વિદ્યાકળા પોતાની પ્રજામાં દાખલ કરવાની મહેનત લીધી, જેસૂટ ખ્રિસ્તી ઉપદેશ- કોને આસરો આપ્યો ને પોતે ભૂમિતિ વિષે એક ગ્રંથ લખ્યો, પણ ચીનના વિદ્વાનોએ નવાં ભણતર ઉપર રુચિ દાખવી નહીં તેથી તે ચીનમાં દાખલ થયાં નહીં; તોપણ તેણે બુદ્ધિમંત કારભારીઓની મદદથી ઘણા કાળના

ચાલેલા બખેડા બેસાડી રાજ્યમાં સર્વત્ર સ્વસ્થતા આણી હતી. એ મરણ પામ્યા પછી (૧૭૨૨) તેના દીકરાએ જેસૂટોને કહાડી મૂકયા ને તેના પછી કીઇનલંગ મહારાજા થયો (૧૭૩૫ થી ૧૭૯૫) તેણે લડાઇઓ કરી પશ્ચિમ સરહદની અનેક જાતિઓનો નાશ કીધો; કાલમક લોકને હરાવી વહાડી નાખ્યા તેનું સંભારણું રાખવાને પત્થર ઉપર આ પ્રમાણે કોતરાવ્યું હતું 'ઇશ્વરનાં રોપેલાં ઝાડને અગર માણસ વાઢી નાખે તોપણ તેનું મૂળ ઉખેડી નાખી શકાતું નથી: જે ઝાડને ઇશ્વરજ વહાડી નાખેછે તે માણસના ફરી રોપવાથી કદી ઉગતું નથી.' તેણે કારભારીઓની સલાહથી પોતાના રાજ્યમાં પ્રસરેલા ખટપટી જેસુટ ખ્રિસ્તીઓનો નાશ કરાવ્યો હતો; તેની કારકીર્દીમાં જયી માંચુ તાર્તરો જિત ચીનાઓ સાથે પૂરેપૂરા ભળી ગયા. કૈયાકિંગને (૧૭૯૫–૧૮૨૦) યુરોપીઅનોનો ઘણોજ ધિક્કાર હતો–કંતાનની સરકારે અંગ્રેજોને કહ્યું કે તમે જો મકાઉમાંથી તમારૂં લશ્કર નહીં ખસેડો તો તમારી સાથે વેપાર કરવો બંધ રાખીશું ને તે તઓએ તરત કબૂલ કીધું (૧૮૦૮) ને એને જીત માની ચીનાઓએ એક થંભ બંધાવ્યો; લાર્ડ આમ્હર્સ્ટ વકીલ થઇને પીકીન ગયો હતો પણ ચીન ને ઈંગ્લંડ એ બેને દોસ્તી કરાર થયા નહોતા–(૧૮૧૬); ટોઉવાંગે પરદેશથી આવતું અફીણ દાખલ ન કરવાનો હુકમ કીધો ને એ હુકમ છતાં તે ચોરીથી આવવા માડ્યું ત્યારે કંતાનમાં કપતાન એલીઅટને સરકારના હુકમને તાબે થઇ કેટલીક પેટીઓનો નાશ કરવો પડ્યો; પણ પછી એ ઉપરથી લડાઇઓ ચાલી હતી ને ચીનના મહારાજાએ બે કરોડ દશ લાખ ડાલર અફીણના નુકસાન બાબત આપવાનું કબૂલ કીધું, હોંગકોંગ ટાપુ આપી દીધો ને પાંચ બંદરો સાથે વેપાર કરવાની રજા આપી (૧૮૪૨); વળી પાછી ભાંજગડ ને લડાઇઓ ચાલી હતી ને (૧૮૫૮) અંગ્રેજ તથા ફ્રેંચ એલચીઓ પેકીનમાં રહેતા થયા હતા.

ચીનનાં મહારાજ્યનો પ્રદેશ ૫૫ લાખ ચોરસ મૈલ છે (ચીનનો મૂળ પ્રદેશ ૧૩ લાખ અને માંચૂરીઆ, મોંગોલીઆ, કોરીઆ ને લૂચૂ ટાપુઓ મળીને ૪૨ લાખ). વસ્તી થોડી ૪૦ કરોડની છે, રાજધાની પીકીનમાં ૧૫ લાખ માણસ છે; મહારાજા નિરંકુશ છે; વસ્તીનો મોટો ભાગ બૌદ્ધધર્મ પાળેછે; દશ લાખ લશ્કર ને ૮૦૦ લડાઇના વહાણછે; ખેતી ને કારખાનાંની અનેક સમૃદ્ધિ છે ને ઘણોખરો વેપાર અંગ્રેજો સાથે ચીનાઓ ચલાવેછે.

# હિંદુસ્થાન.

ઉસબેગ તાર્તરોએ તૈમુરવંશજ બાબરને તેના રાજ્યમાંથી (સમરકંદ ને કાશગર એ બેની વચમાનો પ્રદેશ) હાંકી મ્હેલ્યો ત્યારે એણે દિલ્હીની કમજોર બાદશાહી તાકી, ને ચાર ચઢાઇઓ કરી હિંદુસ્થાનમાં મોગલાઈ રાજ સ્થાપ્યું (૧૫૨૬); તેનો શાહજાદો હૂમાયું દશ વર્ષ બાદશાહ હતો (૧૫૩૦–૧૫૪૦); પછી ૧૬ વર્ષ અફગાન સૂરવંશના બાદશાહો હતા; પછી પાછી મોગલાઈ થઇઃ અકબરે (૧૫૫૬–૧૬૦૫) ઉત્તરમાં કાબૂલ, કાશ્મીર ને કંધાર અહીંથી તે નર્મદાસૂધીનો બહોળો પ્રદેશ અને દક્ષિણમાં ખાનદેશ, વરાડનો મોટો ભાગ, અહમદનગરનો કિલ્લો ને બીજો કેટલાક પ્રદેશ એટલું પોતાનું રાજ કીધું ને વ્યવસ્થિત કીધું; પછી જહાંગીર, શાહજહાં ને ઔરંગજેબ એ બાદશાહોની કારકીર્દીમાં મોગલરાજ પોતાના ઉત્કર્ષમાં શોભ્યું (૧૬૦૫–૧૭૦૭); દક્ષિણમાં જે રાજ્યો હતાં તે તૂટ્યાં; શિવાજીએ રાજ સ્થાપ્યું; ગુરુગોવિંદે મુસલમાનોની સામાં સીક લોકનું રાજકીય ઐક્ય કરાવ્યું; પોર્ચુગીસની વગસત્તા ઘટી ને અંગ્રેજ તથા ફ્રેંચ એઓની વધતી ચાલી. બહાદુરશાહ–શાહઆલમ પછી બહાર ને અલાહબાદના અમલદાર શીઆ ધર્મ માનનારા સૈયદ હતા તેઓએ ફરૂકશીરને ગાદી અપાવી ને પછી એકે વજીરાત ને બીજાએ બાદશાહી ફોજની સરદારી લીધી; દક્ષિણનો નિજામ ઉલ્મુલ્ક, અયોધ્યાનો ને બીજા કેટલાક અમીરો સૈયદ ભાઇઓની સામાં હતા; મરેઠાઓએ દક્ષિણનો બાદશાહી મુલખ ઉજડ વાળ્યો ને સૈયદ હારીને શાહુના હક કબૂલ રાખી સલાહ કીધી (૧૭૧૭); સૈયદોએ ઘણાક સીક લોકને મરણ દંડ કીધા અને ફીરૂખશીરને મારી નાખી મહમ્મદશાહને બાદશાહ કીધો. એની કારકીર્દીમાં (૧૭૧૯–૧૭૪૮) નિજામ ઉલ્મુલ્ક તથા અયોધ્યાવાળો સઆદતખાન એઓએ સંપ કરી બલવા ઉઠાવ્યા ને સૈયદોને નસાડી મરાવ્યા; મરેઠા પ્રબળ થયા; ઇરાનના નાદિરશાહે દિલ્હી લૂટી મોટો નાશ કીધો; અને અહમ્મદશાહ અબદલ્લી દિલ્હી ઉપર ચઢાઈ કરવા આવેલો તેને બાદશાહી ફોજે હરાવી પાછો કહાડ્યો, મહમ્મદશાહ પછી તેના શાહજાદા અહમ્મદશાહે(૧૭૪૮–૧૭૫૪) અફગાનીસ્તાનનો અહમ્મદશાહ અબદલ્લી બીજીવાર આવેલો તેને લાહોર તથા મુલતાન આપ્યાં; અયોધ્યાવાળાનો સગો સફદરજંગ ને નિજામ ગ્યાસુદ્દીન એ બેના ટંટા ચાલ્યા, એકની તરફ જાટ સૂરજમલ તથા ભરતપૂરનો રાજા

જયાપ્પા સાવાના
એ હતા અને બીજાની તરફ મલારરાવ હોલકર તથા જયાપ્પા સાવાના ગ્યાસુદ્દીનની
એ હતા, બાદશાહ કમજોર હતો, હોલકરે દિલ્હી લીધી ને ગ્યાસુદ્દીનની
એ હતા, બાદશાહ કમજોર હતો, હોલકરે દિલ્હી લીધી ને એ કેદમાં
ઉસકેરણીથી અમીરોએ અહમ્મદશાહને ગાદીએથી ખસેડ્યો ને એ કેદમાં
મૂઓ; મહમ્મદશાહ ને અહમ્મદશાહ એ બેના વખતમાં ગુજરાત, બંગાળા,
બહાર, ઓઢિયા, રોહિલખંડ, પંજાબ, દક્ષિણ (નિજામનો ને મરેઠાનો એ
બંને પ્રદેશ) ને કર્ણાટક એ સૌ બાદશાહી હકુમતમાંથી છૂટાં પડી સ્વાધીન
રાજ્યો થયાં હતાં. આલમગીર બીજાની કારકીર્દીમાં અહમ્મદશાહ અબ-
દલ્લીએ ત્રીજીવાર દિલ્હી ઉપર ચઢાઈ કીધી (૧૭૫૭) ને રોહિલ્લાના સર-
દાર નજીબઉદ્દૌલાને વજીરાત આપી તે પાછો પોતાના રાજ્યમાં ગયો;
નિજામ ગાઝીઉદ્દીન બીજો એણે રાઘોબાની મદદથી નજીબઉદ્દૌલાને કહાડ્યો
ને શાહજાદાને નસાડ્યો. અબદલ્લીએ ચોથીવાર દિલ્હી ઉપર ચઢાઈ કીધી;
ગાઝીઉદ્દીને બાદશાહને મારી નાખ્યો (નવેંબર, ૧૭૫૯) પણ પછી તેને
નાસી જવું પડ્યું. અબદલ્લીએ બીજી વાર દિલ્હી લૂટી (૧૭૬૦) પણ
પછી તે અનુપસરમાં છાવણી કરી રહ્યો. મરેઠાઓએ સદાશિવરાવની
સરદારી તળે દિલ્હી લીધી ને આલમગીરના શાહાજાદાના (શાહઆલ-
મના) શાહજાદા જવાનબખ્તને ગાદીએ બેસાડ્યો. પાણીપતની ત્રીજી
લડાઇ થયા પછી અબદલ્લીએ વળી દિલ્હીમાં આવી શાહઆલમને બાદ-
શાહ માન્યો ને એની વતી એના શાહજાદા જવાનબખ્તને ગાદી સોંપી,
હિંદુસ્થાન છોડ્યું. દિલ્હીમાં નજીબઉદ્દૌલા ને જવાનબખ્ત એ બે કારભાર
કરતા; ૧૭૭૦ માં નજીબઉદ્દૌલા મરણ પામ્યો ને મરેઠાઓ પાછા દિલ્હીમાં

**મરેઠી રાજ** શિવાજીએ વિધિપૂર્વક સ્થાપ્યું (૧૬૭૪). શાહુ રાજાએ બાલાજી વિશ્વનાથને પેશવા કીધો (૧૭૧૨). મરેઠાઓ દક્ષિણમાં બાદશાહી મુલખ ઉપર તૂટી પડ્યા હતા તેઓને હાંકી કહાડવાને નિજામ ઉલ્મુલ્ક દક્ષિણનો રાજપ્રતિનિધિ થઇને આવ્યો (૧૭૧૩) પણ તરતજ તેની બદલી થઇને તેને ઠેકાણે સૈયદ હુસેન અલી આવેલો તેનો જીવ દિલ્હીની ખટપટમાં હતો તેથી તેણે મરેઠાઓ સાથે સલાહકરાર કરી શાહુરાજાના સઘળા હક કબૂલ રાખ્યા (૧૭૧૭); એ કરારનામા ઉપર બાદશાહી મંજુરીઅત લેવાને ૧૭૧૮ માં બાલાજી વિશ્વનાથ ૧૦ હજાર મરેઠાઓ સાથે દિલ્હી ગયો હતો (દિલ્હીના સૈયદ કારભારીઓને મદદ કરવાને પણ) ને પછી ૧૭૨૦ માં તે મળી હતી. (૧૭૧૮ થી મરેઠાઓ દિલ્હીની દરબારી ખટપટમાં પડેલા તે તેઓનો સંબંધ ૧૮૦૩ સૂધી ચાલ્યો હતો.) બાલાજી મરણ પામ્યા પછી (અકટોબર, ૧૭૨૦) બાજીરાવ પેશવા થયો; મરેઠાઓની વગસત્તા માળવામાં સારી પેઠે થઇ—દિલ્હીથી નીમાયલો જેસિંગ મરેઠાઓને મળી ગયો હતો. ૧૭૩૬ માં બાજીરાવ પોતાના મરેઠા સાથે દિલ્હી ઉપર ધસ્યો પણ નિજામ ઉલ્મુલ્ક, બાદશાહની તરફથી બાજીરાવની સામા થયો; બંને લશ્કર ભોપાળ આગળ મળ્યાં, પણ પછી નિજામ ઘેરાઇ ગયો ને એણે માળવા અને નર્મદા તથા ચંબલ એ બે નદીઓની વચમાનો પ્રદેશ એ પેશવાને આપ્યા ને બાદશાહ પાસેથી ૫૦ લાખ રૂપીઆ ખરચના અપાવવા કબૂલ કીધા. પછી પોર્ટુગીસ ને મરેઠા વચ્ચે લડાઇ ચાલી; ૧૭૩૯ ના મેમાં મરેઠાઓએ વસૈ લીધું ને પોર્ટુગીસનું જોર તોડ્યું. બાજીરાવ ૧૭૪૦ માં મરણ પામ્યો; તે સત્તાલોભી, પૂરો યોદ્ધો, કઠણ વાનનો, મનમારનારો, ખંતી ઉદ્યમી ને દેશાભિમાની હતો. ત્રીજો પેશવા બાલાજી બાજીરાવ હતો. રઘુજી ભોંસલે વરાડમાં ને આનંદરાવ પુંવાર ધારમાં ને દામાજી ગાયકવાડ ગુજરાતમાં ને મલ્હારરાવ હોલ્કર માળવાની દક્ષિણમાં ને જયાપા સિંધિયા માળવાની ઉત્તરપૂર્વમાં ને ફતેહસિંહ ભોંસલે અક્કલકોટમાં ને સંભાજી કોલાપુરમાં પોતપોતાનાં પેટાં રાજસ્થાન કરી રહ્યા હતા; શાહુરાજા સતારામાં મોજમઝામાં ગુલતાન રહેતો અને પૂના પેશવાનું રાજનગર થયું. સલાબતજંગ તથા બુસ્સી એઓની સામાં લડાઇ ચાલેલી ને ફ્રેંચોએ રાજપુર આગળ બાલાજીને હરાવેલો તોપણ એણે ૧૭૫૨ માં ઘણોક પ્રદેશ સ્વરાજ્યમાં ઉમેર્યો હતો. રઘુજી ભોંસલે એણે કટક પ્રાંત (બલેશ્વર સૂધી) ને બાણગંગા તથા ગોદાવરી એ બેની વચમાનો પ્રદેશ નિજામ પાસેથી જીતી લીધા હતા; મરેઠા તથા અંગ્રેજ એઓએ મળી

સીદીઓનું જોર તોડ્યું; ૧૭૫૭ માં મરેઠાઓ મહીસૂરમાંથી ને આર્કટના નવાબ પાસેથી ખંડણી લેતા થયા; ૧૭૫૮ ના મેમાં રાઘોબાએ લાહોર ઉપર ચઢાઈ કીધી ને જીત મેળવી; ૧૭૬૦ માં પેશવાએ અહમદનગરનો કબજો કીધો હતો તે ઉપરથી સલાબતજંગ ને નિજામઅલી એ બે જણે લડાઇ આપી પણ ઉદયગિરિ આગળ પેશવાની મોટી જીત થઈ ને દોલતાબાદ, આશીરગઢ, વિજાપુર ને ઓરંગાબાદનો પ્રાંત એ મરેઠાઓને મળ્યા. ૧૭૬૦ ના અક્ટોબરની ૨૮ મીથી તે ૧૭૬૧ ના જાનેવારીની ૬ ઠી તારીખ સૂધી મરેઠાઓ અને અહમ્મદશાહ અબદલ્લી તથા બીજા મુસલમાન સરદારો એઓ વચ્ચે અહીં તહીં લડાઇયો ચાલ્યાં કીધી પણ ૧૭૬૧ ની ૭ મી જાનેવારીએ સવારથી તે બે વાગા સૂધી પાણીપત આગળ જે મોટી લડાઈ મચી તેમાં મજબૂત કાઠીના તથા રીઢા આફ્ગાનોની સામાં વિકરાળ ઉત્સુકતાવાળા મરેઠાઓ ટકી શક્યા નહીં,–વિશ્વાસરાવ તથા સદાશિવરાવ પડ્યા ને મરેઠાઓની પૂરી તથા ભારે હાર થઇ; એ પછી પેશવા પણ જૂનમાં મરણ પામ્યો. માધવરાવ ૧૭ વર્ષની વયે પેશવા થયો; તેનો કાકો રઘુનાથરાવ (રાઘોબા) તેનું વાલીપણું કરતો; સખારામ બાપુ તથા બાલાજી જનાર્દન (નાના ફડનવીસ) એ સમર્થ રાજનીતિજ્ઞ પુરુષ હતા; ત્ર્યંબકરાવ મામા તથા હરિપંત એ સર્વોપરિ યોદ્ધા હતા અને રામશાસ્ત્રિ સમર્થ વિદ્વાન, ન્યાયી, ઉદ્યોગી, ડાહ્યો ને પરોપકારી હતો—તે નિડરપણે રાજપુરુષોને પણ વેળાએ વેળાએ ઠપકા આપતો. ૧૭૬૪ માં તરુણ પેશવા સેનની સરદારી કરી હૈદરઅલીની સામાં ગયો હતો ને એણે મરેઠા પાસેથી પડાવેલો મુલખ તેમને પાછો આપી દીધો ને તે ઉપરાંત ૩૨ લાખ રૂપીઆ કબૂલ કીધા. ૧૭૬૬ માં મલ્હારરાવ હોલકર મરણ પામ્યો; પછી તેની ૨૦ વર્ષની વિધવા સ્ત્રી અહલ્યાબાઈએ ૧૭૯૫ સૂધી ઈંદોરમાં જસ સાથે રાજ કીધું હતું. મોટા માળવામાં રાણોજી પછી જયાપા હતો તેનું ૧૭૫૯ માં ખૂન થયું ને પછી મહાદાજી થયો તે નાના ફડનવીસની સામાં હતો ને તે ૧૭૮૨ થી પેશવાને નામનુંજ માન આપતો. ૧૭૬૯ માં મરેઠાઓ ઉત્તર હિંદુસ્થાનમાં પાછા દેખાયા—તેઓએ રજપૂત રાજ્યો પાસે ખંડણી લીધી ને ભરતપોરની પાસે છાવણી રાખી જાટલોક ૬૫ લાખની ખંડણી આપે એવું તેઓ પાસે લખાવી લીધું; ૧૭૭૦ માં તેઓએ દિલ્હીનો કારભાર પોતાને હાથ રાખી ૧૭૭૧ માં શાહઆલમ જે અલાહબાદમાં હતો તેને દિલ્હી બોલાવ્યો ને પોતાના તાબામાં રાખ્યો. ૧૭૭૨ માં શૂરવીર, ડાહ્યો ને પ્રજાનો હિતેચ્છુ પેશવા માધવરાવ ૨૮ વર્ષની વયે મરણ પામ્યો—મરેઠી

રાજનું વસૂલ ૭ કરોડનું ગણાતું. નારાયણરાવ પેશવાનું ખૂન થયું ને રાઘોબા પેશવા થયો; શાહઆલમ મરેઠાઓના તાબામાંથી ખસવાને તેઓની સામાં દિલ્હી આગળ લડ્યો પણ હાર્યો (ડિસેંબર, ૧૭૭૨) ને પછી વધારે તાબેદાર થઈ રહ્યો. પ્રધાન સખારામ બાપુ, નાના ફડનવીસ ને હરિપંત એઓએ ઐક્ય કરી રાઘોબાને ખસેડવાની ગોઠવણ કીધી, રાઘોબાએ લડાઈ આપી, ને ત્ર્યંબકમામા પડ્યો; પણ નારાયણરાવની સ્ત્રીને દહાડા હતા તેણે દીકરો જણ્યો એટલે રાઘોબાનો પેશવાઇ ઉપરથી હક ટળ્યો. રાઘોબાએ તાપી ઓળંગી સિંધિયાહોલકરની મદદ માગી ને તે પ્રસંગે તેણે સાષ્ટીના ટાપુ, વસૈ વગેરે આપવાનું કબૂલ કરી મુંબઇથી અંગ્રેજસરકારની પણ મદદ માગી—એ ખટપટ ચાલતી હતી તેવામાં રાઘોબાના દીકરા બાજીરાવનો જનમ થયો (૧૭૭૪). રાઘોબાએ અંગ્રેજની મદદે પેશવાઇ મેળવવાને ખટપટ કરી; અહીં તહીં લડાઈઓ થઇ ને ૧૭૮૨ ની આખરે આ પ્રમાણે ઠર્યું: રાઘોબા દર મહિને ૨૫ હજાર રૂપીઆ લે ને ઇચ્છામાં આવે ત્યાં જઇ રહે; અંગ્રેજો રાઘોબાનો પક્ષ છોડી દે, પ્રદેશ જેનો જેટલો ૧૭૭૬ માં પુરંદરના કોલકરાર થતી વખત હતો તેનો તેટલો કાયમ રેહ, પોર્ટુગીસ શિવાય બીજા બધા યૂરોપીઅનો મરેઠાના રાજ્યપ્રદેશની બહાર રેહ; હૈદરઅલીએ અંગ્રેજનો કે આર્કટના નવાબનો જે કંઇ મુલખ જીતી લીધો હોય તે તે પાછો આપે અને ભરૂચ સિંધિયાને મળે. એ સાલ્બેગામના કરારથી સિંધિયા પેશવાથી સ્વતંત્ર જેવો થયો—તેણે ગોહદના રાણા પાસેથી ગ્વાલીઅર લીધું ને દિલ્હી ગયો ત્યાં શાહઆલમે તેને દિલ્હી તથા આગ્રાના પ્રાંતોનો વહીવટદાર ને લશ્કરોનો સેનાપતિ બનાવ્યો; ૧૭૮૫ માં બંગાલાના પ્રાંતને માટે અંગ્રેજો પાસે ચોથ લેવાનો દાવો કીધો પણ તેમાં તે ફાવ્યો નહીં. ૧૭૮૪ થી તે ૧૭૮૭ સુધી મરેઠાઓ નિજામઅલીની સાથે ટીપુસામાં લડ્યા; ટીપુએ ૪૫ લાખ મરેઠાઓને આપવા કબૂલ કીધા; ૧૭૮૫ થી તે ૧૭૮૯ સુધીમાં મહાદાજી સિંધિયો રજપૂત રાજા ને મુસલમાન જાગીરદાર એઓની પાસેથી ખંડણી લેતો; તેનું કેટલુંક લશ્કર ડીબોઈન નામના ફ્રેંચની સરદારી તળે હતું. રોહિલ્લા ગુલામ કાદરે સિંધિયાને દિલ્હીમાંથી કહાડી ઘણાક ઘાતકી કામ કીધાં પણ સિંધિયાએ પાછી દિલ્હી લીધી ને ગુલામકાદરને પકડી ઠાર કરાવ્યો; શાહઆલમે સિંધિયાને ૧૭૯૦ માં ત્રીજી વાર પેશવાની વતીનો મુખ્ય વકીલ માન્યો ને તે પદવી તેના વંશજોને પણ મળે તેવું ઠેરવ્યું. પછી સિંધિયા હોલકરને લડાઈ ચાલી, સિંધિયો જીત્યો પણ પૂને જતાં મરણ પામ્યો (૧૭૯૪); તેણે ૩૫ વર્ષ પેશવા તથા અંગ્રેજ એઓ

વચ્ચે મધ્યસ્થપણું કીધું; તેની પછી તેની ગાદીએ દોલતરાવ સિંધિયા બેઠો; એ સમા ઊપર માત્ર નાનાફડનવીસ એજ એક રાજનીતિકુશળ પુરુષ હતો; મરેઠા સરદારો પેશવાનું માન રાખતા પણ પોતપોતાના રાજ્યને પૂના સરકારના અંકોશમાંથી ખસેડવાને પ્રયત્ન કરતા. ખંડણીને માટે નિજામઅલી ને નાના એ બેની વચ્ચે વાંધો પડ્યો; સઘળા મરેઠા સરદાર એકઠા થયા ને તેઓએ તેટલી બહાદુરીથી નહીં પણ મોગલ લશ્કરમાં ગભરાટ થયલો તેનો લાભ લેઇને જીત મેળવી. એ સમે નાનાફડનવીસ જે પૂનાનાં રાજ્યમાં કર્ત્તાહર્ત્તા હતો તેણે રાઘોબાના દીકરાઓને કેદમાં નાખ્યા અને પેશવા તેઓની સાથે સંબંધ વહેવાર ન રાખે તેવું કીધું; પેશવાને ક્રોધ ચઢ્યો; એ અગાસી ઉપરથી પડ્યો ને બે દહાડામાં મૂઓ (૧૭૯૫). સિંધિયો ને નાનો એ બે જણે ઘણીકવારે એકમત થઈ રાઘોબાના વડા દીકરા બાજીરાવ બીજાને પેશવા સ્થાપ્યો (ડિસેંબર, ૧૭૯૬). દોલતરાવ સિંધિયાએ બાજીરાવને હાથમાં લીધો ને પછી નાનાફડનવીસને કેદ કરી અહમદનગર મોકલ્યો; સિંધિયાના સસરાએ પ્રધાન થઈ ઇચ્છા પ્રમાણે પૂનાના લોકને લૂટ્યા, પીડિત કીધા ને મારી નાખ્યા; સિંધિયાએ હિંદુસ્થાન જવું ઇચ્છ્યું પણ લશ્કરને પગાર આપી શકાય તેવું નહોતું ને કેટલાક બખેડા થયા; બાજીરાવે સિંધિયાના કાલાવાલા કરી નાનાને છોડવ્યો ને એ પાછો પ્રધાન થયો; મહારાષ્ટ્ર દેશમાં શૈકાની સમાપ્તિ ઊપર માંહો માંહે લડાઇઓ ચાલી તેમાં સતારાનો રાજા, કોલાપુરવાળો, સિંધિયો ને પેશવાના પોતાના સરદારો એ સૌએ ભાગ લીધા હતા. નાનાફડનવીસ ૧૮૦૦ ના માર્ચમાં મરણ પામ્યો ને પેશવાઈના દહાડા ભરાઈ ચૂકા; "નાનાફડનવીસ દીર્ઘદૃષ્ટિનો રાજનીતિજ્ઞ હતો પણ વિચાર જાતે અમલમાં લાવવે બીકણ હતો; તોપણ, તે મોટો દેશાભિમાની હતો;—અંગ્રેજને વખાણતો ને માન આપતો પણ રાજકીય વિચારે તેઓ તરફ ભય ને ધિક્કારથી વર્તતો." ૧૮૦૦ ની આખરે સિંધિયો માળવે ગયો ને તે તથા જસવંતરાવ હોલકર એ બે વચ્ચે ઘણીક લડાઇયો થઈ; સિંધિયાએ ઇંદોર લૂટ્યું; સિંધિયાના ને પેશવાના લશ્કરે હોલકરને સપડાવ્યો પણ એણે પેચવાળી દોડ કરી એકદમ પૂનાની પાસે આવી મોટો જય મેળવ્યો,—બાજીરાવ નાઠો અને વસૈ જઇ અંગ્રેજ સરકારના આશ્રયમાં રહ્યો (૧૮૦૧); હોલકરે પૂના લૂટ્યું ને નવો પેશવા ઉભો કીધો; ૧૮૦૨ ના ડિસેંબરની ૩૧ મીએ બાજીરાવ ને અંગ્રેજ સરકાર વચ્ચે કોલકરાર થયા; એ દોલતરાવ સિંધિયો ને રઘુજી ભોંસલે એઓને પાલવ્યા નહીં ને લડાઈની તૈયારી થઈ; જેનરલ વેલસ-

લીએ બાજીરાવને પાછો પેશવા કીધો ને હોલકર માળવા તરફ ગયો (મે, ૧૮૦૩); સિંધિયો ને ભોંસલે અંગ્રેજ સામાં ઠામઠામ લડ્યા પણ રઘુજી ભોંસલે એણે (૧૭ મી ડિસેંબરે) ને દોલતરાવ સિંધિયાએ (૩૦ મી ડિસેંબરે) અંગ્રેજ સાથે સલાહના કોલકરાર કીધા. એપ્રિલ, ૧૮૦૪ થી તે ડિસેંબર ૧૮૦૫ સૂધી હોલકર સાથે લડાઈ ચાલી હતી. બાજીરાવ અંગ્રેજો તરફ ઉપરથી સ્નેહ બતાવતો પણ અંદરખાને તેઓને ધિક્કારતો; તેણે ત્ર્યંબકજીની ઉસકેરણીથી સિંધિયા, હોલકર ને ભોંસલે સાથે સંદેશા ચલાવ્યા, ને ત્ર્યંબકજીએ લશ્કરો ઉભાં કરવા માડ્યાં; એ છૂપી ગોઠવણની ખબર પડતાંજ રેસિડેંટ એલફિન્સ્ટને બાજીરાવને નવા કરાર કરી આપવાની ફરજ પાડી (૧૮૧૭); પણ પેશવાએ રેસીડેન્સી ઉપર હુમલો કરવાની તૈયારી કીધી; ખડકી આગળ મરેઠાઓ હાર્યા (૫ મી નવેંબર) ને બાજીરાવ નાઠો. ૧૮૧૮ ની ૧૦ મી ફેબરવારીએ અંગ્રેજોએ સતારા લીધું ને પછી કેટલેક દહાડે પેશવા શરણ થઈ ૮ લાખનું પેનશન લેવું કબૂલ કરી બિથુર જઈ રહ્યો.

અંગ્રેજી રાજ*—ઈ૦ સ૦ ૧૬૦૮ માં કપતાન હોકીન્સ, ઈંગ્લંડના રાજા જેમ્સ ૧ લાના તથા ઈસ્ટ ઈંડિયા કંપનીના કાગળો જહાંગીર બાદશાહ ઉપરના લેઈ સુરતમાં આવી ઉતર્યો; ૧૬૧૧ માં સર હેનરી મીડ-

---

* યુરોપિયન ખ્રિસ્તિ લોકમાંથી પ્રથમ પોર્ટુગીસ આ દેશમાં આવ્યા; વાસ્કો ડી ગામા કલીકટમાં ઉતર્યો (૧૧ મી મે ૧૪૯૮); આલ્બુકર્કે વિજાપૂરના રાજાનું ગોઆ લીધું ને હિંદુસ્થાનમાના પોર્ટુગીસ સંસ્થાનોમાં મુખ્ય સ્થાપ્યું; પછી ૧૫૯૦ સુધી પોર્ટુગીસોએ કેટલાંએક ગામો મેળવ્યાં અને મોગલ, દક્ષિણના મુસલમાન તથા મરેઠા એ લોકની સામા બાહાદુરીથી લડીને પોતાનું રક્ષણ કીધું; ૧૫૩૬ માં તેઓએ દીવમાં કિલ્લો બાંધ્યો ને ૧૫૩૮-૪૫ માં ગુજરાતના બાદશાહ સામા લડીને તે શહેર પોતાનું કીધું; અને ૧૫૭૧ માં વિજાપૂર તથા અહંમદનગર તથા કલીકટ અહિના રાજાઓના ભયંકર સંપની સામાં પોતાનો જબ્બર ટકાવ રાખ્યો. જ્યારથી પોર્ટુગલ સ્પેનની સત્તામાં ગયું ત્યારથી (૧૫૮૦-૧૬૪૦) તેની સત્તા હિંદુસ્થાનમાં પણ ઘટતી ચાલી; ૧૬૩૧ માં શાહાજહાં બાદશાહના લશ્કરે તેઓની વગસત્તા બંગાળામાંથી કાહાડી; ૧૬૬૨ માં તેઓએ શિવાજીને તાબે થઈ મરેઠાઓને ખંડણી આપવી કબૂલ કીધી; ૧૭૩૯ માં તેઓએ વસઈ ખોયું ને આજકાલ ગોવા દીવ ને દમણ એ ત્રણ શહેર તથા તેને લગતો થોડો થોડો મુલક એટલી તેઓની રાજસત્તા હિંદુસ્થાનમાં રહીછે. પોર્ટુગલનું દરિઆઇ જોર ડચ્ચ-વલંદાલોકે તોડ્યું ને એઓએ પૂર્વ તરફનો વેપાર પોતાને હાથ કીધો; સદ્રસ, પલીકટ, બીમલીપટણ, નાગપટણ ને ચીનસુરા એ તેઓના મુખ્ય શેહેરો હતાં; આજકાલ ડચ લોકનું એક પણ ઠેકાણું હિંદુસ્થાનમાં નથી. ડેન લોકના બે શહેરે ટ્રાંક્વીબાર (ટાંજોરના રાજા

લટન ખંભાત ઉતર્યો ને એજ વર્ષમાં અંગ્રેજો મછલીપટણમાં પણ ઉતર્યા;
૧૬૧૩ માં જહાંગીર બાદશાહે પોતાની બાદશાહાઈમાં માત્ર ચાર ઠેકાણે
કોઠીઓ ઘાલવાની તેઓને રજા આપી-ઈંગ્લંડનો વકીલ સર ટામસ રો
બાદશાહની દરબારમાં રહ્યો હતો; ૧૬૩૮ માં શાહાજહાંની બેટીને એક
અંગ્રેજ વૈદ્યે સારી કીધી તેથી કંપનીને વેપાર સંબંધી કેટલીક છૂટ મળી.
૧૬૪૦ માં કંપનીએ વિજાનગરના રામરાજાના ભાઈની પાસેથી મદ્રાસની
જગા મેળવી ને ત્યાં સેન્ટ જ્યોર્જ નામનો કિલ્લો બાંધ્યો; મદ્રાસ પ્રેસીડેંસી
કેહેવાતી થઈ તે ૧૬૫૩ થી; પશ્ચિમ હિંદુસ્થાનના અંગ્રેજી સંસ્થાનોમાં
સુરતની કોઠીની સત્તા ૧૬૨૯ થી તે ૧૬૮૫ સુધી સર્વોપરી હતી;

---

-પાસેથી ખરીદ કરેલું, ૧૬૧૬) ને શિરામપૂર (હુગલી ઉપર) એ હતાં ને એને અંગ્રેજ સરકારે ૧૮૪૫ માં ખરીદ કરી લીધાં છે.

ફ્રેંચ વપારીઓની મંડળીએ પોતાના રાજા લુઈ ૧૪ માના આસરા તળે
સુરતમાં કોઠી ઘાલી; ૧૬૭૪ માં ફ્રેંચોએ વિજાપૂરના રાજા પાસેથી પોંડીચેરીની
જગા ખરીદ કીધી; મોગલોએ લાંચ લીધી ને વલંદાએ ફ્રેંચ પાસેથી પોંડીચરી
ગામ લઈ લીધું પણ તે પાછું ૧૬૯૭ માં ફ્રેંચને મળ્યું હતું; ૧૬૮૮ માં ફ્રેંચોએ
ઔરંગજેબ પાસેથી હુગલી ઉપર ચંદ્રનગર મેળવ્યું; ડ્યુપ્લે એણે ચંદ્રનગરને
આબાદ કીધું ૧૭૩૧-૧૭૪૦; અને ડુમાસ એ વરાડના રઘુજી ભોંસલેને ટક્કર
આપવાને ઉભો થયો તે ઉપરથી દક્ષિણના સુબેદારે (નિજામ ઉલ્મુલ્કે) તથા
કર્નાટકના નવાબે (સફદર અલીએ) તથા દીલ્હીના બાદશાહે તેને સાબાશી
આપી હતી; બાદશાહે તેને નવાબનો ખીતાબ આપ્યો હતો. ૧૭૪૧ માં ડુમાસ
પછી ડ્યુપ્લે પોંડીચરીનો ગવરનર જનરલ થયો; તેણે હિંદુસ્થાનમાંથી અંગ્રે-
જોને કહાડી અહીં ફ્રેંચરાજ સ્થાપવાની ગોઠવણ કરી રાખી હતી; યૂરોપમાં
ફ્રેંચ ને અંગ્રેજ વચ્ચે લડાઈ ચાલુ થયલી (૧૭૪૦ થી) તે ઉપરથી હિંદુસ્થા-
નમાં પણ અંગ્રેજ ફ્રેંચ વચ્ચે લડાઈઓ ચાલી; ૧૭૫૧ માં દક્ષિણના સુબામાં
ગણાતો ઘણો મોટો મુલક ફ્રેંચોની સત્તામાં હતો ને વળી તેઓ ઉત્તર સરકારના
પ્રાંતોના ધણિઆતા હતા; મછલીપટણમાં તેઓનું જબરૂં લશ્કર હતું; કર્નાટ-
કનો નવાબ ચંદા સાહેબ તેઓને વશ હતો; અને અંગ્રેજો મદ્રાસ, ફોર્ટ સેન્ટ
ડેવીડ ને દેવીકોટ માત્ર એજ ઠેકાણાં (કર્નાટકમાં) મુસીબતથી રાખી રહ્યા હતા.
૧૭૫૪ માં ડ્યુપ્લે ફ્રાન્સ ગયો ને પછી ફ્રેંચની પડતી ચાલી; ૧૭૫૯ ના ડિ-
સેંબરમાં અંગ્રેજ સરદાર કૂટ ને ફ્રેંચ સરદાર લાલી તથા બુસી એઓ વચ્ચે
લડાઈ થઈ ને ફ્રેંચોએ ભારે હાર ખાધી એવી કે હિંદુસ્થાનમાં ફ્રેંચરાજ સ્થાપ-
વાની તેઓની આશા પૂરેપૂરી ભાગી; ૧૭૬૧ ના જાનેવારીમાં પોંડીચરી
અંગ્રેજના હાથમાં આવ્યું. એ ને બીજાં સંસ્થાનો જો કે ૧૭૬૩ ના પારીસના
કોલકરારથી ફ્રેંચોને પાછાં આપવામાં આવ્યાં છે તોપણ ૧૭૬૧ થી હિંદુસ્થા-
નમાં તેઓની વગરાત્તા પૂરેપૂરી ઘટી છે.

૧૬૬૮ માં મુંબઈટાપુ કંપનીના હવાલામાં આવ્યો ને ૧૬૮૫ થી તે પ્રેસીડેન્સી નગર કેહેવાયું; ૧૬૫૬ માં કંપનીએ હુગલી ઉપર કોઠી કીધી હતી ને ૧૬૯૬ માં કંપનીએ ઔરંગજેબના બેટાના બેટા અજ્જમ પાસેથી કલકત્તા ગોવિંદપૂર વગેરે ખરીદ કીધાં ને ફોર્ટવીલિયમ નામનો કિલ્લો બાંધ્યો. ૧૭૪૬ થી કંપનીએ દેશી રાજ્યોની ખટપટમાં પડવા માડ્યું ને પછી ફ્રેંચોની સત્તા તોડી; ૧૭૫૭ ના જુનની ૨૩ મીએ પ્લાસીની લડાઇ કરી, ને બંગાળામાં ૨૪ પ્રગણા મેળવ્યાં; અને ૧૭૬૫ ના આગષ્ટની ૧૨ મીએ બંગાળા બહાર ને ઓરીસા એ ત્રણની દીવાની (વસુલાત ઉઘરાવવાનો હક) ૨૬ લાખ વરસે વરસે આપવા ઠેરવી મેળવી—બંગાળાના નવાબને પેનશન આપવામાં આવ્યું ને તે પ્રદેશમાં અંગ્રેજી રાજ સ્થપાયું. ૧૭૭૧ માં અલાહબાદ મેળવ્યું; ૧૭૭૨ માં કંપનીએ મુરશીદાબાદને ટાળી કલકત્તાને રાજનગર કીધું; ૧૭૯૯ માં ટીપુસુલતાનનો કેટલોક મુલક મેળવ્યો; ૧૮૦૩ માં દિલ્હી લીધું ને બાદશાહને પેનશન ખાતો કીધો; ૧૮૧૮ ના ફેબરવારીની ૧૦ મીએ સતારા લઈ બીજે દહાડે ઢંઢેરાથી પેશવાના કુટુંબને રાજકારભારમાંથી ટાળી પેશવાનો રાજપ્રદેશ પોતાના હવાલામાં લીધો; ૧૮૪૧ માં સિંધ, ૧૮૪૯ માં પંજાબ ને ૧૮૫૬ માં અયોધ્યા એ રાજ્યો ખાલસા કીધાં. ૧૮૫૭ માં બલવો થયેથી હિંદુસ્થાનનો રાજકારભાર ઈંગ્લંડની રાણીએ પોતાને હસ્તક રાખ્યોછે, (૧ લી નવંબર ૧૮૫૮).

ગવર્નર જેનરલો*—કલકત્તા, મુંબઈ, મદ્રાસ એ પ્રેસીડેન્સીઓ એકેકથી જૂદી હતી પણ કલકત્તામાં બંગાળાનો ગવરનર જેનરલ નીમા-

---

* ક્લૈવ પોંડીચેરીના પહેલા ઘેરામાં, દેવીકોટ લેતી વેળા (૧૭૪૮), આર્કટ લઈ તેનું રક્ષણ કરતાં (૧૭૫૨), ને પછી ઉપરા ઉપરી ફ્રેંચોને હરાવતાં કર્ણાટકમાં અંગ્રેજ કંપનીની વગસત્તા સારી પેઠે બેસાડી હતી. બંગાળાના નવાબે કલકત્તાના અંગ્રેજો ઉપર હુમલો કીધો ત્યારે ક્લૈવને મદ્રાસથી મોકલવામાં આવ્યો ને એણે જઈ કલકત્તા પાછું લીધું (જાનેવારી, ૧૭૫૭); પછી નવાબના કરગરવા ઉપરથી તેની સાથે સલાહના કોલકરાર ઉપર સહી કીધી (ફેબરવારી); અને પછી નવાબની નાખુશી છતે ફ્રેંચ લોકનું ચંદ્રનગર લીધું (મે). નવાબ, ફ્રેંચ સરદાર બુસ્સી (કટકમાં હતો) સાથે અંગ્રેજોને કહાડવા સંબંધી ખટપટ ચલાવતો હતો; અને રાજા રાયદુર્લભ, નવાબનો કીલીદાર, જગત સેઠ નામનો સાહુકાર (હિંદુસ્થાનમાં સૌથી મોટો), નવાબનાજ લશ્કરનો વડો સરદાર મીર જાફર ને ક્લૈવની ઉસકેરણીથી મુરશીદાબાદનો રેસીડેંટ મિ૦ વાટ એઓએ ખાનગી મસલહત કરી ઠેરવ્યું કે સુરાજઉદ્દોલાને ખસેડી મીર જાફરને નવાબ કરવો અને એ અંગ્રેજ કંપનીને થયલાં નુકસાનનો મોટો બદલો વાળે ને મદ-

વાથી બીજી બે પ્રેસીડેન્સીઓ તાબાની ગણાઈ. ક્લૈવની મેળવેલી જીત ને વગસત્તા ઘણી મોટી હતી પણ કંપનીને નાણાંસંબંધી ફાયદો થયો નહોતો ને તેથી ડૈરેક્ટરો નાઉમેદ થઈ ગયા હતા; હિંદુસ્થાનમાં ચાલતો કારભાર અનીતિભરેલો ને અનિયમિત હતો; અમલદારોના જુલમનો પોકર ઈંગ્લંડ સૂધી પહોંચ્યો હતો ને પાર્લમેંટ તેવિષે વિચાર કરવાને તૈઆરી કરતી હતી;

---

—દને માટે મોટી બક્ષીસો આપે..નવાબ તથા અંગ્રેજ વચ્ચેના કામકાજને માટે અમીચંદ નામના બંગાલીને એજેંટ ઠેરવેલો તેણે અડી વળા ઉપર ધમકી આપી કે મને ૩૦ લાખ રૂપીઆ આપવાની ખાતરી નહીં આપો, તો આ તરકટ હું નવાબને જણાવી દેશ; ક્લૈવ ને બીજા સાથીઓ નાઉમેદ થઈ ગયા ને પછી એઓએ અમીચંદને ઠગવાની તદબીર કીધી—ક્લૈવે ધોળા કાગળ ઉપર લખત કીધું તેમાં અમીચંદ સંબંધી કંઈ ન લખ્યું ને બીજું રાતા કાગળ ઉપર કીધું તેમાં તેના ૩૦ લાખ રૂપીઆ આપવાનું લખ્યું અને જ્યારે આડમિરલ વાટસને ખોટા લખત ઉપર સહી કરવાની ના કહી ત્યારે ક્લૈવે વાટસનની બનાવટની સહીનું તે લખત અમીચંદને આપ્યું; (પછવાડેથી અમીચંદને ગાંઠવામાં આવ્યો ન હોતો). પ્લાસીની લડાઈ પછી મીર જાફર નવાબ કહેવાયો પણ નવાબીનો કુલ કારભાર ક્લૈવ કરતો થયો; શાહ આલમના લશ્કરે બહારના અમલદાર રામનારાયણને હરાવ્યો ત્યારે એણે ને મીર જાફરે ક્લૈવની મદદથી પટણા આગળ લડાઈ આપી—બાદશાહ તથા તેના વજીરના (અયોધ્યાના નવાબના) લશ્કરોને હરાવ્યાં; બાદશાહે ક્લૈવની મદદ માગી ને એણે બહાર છોડવાની કબૂલાત લેઈ કેટલુંક નાણું મોકલ્યું, અને મીર જાફરે ક્લૈવને મોટી બક્ષીસ કીધી. ક્લૈવે ડચને લડાઈ આપી મીર જાફર સાથે ખટપટ કરતા અટકાવ્યા ને પછી તે ઈંગ્લંડ ગયો હતો (૧૭૬૦). ૧૭૬૧ થી તે ૧૭૬૫ સૂધીમાં બંગાળાના અંગ્રેજોએ મીર જાફરને ઉઠાડી તેના જમાઈ મીર કાસમને નવાબ કીધો પણ પછી એને ને અંગ્રેજોને બન્યું નહીં ને લડાઈઓ ચાલી; અંગ્રેજોએ બક્સર આગળ મોટી જીત મેળવી; અયોધ્યાનો નવાબ હાર્યો તે દિલ્હી તરફ જઈ મલારરાવ હોલકર ને ગાઝીઉદ્દીન એ બેની મદદ લેઈ લડવા આવ્યો પણ અંગ્રેજોએ અલાહબાદ લેઈ કાલ્પી આગળ નવાબના લશ્કરને વીખેરી નાખ્યું; મધ્ય હિંદુસ્થાનનો મોટો પ્રદેશ કંપનીની સત્તામાં આવ્યો; મીર જાફર ૧૭૬૫ જાનેવારીમાં મુઓ ને કલકત્તાના રાજ કારભારીઓએ પુષ્કળ નાણું લેઈને મીર જાફરના દીકરાને નવાબી આપી. ક્લૈવ વિલાતથી પાછો આવેલો તેણે અલાહબાદ જઈ કોલકરાર કરાવ્યા (આગષ્ટ, ૧૭૬૫) જેની રૂએ ઈંગ્લંડ સાથે દોસ્તી રાખવાની કબૂલાતે અયોધ્યાના નવાબને પાછી પોતાની નવાબી મળી ને અંગ્રેજોને દીવાની મળી; પછી ૧૭૬૭ માં ક્લૈવ વિલાત ગયો. ૧૭૬૭ થી તે ૧૭૭૨ સુધી બંગાળાનો કારભાર નવાબનાજ માણસો કરતા ને અંગ્રેજ કારભારીઓ અઘટિત રીતે નાણાંવાળા થવાને ઘણીજ ઉતાવળ કરતા; ૧૭૭૨ માં વારન હેસ્ટીંગ્સ બંગાળાનો ગવરનર થયો; તેણે ડૈરેક્ટરના હુકમ પ્રમાણે બંગાળાની વસૂલ કંપનીનાજ માણસો પાસે ઉઘરાવવાનું રાખી મુસલમાનોને કહા-

લૉર્ડ નૉર્થ પ્રધાન હતો ને હિંદુસ્થાનનો કારભાર ઈંગ્લંડ સરકારે પોતાના હવાલામાં લીધોજ હોત પણ ઈંગ્લંડના લોક પ્રધાનમંડળીના હાથમાં હિંદુસ્થાન સંબંધી સઘળી સત્તા જાય તેમાં રાજી નહોતા તેથી તેમ થયું નહીં ને બ્રિટિશ ઈંડિયાનો કારભાર કરવાને ઇસ્ટ ઈંડિયા કંપનીને નવી સનદ મળી; નવી ગોઠવણ આવી હતી: બંગાળાનો ગવરનર તે ગવરનર જેનરલ થાય ને તે પોતાના ચાર કોસલીઆ સાથે બ્રિટિશ ઈંડિયામાં સર્વોપરિ સત્તા ચલાવે અને કલકત્તામાં ઈનસાફની સુપ્રીમ કોરટ મંડાય જેમાં એક મુખ્ય ને બીજા ત્રણ મળીને ચાર જડજ બેસે. ૧૭૭૪ ના અક્ટોબરમાં વારન હેસ્ટીંગ્સ પહેલો ગવરનર જેનરલ થયો. તેને ને તેના કોસલીઆઓને બનતું નહીં ને તેઓએ હેસ્ટીંગ્સની ઇચ્છા ઉપરાન્ત અયોધ્યાના નવાબ વજીરને બનારસનો પ્રાંત કંપનીનો કરી આપવાની ફરજ પાડી અને ત્યાંનો જમીદાર રાજા વર્ષે વર્ષે સાડી બાવીસ લાખ રૂપીઆ ખંડણી આપે એવું ઠેરવ્યું (૧૭૭૫); એજ વર્ષમાં નવાબ વજીર સુજાઉદ્દૌલા મૂઓ ને બેગમોએ ૨૦ લાખ જનાનામાં ભંડારમાં હતા તેનો દાવો કીધો ને તે હેસ્ટીંગ્સ સામો થયો તોપણ કોસલીઆઓએ કબૂલ રાખ્યો, ને એમ થવાથી

---

—ડ્યા, દીવાની ફોજદારી કોરટો નવી કહાડવાની ગોઠવણ કીધી ને ધારાસંગ્રહ તૈઆર કીધો. ૧૭૭૩ માં અયોધ્યાના નવાબે રોહીલાઓને કહાડવાને હેસ્ટીંગ્સની મદદ માગી ને એણે ૪૦ લાખ રૂપીઆ લેવાની મતલબે મદદ કીધી.

મદ્રાસ સરકાર, નીજામ ને માધવરાવ પેશવા એ ત્રણેએ મહિસૂરના સુલતાન હૈદર સામાં સંપ કીધો પણ હૈદરે પાછલા બેને સમજાવી સંપમાંથી છૂટા પાડ્યા ને પછી અંગ્રેજને હરાવ્યા (૧૭૬૭); એ લડાઈમાં હૈદરના બેટા ટીપુએ પહેલો દેખાવ દીધો ને પાંચ હજાર સ્વાર સાથે મદ્રાસના દરવાજા લગીનો મુલખ લૂટ્યો. બંગાળાના લશ્કરે નીજામના મુલખો ઉપર ચઢાઇ કીધી ને નીજામે અંગ્રેજ સાથે સલાહ કરાર કીધા (૧૭૬૮); એજ વર્ષમાં મુંબઈના લશ્કરે હૈદરના રાજ્યની પશ્ચિમ સરહદ ઉપર ધાંધલ મચાવી પણ પાછળથી હૈદરે તેને બેઆબરૂ કરી હાંકી કાહાડ્યું હતું. અંગ્રેજી લશ્કરે કર્ણાટકમાં ફતેહમંદીથી લડાઇ ચલાવી ને હૈદરે સલાહને માટે કેટલુંક આપવાનું કહ્યું પણ મદ્રાસ સરકારે ફૂલાઈને ઘણુંએક માગ્યું તેથી લડાઈ ચાલુ રહી ને કંપની સરકારે મેળવેલી જીત ખોઈ; તેટલામાં વળી હૈદર ઉતાવળી કૂચ કરી મદ્રાસની લગભગ આવી પહોંચ્યો અને મદ્રાસના કારભારીઓ ભયભીત થઈ જઈ સલાહ કરવાને તાબે થયા કે જેથી, લડાઇ શરૂ થતી વખતે મુલખોની સરહદ હતી તેજ કાયમ રહી—એ પ્રમાણે મહિસૂરની પહેલી લડાઇ ૧૭૬૬ થી ચાલેલી તેનો ૧૭૬૯ માં છેડો આવ્યો હતો.

બારસ નવાબ પાસે કંઈ નાણું આવ્યું નહીં ને તે લશ્કરનો નીભાવ કરવે ને કંપનીનું માગણું અદા કરવે સુસીબતમાં આવી પડ્યો. હેસ્ટીંગ્સનું કંઈ ચલણ નથી એમ જાણી કેટલાક લોકે તેના ઉપર તહોમત મુકયાં; ફ્રાન્સિસ તથા બીજા કોસલીઆઓએ નંદકુમારને ઉસકેર્યો પણ એક વેપારીએ ફરીઆદ માડી નંદકુમારને પકડાવ્યો ને સુપ્રીમ કોર્ટના જડજે તેની તપાસ ચલાવી જુરીએ ગુનેહગાર ઠેરવ્યો તે ઉપરથી તેને ફાંસી દેવાનો હુકમ કીધો—એ કામ હેસ્ટીંગ્સે કરાવ્યું એવું લોકમાં કહેવાયું. ૧૭૮૦ માં ફ્રાન્સિસ વિલાત ગયો ત્યારપછી હેસ્ટીંગ્સ સ્વતંત્ર કામ કરતો થયો. હૈદર, ફ્રેંચ, ડચ, ને મરેઠા એઓની સામાં એકજ વખતે લડાઇઓ ચલાવવાની જરૂર પડી ને તેના ખરચની ત્રેવડ કરવાનું મુશ્કેલ કામ હેસ્ટીંગ્સને માથે આવી પડ્યું. તેણે બનારસના ચેતસિંગ પાસે ૧૭૭૫ માં ઠેરવેલી ખંડણી ઉપરાંત બીજું કેટલુંક નાણું ને કેટલુંક લશ્કર માગ્યું; ચેતસિંગે કબુલ થવે દહાડા કહાડ્યા; હેસ્ટીંગ્સે બનારસ જઇ તેને પહેરામાં રાખ્યો; લોકે પકડવા આવનાર લશ્કરી સીપાઇઓની કતલ કીધી ને હેસ્ટીંગ્સને ધાસ્તીમાં નાખ્યો; રાજા નાસી ગયો; હેસ્ટીંગ્સે લશ્કર મગાવ્યું ને એ લશ્કરે રાજાના ૨૦ હજાર લશ્કરને હરાવી બીજગઢ લીધો ને ધન મળ્યું તે લુટી લીધું; હેસ્ટીંગ્સ નાઉમેદ થઈ ગયો—નાણું મળ્યું નહીં. એ તજવીજમાં ન ફાવ્યો ત્યારે તેણે અયોધ્યાની બેગમો ઉપર ચેતસિંગને નાણાંની તથા લશ્કરની મદદ કરવાનાં આરોપ મૂકી તેઓને સપડાવી તેઓની પાસેથી ૭૬ લાખ રૂપીઆ લીધા ને કંપનીને આપ્યા. નાણાંને માટે હેસ્ટીંગ્સે ઉપર પ્રમાણે જે અઘટિત ઉપાયો કામે લગાડ્યા તે ડેરેકટરોએ ધિક્કાર્યા ને તે ઉપરથી તે રાજીનામું આપી વિલાત ગયો (ફેબ્રુવારી ૧૭૮૫). ૧૭૮૦ થી તે ૧૭૮૪ સૂધી પાર્લેમેંટે કંપનીના કારભાર ઉપર સારીપેઠે ધ્યાન આપ્યું હતું—લોર્ડ નોર્થ, મિ૦ બર્ક, મિ૦ ડંડાસ, મિ૦ ફોકસ ને મિ૦ પિટ એઓ આગળ પડ્યા હતા. મિ૦ પિટે બીલ રજુ કીધું તેમાં અગતની કલમો આ હતીઃ (૧) છ 'પ્રીવી કૌન્સિલરો'ની 'બોર્ડ આવ કંટ્રોલ' સ્થપાય જેનો કરેલો ચૂકાદો તે શેવટનો મનાય; જે પ્રધાનને માથે હિંદુસ્થાનના કામની જવાબદારી હોય તે બોર્ડ આવ કંટ્રોલનો પ્રેસિડેંટ થાય. (૨) ગવરનર જેનરલ કોઇપણ લડાઈમાં ઉતરે નહીં, પોતાના રક્ષણના પ્રસંગ શિવાયે; અને હરકોઇ દેશી રાજાના મુલખની બાંહેધરી સંબંધી હરકોઈ રીતના કોલકરાર કરે નહીં. (૩) ગવરનર જેનરલને ચાર નહીં પણ ત્રણ કોસલીઆ રેહ ને તેમાં એક કંપનીના લશ્કરનો કમાંડર ઇન ચીફ અને બીજા બે બંગાળાના

સીવીલીઅન. એ રીતની કૌન્સિલો મદ્રાસમાં ને મુંબઇમાં સ્થાપવામાં આવી. બોર્ડ આવ કંટ્રોલનો પહેલો પ્રેસીડેંટ ૧૬ વર્ષ લગી મિ૰ ડંડાસ હતો. એ પછી ઘણા વર્ષ સૂધી પાર્લામેંટે હિંદુસ્થાનના કારભાર ઉપર ધ્યાન આપ્યું નહોતું. હેસ્ટીંગ્સની કારકીર્દીમાં મરેઠા તથા હૈદર સામાં લડાઇઓ ચાલી તેની હકીકત ટુંકામાં આ પ્રમાણેઃ મુંબઇ સરકાર ને રાઘોબા દાદા વચ્ચે સુરતમાં કોલકરાર થયલા (માર્ચ, ૧૭૭૫) તે બંગાળાની સરકારે નાપસંદ કરી સખારામ બાપુ તથા નાના ફડનવીસ સાથે પુરંદરમાં (પૂનાપાસે) નવા કરાર કીધા (માર્ચ, ૧૭૭૬); તોપણ મુંબઇ સરકારે રાઘોબાનો પક્ષ ન છોડયો ને રાઘોબાએ સુરતથી ઈંગ્લંડના ડૈરેક્ટરોને તથા રાજા જ્યોર્જ ત્રીજાને અપીલ કીધી; ડૈરેક્ટરોએ સુરતના કોલકરાર પસંદ કીધા અને પૂના સરકાર ફ્રેંચ સાથે ખટપટ કરેછે એવું જ્યારે બંગાળા સરકારના જાણવામાં આવ્યું ત્યારે એણે પણ રાઘોબાનો પક્ષ લીધો (૧૭૭૭). મુંબઇથી નિકળેલું લશ્કર તાળેગામ પહોંચ્યું પણ પછી પૂના તરફ આગળ વધવે સરદારોની હિંમત ચાલી નહીં ને તેઓએ લશ્કરને પાછું ફેરવ્યું; પૂના સરકારનું લશ્કર બ્રિટિશ લશ્કરની પાછળ પડયું ને પછી મિ૰ કારનાકને વડગામમાં રહી નાના ફડનવીસ તથા મહાદાજી સિંધિયા સાથે સલાહ કરાર કરવાની જરૂર પડી (જાનેવારી, ૧૭૭૯); એ કરાર મુંબઇ સરકારે તથા ઈંગ્લંડના ડૈરેક્ટરોએ રદ કીધા અને કારનાક તથા એગરટનને બરતરફ કીધા; બંગાળા સરકારે મોકલેલો કરનલ ગોડર્ડ એણે સુરત આવી પૂના સરકાર સાથે નવા કરાર કરવા માંડ્યા ને તેમાં ફ્રેંચો સાથે સંબંધ ન રાખવો એવો મમત રાખ્યો; નાના ફડનવીસે કહ્યું કે પ્રથમ રાઘોબાને તથા સાષ્ટી ટાપુને અમારા હવાલામાં આપો પછી કોલકરાર કરીએ; લડાઇઓ ચાલી (જાનેવારી, ૧૭૮૦); ૧૭૮૨ ના જાનેવારીથી સલાહકરારની ભાંજગડ ચાલી ને ડિસેંબરની ૩૧ મીએ તે નક્કી થયા. હૈદર અંગ્રેજ સામાં લડતાં ફાવ્યો તે ઉપરથી તે ફૂલાઇને ૧૭૬૯ માં માધવરાવ તથા ત્રંબકરાવમામાની સરદારી વાળા મરેઠા સામાં ભીડયો, પણ હાર્યો; ને મદ્રાસ સરકારે મદદ આપવી કબૂલ કરેલી તે છતાં ન આપી ત્યારે તે અંગ્રેજનો કટ્ટો દુશ્મન થઈ રહ્યો. તેણે હારીને મરેઠાઓને આપી દીધેલો મુલખ ૧૭૭૮ માં પાછો મેળવ્યો ને તેના રાજ પ્રદેશની ઉત્તરસીમા કૃષ્ણા નદી થઈ. એજ વર્ષમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લઢાઈ ચાલી; ૧૭૮૦ માં સઘળા મરેઠા સરદારો, નિજામ ને હૈદર એઓએ અંગ્રેજ સામાં સંપ કીધો. હૈદરે (૭૮ વર્ષની ઉમર હતી) ૯૦ હજાર લશ્કર ઉભું કીધું કે જેમાં

ઘણાક યુરોપીઅનો પણ હતા, ને ૨૦ મી જુલાઈએ કર્ણાટકના રસાળ પ્રદેશ ઉપર ચઢાઈ કીધી; ૨૧ દહાડા લઢાઈ ચાલી ને પછી કમાંડર ઇન ચીફ મનરો મદ્રાસ તરફ પાછો વળ્યો—એ હારની ખબર બંગાળે ગઈ કે હેસ્ટીંગ્સે કમાંડર ઇન ચીફ કૂટને લશ્કર, ખજાનો, ખોરાક સાથે મદ્રાસ મોકલ્યો ને એણે ૧૭૮૧ ના જાનેવારીની ૧૭ મીથી લઢાઈ ચલાવી; હેસ્ટીંગ્સે એક બીજું લશ્કર ખુશ્કીએ પણ મોકલ્યું ને આગસ્ટમાં બંને લશ્કર એકઠાં મળ્યાં; કૂટે પોર્ટોનોવો ને પોલીલોર આગળ જીત મેળવી હતી પણ સોલીંગઢ આગળ સૌથી મોટી જીત મેળવી (સપટેંબર). ડચ સાથે લડાઈ ચાલી ને મનરોએ નાગપટણ લીધું (નવંબર); સીલોનમાં ટ્રિંકોમાલી લીધું (જાનેવારી, ૧૭૮૨) ને એ જીત ૧૭૮૩ ના વરસેલીસના સલાહ કરારથી અંગ્રેજના હવાલામાં રહી હતી). હૈદર નાઉમેદ થયો હતો તેવામાં તેને મદદ કરવા ફ્રેંચ કાફલો પલીકટ આવી પહોંચ્યો; ઈંગ્લિશ વહાણો સામાં થયાં પણ બેહજાર ફ્રેંચ સોજર ને ૧ હજાર આફ્રિકન પોર્ટોનોવો આગળ ઉતર્યાં; વહાણની ને ખુશ્કીની કેટલીક લઢાઈઓ થઇ તેમાં આરની આગળની મોટી હતી (જુલાઈ, ૧૭૮૨). અંગ્રેજોને વધુ લશ્કરની જરૂર પડી હતી પણ માત્ર ૪ હજાર સીપાઈ આવી મળ્યા; મદ્રાસમાં ભયંકર દુકાળ ચાલતો ને અંગ્રેજો નિરાશ દેખાયા; પણ તેટલામાં હૈદર ડિસેંબરની સાતમીએ મરણ પામ્યો. તે અભણ ને નિર્દય હતો; પણ તેની ઇચ્છા તથા શક્તિ દૃઢ નિશ્ચયની હતી ને તે યુદ્ધકળામાં કુશળ હતો. હૈદર મરણ પામ્યો ત્યારે તેના બે બ્રાહ્મણ પ્રધાનોએ તેનું મરણ છૂપું રાખ્યું કે ભંડાર લૂટાય નહીં; ને તરત કાસદ મોકલી ૪૦૦ મૈલ દૂર મલબાર કાંઠા ઉપર ટીપુને જણાવ્યું ને એ ૧૭૮૩ ના જાનેવારીની બીજીએ કોરોમાંડલ કાંઠા તરફ લશ્કર હતું ત્યાં આવી પહોંચ્યો—ત્રણ કરોડ રૂપીઆ રોકડા ને ઘણુંક જવાહેર એટલી દોલતનો અને એક લાખ ફોજનો તે ધણી થયો. ટીપુ પાછો મલબાર કાંઠા તરફ ગયો, લડાઇઓ ચાલી ને અંતે માંગલોરમાં કરાર થયા (૧૭૮૪)—એ કરારથી મદ્રાસ સરકારે પોતાની નામોશી કરી લીધી; જે દહાડે કરારનામાં ઉપર સહી થઈ તેજ દહાડે ટીપુએ પોતાના દોસ્ત ફ્રેંચોને જણાવ્યું કે જેમ બનશે તેમ તાકીદે અંગ્રેજો ઉપર હલ્લો કરવાને મેં ઠરાવ કીધોછે.

લૉર્ડ કોરનવાલીસે (૧૭૮૬–૧૭૯૩) ક્લૈવ તથા હેસ્ટીંગ્સના મેળવેલાં રાજ્યને વ્યવસ્થિત ને સબળ કીધું. તેણે સરકારી નોકરી લાંચ કે સીફારસ કે મહેરબાનીથી મળતી ને નોકરો લાંચ લેતા તેને માટે બંદોબસ્ત

કીધા; જમીદારોની પાસે લેવાનું તે હંમેશને માટે નક્કી કીધું; દીવાની ફોજદારી અદાલતોના કામમાં સૂધારો કીધો પણ પોલીસને ઘણી સત્તા આપી અને દેશીઓને ઈનસાફ ખાતામાંથી ટાળ્યા; તેણે ટીપુ સાથે જાતે લડાઈઓ કરી તેનો કેટલોક પ્રદેશ બ્રિટિશ રાજ્યમાં જોડ્યો (ફેબરવારી, ૧૭૯૨) અને પોતાના હકના લેવાના ૫ લાખ રૂપીઆ તે ન લીધા. સર જોન શોર (૧૭૯૩–૧૭૯૮) ગવરનર જેનરલ હતો તે દેશી રાજ્યોની ખટપટમાં ન પડવું એ વિચારનો હતો. માર્ક્વિસ વેલેસલી ૧૭૯૮ માં આવ્યો ને ૧૮૦૫ માં પાછો ગયો. તે દેશી રાજ્યોની ખટપટમાં પડવુંજ એવા વિચારનો હતો; લોર્ડ કોરનવાલિસ ને સર જોન શોરએ બેની નીતિ આવી કે દેશી રાજ્યો એક બીજાના સંબંધમાં જે સત્તા ધરાવતાં હોય તેમાં વધ ઘટ ન થવા દેવી અને વેલસલીએ બ્રિટિશ રાજ ને દેશી રાજ્યો એના સંબંધમાં 'સબસીડીઆરી સિસ્ટમ' રાખી (હેસ્ટીંગ્સે અયોધ્યાને માટે પ્રથમ દાખલ કીધી હતી)—જે દેશી રાજ્ય અંગ્રેજ સરકાર સાથે કોલકરાર કરે તેણે તેને હિંદુસ્થાનમાં સર્વોપરિ રાજ્ય માનવું ને અંગ્રેજ સરકારે તેનાં રક્ષણને માટે ને તેની સાચી દોસ્તીને માટે બાંહેધરી આપવી; વળી દેશી રાજ્યે અંગ્રેજ સરકારની રજાવિના કોઈ સાથે લડાઈ કે સલાહ કરવી નહીં ને કેટલુંક બ્રિટિશ લશ્કર રાખવું કે જે જરૂરની વખતે અંગ્રેજ સરકારને મદદ કરે. લોર્ડ વેલસલી આવ્યો તે સમે બ્રિટિશ રાજ મોટાં ભયમાં હતું—ટીપુ, નિઝામ ને સિંધિયા એ ત્રણ ફ્રેંચના કહ્યામાં હતા ને તેઓના લશ્કરમાં ઘણાક ફ્રેંચ ઓફીસરો હતા; આફગાનિસ્તાનનો ઝમાનશાહ હિંદુસ્થાન ઉપર ચઢાઈ કરવાને ટીપુ સાથે ખટપટ કરતો હતો. નિઝામ મરેઠાથી હાર પામીને ખરાબીમાં આવ્યો હતો ને અંગ્રેજે મદદ ન કરેલી તેથી તેણે ફ્રેંચનો આસરો ધર્યો હતો પણ વેલસલીએ એવી તજવીજથી પત્રવ્યવહાર ચલાવ્યો કે નિઝામે ફ્રેંચ લશ્કરને રજા આપી, ને પોતાને ખરચે કેટલુંક બ્રિટિશ લશ્કર પોતાના રાજ્યમાં રાખ્યું; પેશવાએ નાના ફડનવીસની સલાહથી સબસીડીઆરી લશ્કર ન રાખ્યું પણ બહારથી અંગ્રેજ સાથે મિલાપ રાખ્યો. ૧૭૯૨ માં સલાહ કરાર થયા પછી છ વર્ષમાં ટીપુએ પોતાની યુદ્ધસામગ્રી સારી પેઠે વધારી હતી; તેનું લશ્કર ફ્રેંચ આફીસરો તણે કવાયત લઈ તૈયાર બન્યું હતું; વખત આવ્યો ને લડાઈ શરૂ થઈ (૧૭૯૮)—મોરીશીઅસ ટાપુના ફ્રેંચ ગવરનરે જાહેરનામું કહાડ્યું કે મહીસુરના સુલતાને અંગ્રેજોને હિંદુસ્થાનમાંથી હાંકી મહેલવામાં ફ્રેંચ લોકની મદદ માગીછે; ને એમ શત્રુવટ જણાવવાનો સબબ લોર્ડ વેલસલીએ ટીપુને પૂછ્યો

ને લડાઇની તૈયારી કીધી; એ દરમીઆન વળી બીજા ફ્રેંચ આફીસરો ટીપુના લશ્કરમાં દાખલ થયા હતા; ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યનો હું એક નગરજન છઉં એમ ટીપુએ કહ્યું હતું ને નેપોલીઅન બોનાપાર્ટ જે ફ્રેંચ લશ્કર સાથે ઇજીપ્ટમાં હતો તેની મદદની ખાતરી તેણે મેળવી હતી. લોર્ડ વેલસલીએ પોતાના ભાઈ કરનલ વેલસલીને (પછવાડેથી ડયૂક આવ વેલીંગટન) મોટાં લશ્કર સાથે મદ્રાસ મોકલ્યો ને પછવાડેથી તે પોતે પણ ટીપુ સાથે ભાંજગડ કરવા નિકળ્યો. જેનરલ હારિસ કર્ણાટકનાં લશ્કર સાથે કમાંડર ઇન ચીફ હતો ને કરનલ વેલસલી તથા કપતાન માલકમ નિજામવાળી ટુકડી સાથે હતા; અને જેનરલ સ્ટુવર્ટ મુંબઇના લશ્કર સાથે મલબાર કાંઠા તરફ ગયો હતો. ટીપુએ અસાધારણ દોડ કરી પણ મુંબઇના લશ્કરે તેના લશ્કરને સદાશિવ આગળ પીંખ્યું ને ટીપુએ બે હજાર માણસ ખોયાં. જેનરલ હારિસે શ્રીરંગપટણ તરફ પલટન દોરી ને ટીપુએ તેને અટકાવાને મહેનત લીધી પણ પછી હારિસે કાવેરી ઓળંગી ટીપુને છેતર્યો ને તે શ્રીરંગપટણના કિલ્લા આગળ આવી ઉભો; અહીં તેને મુંબઈનું લશ્કર પણ મળ્યું (૧૫ મી એપ્રિલ, ૧૭૯૯). ટીપુ નાઉમેદી ને બીકથી ગભરાઈ ગયો; તેણે મસજીદોમાં ને હિંદુઓના દહેરાંઓમાં (હિંદુઓ ઉપર ભયંકર ઘાતકીપણું વાપર્યું હતું તોપણ) બંદગી ને પ્રાર્થનાઓ કરાવી; સલાહની માગણી કીધી પણ જેનરલ હારિસની કહેલી સરતો નાકબૂલ કીધી. પછી અંગ્રેજોએ શ્રીરંગપટણ લીધું (૩ જી મે, ૧૭૯૯). (ટીપુએ લડાઈમાં પકડેલા તમામ અંગ્રેજોને કાપી નાખ્યા હતા ને તેનું કલેવર મૂએલા સીપાઇઓના ઢગમાંથી નિકળ્યું હતુ). કરનલ વેલસલીને જીતેલાં નગરનો કંમાંડર કરવામાં આવ્યો; કેટલાંક પ્રગણા (હેદરાબાદને લગતાં) નિઝામને આપવામાં આવ્યાં; કાનડા, કોઈંબતુર ને વૈનાદ એ અંગ્રેજે રાખ્યાં; ટીપુના કુટુંબને પેનશન આપી વેલોરમાં રાખવામાં આવ્યું અને જૂના હિંદુ રાજવંશમાંના એક પાંચ વર્ષના બાળકને મહીસુરનો મહારાજા સ્થાપ્યો; શ્રીરંગપટણ પડવાથી અંગ્રેજ સરકાર દક્ષિણમાં નિઃશંક સર્વોપરિ થઇ. પછી ગવરનર જેનરલે અયોધ્યાના નવાબ સાથે તેના રાજમાં થતા જુલમ સંબંધી તથા સબસીડીઅરી લશ્કર સારી હાલતમાં નહોતું તે સંબંધી કેટલીક ભાંજગડ કીધી (૧૮૦૧). કંપની શિવાય બીજા અંગ્રેજ લોકને પણ હિંદુસ્થાન સાથે વેપાર કરવાની છૂટ મળે એવી ગવરનર જેનરલની ઇચ્છા હતી પણ તેથી ડેરેકટરો નારાજ થયા; એઓએ ખરચ સંબંધી કેટલીક કલમો ગવરનર જેનરલની રદ કીધી, મદ્રાસ સરકારના સેક્રેટરીને બરત-

રડ કીધો ને ઘણી ઘણી રીતે ગવરનર જેનરલના હકની સામાં થયાં કીધું (૧૮૦૨)–ગવરનર જેનરલે પોતાને બોલાવી લેવા વિષે વિલાત લખ્યું ને મદ્રાસના ગવરનર લાર્ડ ક્લૈવે (મોટા ક્લૈવના દીકરાએ) રાજીનામું આપ્યું; ગવરનર જેનરલને એક વર્ષ વધારે રહેવાનું ઠર્યું ને તે વર્ષમાં મરેઠાઓ સાથે બીજી મોટી લડાઈ થઇ. જસવંતરાવ હોલકર પૂનામાં હતો, દોલતરાવ સિંધિયા લશ્કર સાથે બરહાનપુરમાં હતો, ને રઘુજી ભોંસલે લડાઇની તૈયારી કરતો હતો (એ પાછલા બે વસૈના કોલકરારની સામાં હતા); પેશવાને પાછો પૂનાની ગાદીએ બેસાડવોજ એવો લાર્ડ વેલસલીનો મમત હતો ને મેજર–જેનરલ આરથર વેલસલીએ લશ્કર સાથે પૂને જઇ પેશવાને ગાદીએ બેસાડ્યો (મે, ૧૮૦૩). આસ્સે, આશિરગઢ ને લસ્વરી અહીં લડાઇઓ થઈ હતી, મરેઠાઓ હાર્યા હતા ને કોલકરારો થયા હતા. ૧૮૦૫ ના આગષ્ટમાં લાર્ડ વેલસલી વિલાત ગયો. લાર્ડ કોરનવાલીસ બીજીવાર ગવરનર જેનરલ થઈ આવ્યો ને મરેઠાઓ સાથે સલાહ કરવાની ગોઠવણ કરતો હતો તેવામાં તે મરણ પામ્યો. સર જ્યોર્જ બારલો ગવરનર જેનરલ થયો તેણે લાર્ડ લેકની સામાં થઇ હોલકર સાથે સલાહ કીધી; જ્યારે સિંધિયા હોલકર બ્રિટિશ લોકના ભરોસાદાર દોસ્ત રજપુત રાજાઓ ઉપર તૂટી પડ્યા ત્યારે બાર્લોએ જણાવ્યું કે બ્રિટિશ સરકાર હવેથી દેશી રાજ્યોના ઝગડામાં પડવાને ઇચ્છતી નથી. લાર્ડ મિંટો ગવરનર જેનરલ (૧૮૦૭–૧૮૧૩) પણ દેશી રાજ્યોની ખટપટમાં પડવાને ઇચ્છતો નહીં પણ અમીરખાનની સામાં તેને વરાડના રાજાને મદદ કરવી પડી અને પેશવા તથા નિઝામ બંનેના રાજખટલામાં હાથ ઘાલવાની જરૂર પડી; ટ્રાવનકોરના કારભારમાં પણ તેણે જરૂર જાણી બંદોબસ્ત કીધો. મોરીશીઅસ, બુરબોં ને રોદ્રીગેઝ એ ફ્રેંચ ટાપુઓની મનવારો બ્રિટિશ વેપારને જ્યારે ત્યારે દુઃખ દેતી તે ઉપરથી લડાઈ ચાલી હતી (૧૮૦૯–૧૦) ને તે ટાપુ અંગ્રેજને મળ્યા હતા; એ વખતમાં વલંદાનો જાવા ટાપુ પણ અંગ્રેજોએ જીતી લીધો હતો; મોરીશીઅસ હજી અંગ્રેજના તાબામાં છે ને બુરબોં ટાપુ ફ્રાન્સને પાછો આપવામાં આવ્યો હતો (૧૮૧૪). ૧૮૦૯ માં પતીઆળા ને ઝીંદ અહીંના સરદારોએ લાર્ડ મિંટોનો આશ્રય માગ્યો તે ઉપરથી મેટકાફે લાહોર જઇ રણજિતસિંગ* સાથે કોલકરાર કીધા. ઉત્તર પશ્ચિમ સરહદ

* પંજાબ, નાદિરશાહની ફોજથી (૧૭૩૮ માં) ને મહમાદશાહ અબદલીની ફોજથી ઘણીકવાર (૧૭૪૭–૧૭૫૯) ખુંદાયું હતું; ૧૭૫૨ થી પંજાબ દિલ્હીની બાદશાહીથી જૂદું પડયું હતું ને તે કાબુલના રાજ સાથે કોઇવાર થોડું ને કોઇ-

ઉપર ઈરાનમાં ને અફગાનિસ્તાનમાં ફ્રેંચ ને રશિયન ખટપટો કરેછે તેથી હિંદુસ્થાનને ભય છે એમ વિચારી લોર્ડ મિંટોએ (રણજીતસિંગ સાથે દોસ્તી બાંધ્યા પછી) સિંધ, કાબૂલ ને ઇરાનમાં વકીલો મોકલ્યા–સિંધના અમીરોએ ફ્રેંચોને કહાડવાનું કબૂલ કીધું; મોંટ સ્ટુવર્ટ એલફિન્સ્ટને કાબૂલ જઈ ઝમાન શાહના ભાઈ શાહ સૂજા સાથે કોલકરાર કીધા (૧૮૦૯); અને માલકમ ઇરાન જઇ શાહને મળ્યો ને એણે કબૂલ કીધું કે ઈંગ્લંડના દુશ્મનનાં લશ્કરને ઈરાનમાંથી જવા આવવા દેવામાં નહીં આવે. અરલ આવ મોઈરા (પછવાડેથી માર્કિવસ આવ હેસ્ટીંગ્સ) ગવરનર જેનરલ થઇ આવ્યો તેની કારકીર્દીમાં (૧૮૧૩–૧૮૨૩) ગુરકા* સાથે લડાઇઓ ચાલી (૧૮૧૪–૧૮૧૬), પિંડારીઓ સામાં લડાઈ ચાલી (૧૮૧૬–૧૮૧૮), મરેઠા સાંમી લડાઇઓ ચાલી (૧૮૧૬–૧૮૧૯) ને પેશવાનું રાજ લીધા પછી મરેઠા સરદારોની વ્યવસ્થા કરવામાં આવી. તે આવ્યો ત્યારે તીજોરીની હાલત સારી ન હોતી ને દેશી રાજ્યો સાથે ચાલેલી ભાંજગડો પતી નહોતી પણ તેણે એક નિશ્ચયથી ને યશસહિત નવ વર્ષ સત્તા ભોગવી ને બ્રિટિશ રાજ્યને આબાદ કીધું. લોર્ડ આમહર્સ્ટની કારકીર્દીમાં (૧૮૨૩–૧૮૨૮) બરમીસ સાથે લડાઈ ચાલી (૧૮૨૪–૧૮૨૬) ને કોલકરાર થયા તેની રૂએ આસ્સામ, આરાકાન વગેરે પ્રાંતો ને એક કરોડ રૂપીઆ બ્રિટિશ સરકારને મળ્યા; અને ભરતપૂરનો જબરો કિલ્લો લેવાને લોર્ડ લેકે મિથ્યા મથન કીધું હતું (૧૮૦૫) તે ૧૮૨૬ ના જાનેવારીની ૧૮ મીએ કમાંડર ઈન ચીફ લોર્ડ કોમ્બરમીઅર એણે લીધો. લોર્ડ બેંટિંકે (૧૮૨૮–૧૮૩૫) ઘણાક અગતના સૂધારા કીધાઃ મહીસુરના રાજ્યનો કારભાર છેક બગડી ગયો હતો તેથી ત્યાં એક બ્રિટિશ આફિસર રહેતો થયો (૧૮૩૨ થી); અને કુરગનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું (૧૮૩૩); લશ્કર જ્યારે લડાઈમાં રોકાતું ત્યારે તેને પગાર ઉપરાંત ભાથું મળતું તે બંધ થયું; દેશીઓને ઈનસાફખાતામાં જવાબદારીની જગો મળે તેવો ઠરાવ થયો; સતી

---

–વાર વધારે જોડાયલું રહ્યું હતું. ૧૭૮૦ ના નવંબરની ૨ જીએ રણજિતસિંગ જન્મ્યો હતો; તેણે જહલમ નદીમાં ગુમ થયલી કેટલીક તોપો ઝમાનશાહને પાછી આપી તે ઉપરથી એણે તેને લાહોરનો ગવરનર ઠેરવ્યો હતો (૧૭૯૮); એ વખતથી રણજિતસિંગે પોતાનું લશ્કર સૂધારવાની ને પ્રદેશ વધારવાની ખંત રાખવા માંડી હતી.

* જોરાવર ને લડવૈયા ગુરકા લોક થોડુંક થયું નીપાલમાં વસ્યા હતા; તેઓ પોતાનો પ્રદેશ વધારતાં બ્રિટિશ રાજ્યની સરહદ ઉપર હુમલો કરતા થયા હતા.

થવાનો ચાલ બંધ પાડવાને ધારો થયો (ડિસેંબર, ૧૮૨૯); મધ્ય હિંદુસ્થાનના જંગલોમાં ઠગ લોક મુસાફરોને લૂટતા ને મારીનાખતા તેના બંદોબસ્ત કરવામાં આવ્યા; કલકત્તાની કૌન્સિલમાં ધારા સંબંધી વિચાર આપનાર મકાલે હતો (૧૮૩૫-૧૮૪૦) તેણે અંગ્રેજીના તરજૂમા કરીને દેશીઓને કેળવણી આપવાની રીત ટાળી દેશીઓને અંગ્રેજીમાંજ કેળવણી આપવી એવું ચલાવ્યું;-કેટલાક જણ અંગ્રેજીમાં સારૂં જ્ઞાન મેળવે ને પછી તેઓ પોતાની દેશી ભાષામાં ગ્રંથ લખે કે જેથી લોકમાં કેળવણીનો પ્રસાર સહેલથી થાય; એ સમા ઉપર ઇજીપ્ટ ને રાતો સમુદ્ર એ રસ્તે આગબોટ વિલાતથી હિંદુસ્થાન ને અહીંથી તહાં આવજાવ કરે તેવી ગોઠવણ કરવામાં આવી; રૂશિયનોની ખટપટ તોડવાને ને સિંધુ નદી ઉપર બ્રિટિશ વેપારનું રક્ષણ કરવાને સિંધના અમીરો સાથે, ભાવલપોરના રાજા સાથે ને રણજિતસિંગ સાથે કોલકરાર કરવામાં આવ્યા. રણજિતસિંગને સમજાવામાં આવ્યો ને એણે શાહ સૂજાને મદદ કરવાનું કબૂલ કીધું-શાહ સૂજાને તેના ભાઈ મહમૂદે હાંકી કહાડયો હતો ને મહમૂદને બારકઝે જાતના આફગાનોએ મારી નાખ્યો હતો; એ ટોળાંનો સરદાર દોસ્ત મહમ્મદ હતો ને કાબૂલ તથા ગીઝની તેના તાબામાં હતાં; ૧૮૩૪ માં જ્યારે શાહ સૂજાએ આફગાનીસ્તાનની ગાદી મેળવવાને પાકી ગોઠવણે ધસારો કીધો ત્યારે દોસ્ત મહમ્મદે તેને પાછો હઠાવ્યો. (૧૭૯૩ માં ઇસ્ટ ઈંડિયા કંપનીને નવી સનદ મળી હતી ને તેની વીસ વર્ષની મુદત પૂરી થઈ તે વખતે ડૈરેકટરો હઠે સામાં થયા પણ ફાવ્યા નહીં ને હિંદુસ્થાન સાથે વેપાર કરવાની છૂટ ઈંગ્લંડના સૌ લોકને મળી હતી; માત્ર ચીનનો વેપાર ડૈરેકટરોનાજ હાથમાં રહ્યો હતો). ૧૮૩૪ માં કંપનીની સનદ બદલાઈ ત્યારથી તેનું વેપારીપણું ટળ્યું ને તે માત્ર રાજસત્તા ચલાવનારી મંડળી રૂપે રહી. આગ્રાની ચોથી પ્રેસિડન્સી કરવામાં આવી ને સર ચાર્લસ મેટકાફ પહેલો ગવરનર થયો, પણ ૧૮૩૫ માં તે ગોઠવણ બદલાઈ, ને ઉત્તરપશ્ચિમ પ્રાંતોનો લેફટેનંટ ગવરનર ઠર્યો. ચાર્લસ મેટકાફ આકટિંગ ગવરનર જેનરલ થયો તેણે મકાલેની સલાહથી છાપખાનાંની સ્વતંત્રતા ઉપર જે ભારે અંકોશ હતા તે કહાડી નાખ્યા. ઓકલંડ ગવરનર જેનરલની કારકીર્દીમાં (૧૮૩૬-૧૮૪૨) અફગાન લોક સાથે લડાઇઓ ચાલી (૧૮૩૮-૧૮૪૨) ને ચીનાઓ સાથે પહેલી લડાઈ થઈ (૧૮૪૦-૧૮૪૨). અગિયારમો ગવરનર જેનરલ લોર્ડ એલનબરો એણે આફગાન સાથે પાછી લડાઈ ચલાવી અંગ્રેજ સરકારનું લશ્કરી માન રાખ્યું, દોસ્ત મહમ્મદ તથા બીજા કેદીઓને છોડી મૂક્યા

ને આફગાનીસ્તાનના ખટપટી કારભારમાં માથું મારવાના વિચાર છોડી દીધો. સિંધના અમીરો સાથે લડાઈ કરી તે પ્રદેશ બ્રિટિશ રાજ્યમાં જોડ્યો અને ગ્વાલીઅરનાં મરેઠાઓ સાથે લડાઇ કરી તેઓની ધામધૂમ બેસાડી દીધી.* સર હેનરી હારડિંજ ગવરનર જેનરલે (૧૮૪૪–૧૮૪૭) સીક સામાં લડાઇઓ કરી પંજાબની વ્યવસ્થા કીધી ને કાશ્મીરને સ્વાધીન રાજ્ય કીધું (૧૮૪૬); કેટલીક જંગલી જાતિયોમાં બાળકને મારી નાખવાની ને માણસનો ભોગ આપવાની ચાલ હતી તે બંધ કરાવી. અરલ આવ ડાલાહૌસી ગવરનર જેનરલે (૧૮૪૮–૧૮૫૬) સીક લોકને ઘણીક લડાઇ આપી હરાવી પંજાબને બ્રિટિશ રાજ્યમાં જોડયું (૨૮ મી માર્ચ, ૧૮૪૯); બરમીસ સાથે લડાઈ કીધી (૧૮૫૨); નાગપુરનું રાજ (૧૮૫૩) ને અયોધ્યાનું રાજ (૧૮૫૬) એ બ્રિટિશ રાજ્યમાં જોડયાં. કંપનીનો સનદ પટો નવો કરવાનો હતો તેના વિચારમાં પાર્લમેંટ રોકાઈ હતી (૧૮૫૩):–ડૈરેક્ટરની સંખ્યા ૩૦ ની હતી તે ૧૮ ની કીધી ને એમાંના ૭ રાણીના પસંદ કરેલા નીમાય એમ રાખ્યું; સિવિલ સર્વિસ ઈંગ્લંડના તેમ હિંદુસ્થાનના લોકને માટે પણ ખુલ્લી થઈ; મકાલેનો ધારાસંગ્રહ હિંદુસ્થાનમાં દાખલ થયો; બંગાલાનો લેફ્ટેનંટ ગવરનર ઠર્યો; અને કંપનીની સદર અદાલતો તે પ્રેસિડન્સી શહેરોની રાણીની સુપ્રીમ કોર્ટ સાથે જોડાઈ ગઈ. ૧૮૫૩ માં રેલવેનું કામ ચાલતું થયું; યૂનીવર્સિટીઓ સ્થાપવાનો ઠરાવ થયો; કલકત્તામાં પ્રેસિડન્સી કાલેજ થઈ (૧૮૫૫); એજ વર્ષમાં દોસ્ત મહમ્મદ જેને કાબૂલની ગાદીએ બેસાડવામાં આવ્યો હતો તેની સાથે કોલકરાર કરવામાં આવ્યા; ઘણાંક જાહેર કામને માટે યોજના થઈ. રીબાવી રીબાવી સાક્ષી કહડાવાની ચાલ સખત મનાથી બંધ કરવામાં આવી. ચૌદમા ગવરનર જેનરલ લાર્ડ કાનીંગની કારકીર્દીમાં ઈરાન સાથે લડાઈ ચાલી (૧૮૫૬) તેનું શેવટ આવ્યું (પારિસના કોલકરારથી ૪ થી માર્ચ ૧૮૫૭) તે આવું કે ઈરાનીઓએ બ્રિટિશ પ્રજાને દુઃખ દીધાનો પૂરતો બદલો આપવાની અને હીરાત તથા આફગાનીસ્તાન ઉપરથી સંધા દાવા ઉઠાડી લેવાની કબૂલાત

---

* દોલતરાવ સિંધિયા ૧૮૨૭ માં મૂઆ ને તેની રાણીએ જંકોજીને દત્તક લઈ તેનીવતી રાજ કીધું; જંકોજીએ પોતે ૧૮૩૩ થી તે ૧૮૪૩ સુધી રાજ કીધું; એની વિધવાએ દત્તક લીધો પછી રાજ પ્રતિનિધિ થવાને માટે રાણીએ ને જંકોજીના મામાએ પોતપોતાના દાવા ઉભા કીધા, અંગ્રેજ રેસીડેંટે મામાનો પક્ષ કીધો તે ઉપરથી રાણી પક્ષના મરેઠાએ તેને હાંકી મહેલ્યો; એ ઉપરથી લડાઈ ચાલી હતી.

આપી; ચીનમાં અંગ્રેજોને અપમાન મળેલું તે ઉપરથી લાર્ડ એલજીનને ત્યાં મોકલવામાં આવ્યો હતો ને એણે ઠામ ઠામ ફતેહ મેળવી હતી,-કંતાનનો ગવરનર યે: એને કેદ કરી કલકત્તે આણ્યો ને પછી ચીનના મહારાજાએ અંગ્રેજ, ફ્રેન્ચ વગેરેને વેપાર સંબંધી કેટલાક હક આપવા કબૂલ કીધા; હિંદુસ્થાનમાં ૧૮૫૭ ના મેની ૧૦ મીએ મીરતમાં દેશી લશ્કરે બળવો કીધો ને પછી તે ઠામ ઠામ ફેલાયો હતો; એ ભયંકર બળવો બેસાડતાં અંગ્રેજ સરકારને મોટી મહેનત પડી (ચીનથી એલજીને થોડુંક લશ્કર કલકત્તે મોકલ્યું હતું). ૧૮૫૮ ના નવંબરની પહેલીએ હિંદુસ્થાનમાં જાહેરનામું વંચાયું ને બ્રિટિશ રાજ ચલાવાની સત્તા કંપનીની ટળી ને ઈંગ્લંડની ગાદીએ બિરાજનારની થઈ.

હિંદુસ્થાન દેશનું ક્ષેત્રફળ ૧૫ લાખ ચોરસ મૈલછે તેમાં નવ લાખ ચોરસ મૈલનો પ્રદેશ બ્રિટિશ રાજ્યનો ને ૬ લાખનો દેશી હિંદુ મુસલમાન રાજ્યોનો † છે; (વળી ૧૮૮ ચોરસ મૈલનો ફ્રેન્ચ સરકારનો ને ૧૦૬૬ નો પોર્ટુગીસ સરકારનો). હિંદુસ્થાનની વસ્તી ‡ ૨૨ કરોડ છે ને તેમાં ૧૭ કરોડ બ્રિટિશ રાજ્યની છે. બ્રિટિશ ઈંડિયા સરકારનું લશ્કર પોણા બે લાખથી વધારે છે ને તેમાં સિત્તેરેક હજાર બ્રિટિશ ઐરિશનું ને બાકીનું અહીંના લોકનું ¶ છે. બ્રિટિશ ઈંડિયાની વસૂલજમા (૧૮૭૨–૭૩ માં) ૫૦ કરોડ ૨૨ લાખ ૩ હજાર છસેં હતી ને તેને ખરચ ૪૮ કરોડ ૪૫ લાખ ૬૪ હજાર આઠસેં વીસ હતો; તેને દેણ, ૧ અબજ ૧૬ કરોડ ૧૪ લાખ ૩૨ હજાર બસેં ચાળીસ રૂપીઆ હતું.



† એમાં દક્ષિણમાં મુખ્ય હેદરાબાદનું ને ટ્રાવનકોરનું એ છે; મરેઠાના રાજ્યમાં સિંધિયાનું, હોલકરનું ને ગાયકવાડનું એ છે; રજપુતસ્થાનમાં ઉદેપુરનું, જેપુરનું ને જોધપુરનું એ છે; પંજાબના સીક લોકનાં રાજ્ય છે. એ ને બીજાં મળીને ૧૫૩ રાજ્યો કોલકરારથી અંગ્રેજ સરકારને ખંડણી ભરવાને ને મદદ કરવાને બંધાયલાં છે. કાશ્મીરનું, નીપાલનું, ભૂતાનનું એ સ્વાધીન રાજ્યો છે.

‡ જ્યારે ૧૯૨૫૧૦૦૦૦ ની વસ્તી ગણાતી ત્યારે તેમાં બ્રાહ્મણ તથા જૈન ધર્મ માનનારા ૧૫ કરોડ ૫૦ લાખ, સીક ૨૦ લાખ, રાની મેવાસી ૨ કરોડ, મુસલમાન ૧ કરોડ ૫૦ લાખ, નેટિવ ક્રિશ્ચિયન ૨ લાખ, પારસી ૧ લાખ ૬૦ હજાર, ને યૂરોપીઅન ૧ લાખ ૫૦ હજાર ગણાયા હતા.

¶ ૧૩૨૩૮ ઘોડા ને ૩૯૪ લડાઈની તોપ છે. (નીપાલનું ને નીઝામનું બાદ કરતાં ૬૦ દેશી રાજ્યોનું લશ્કર ૧ લાખ ૭૧ હજારનું ગણાયું છે; તેઓનાં એકંદર તોપખાનાં અંગ્રેજ સરકારનાં તોપખાનાંની બરાબર છે; ને તેઓની વર્ષની જમાબંદી ૧૧ કરોડની ગણાઈ છે).

## કોન્સ્ટંટિનોપલનું.

હાલ એશિયા મૈનર કહેવાતા પ્રદેશમાં કારાહિસ્સરમાં ઓથમન તુરકે પોતાનું રાજ્ય માડ્યું (૧૨૯૮) ને તે મૂઆ પછી (૧૩૨૬) તેના દીકરાએ વધાર્યું; બજાઝેત સુલતાન, ખ્રિસ્તી રાજાઓને લડાઈમાં હરાવી કોન્સ્ટંટિનોપલને ઘેરો ઘાલવાનો વિચાર કરતો હતો પણ તેટલામાં તેને તૈમુરલંગને આંગોરા આગળ લડાઈ આપવી પડી ને તે હાર્યો ને લોઢાંનાં પાંજરામાં ઘલાયો (૧૪૦૨); મહમ્મદ બીજાએ કોન્સ્ટંટિનોપલનાં ખ્રિસ્તી રાજ્યની આખર આણી તે શહેરને પોતાના રાજનું પાયતખ્ત કીધુ (૧૪૫૩); સુલીમાન પહેલો (૧૫૨૦–૧૫૬૬) સર્વોપરિ સુલતાન થયો. તેણે હંગરીના કેટલાક કિલ્લા લીધા, રહોડ ટાપુ જીતી લીધો, બીજીવાર હંગરી ઉપર ચઢાઈ કીધી, વીએનાને ઘેરો ઘાલ્યો, ઈરાન સાથે લડાઈ કરી બગદાદ મેળવ્યું, આસ્ટ્રિયા તથા હંગરી સાથે ઘણીક વાર લડાઈ કરી ટ્રાન્સિલ્વેનિયાને પોતાના રાજ્યનો પ્રાંત કીધો, ઈરાન ઉપર બીજીવાર હુમલો કરી કોલકરાર કરાવી લીધા; (તેની નોકરીમાં બારબેરુસા નામનો તુરક હતો તેણે પોતાના ભાઈના મૂઆ પછી આલજીઅર્સની ગાદી મેળવી ખ્રિસ્તીઓનું ટ્યુનિસ શહેર લીધું ને પછી તે સુલીમાનના વહાણના કાફલાનો વડો સરદાર થયો હતો); ફ્રાન્સના ફ્રાન્સિસ ૧લાએ તેની સાથે દોસ્તી કરાર કીધા હતા. એ સુલતાનનાં મરણ પછી (રાજ્ય મંડાયું ત્યારથી ૨૬૮ વર્ષ ગુજર્યાં પછી) તુરક રાજ્યનું તેજ ઘટતું ચાલ્યું. અઢારમાં શૈકાની આખરે રૂશિયાની સાથે ચાલેલી લડાઈઓથી મુલખમાં ઘટાડો થયો નહીં પણ રાજ્યની માંહેની હાલત છેક બગડી ગઈ; જાનિસ્સરીઝ લશ્કર જે દુનીઆમાં ઘણુંજ સારૂં કહેવાતું તે બંડફિસાદખોર ટોળું થઈ રહ્યું; પ્રાંતોના હાકેમો સુલતાનની આણમાંથી ખસ્યા–ઈજીપ્ટવાળા અલીબે એણે આપઅખત્યારીથી હકુમત કરવાની હિંમત ભીડી ને તેનું જોઈને બીજાઓએ પણ તેમ કીધું. એ જોઈ સુલતાન સીલીમ ત્રીજાએ કાળજી રાખી બહુ અકલ ચલાવી કેટલાક બંદોબસ્ત કીધા ને અમણાના વખતમાં વખાણાતી કવાયત શીખવી તૈઆર કરવાને એક નવું લશ્કર ઉભું કીધું; એ લશ્કરે એકર આગળ ફ્રેન્ચની સામાં જબરો ટકાવ રાખ્યો હતો; ને એ હંગામમાં સુલતાનને ઈંગ્લંડ તથા રૂશિયાની સાથે ફ્રેંચની સામાં મળવાની જરૂર પડી હતી. ૧૮૦૬ માં સુલતાને ફ્રેંચની તરફના થઈ ઈંગ્લંડ તથા રૂશિયા સાથે લડાઈ ચલાવી ને નવું લશ્કર તેમાં રોકાયલું તેવામાં જાનિસ્સરીઝે સુલતાનને ગાદી ઉપરથી

ઉઠાડી મુસ્તાફા ૪ થા ને ગાદીનશીન કીધો ને એણે ખ્રિસ્તી રાજ્યો સાથે સલાહ કીધી. ગ્રીક લોક ઈંગ્લંડ, ફ્રાન્સ ને રુશિયાની મદદથી તુરકની ઝુસરીમાંથી છૂટયા ને તેઓએ બવેરીઆના ઓથોને પોતાનો રાજા કીધો (૧૮૩૩). ઈજીપ્ટના પાશ્ચા મહમ્મદઅલીએ પોતાનું સ્વાધીન રાજ કરવાને સીરીઆ તથા એશીઆ મૈનરમાં સુલતાનની ફોજને હરાવી કોન્સ્ટંટિનોપલ ઉપર ચઢવાનું કીધું; પણ ખ્રિસ્તી રાજ્યોના વચમાં પડવાથી તેમ થયું નહીં; ૧૮૪૦ માં કોલકરારથી ઠર્યું કે પાશ્ચા ઓલાદ દરઓલાદ ઈજીપ્ટની પાશ્ચાઈ કરે પણ સુલતાનની આણમાં રહીને. ક્રીમીઆની લડાઈથી સુલતાને બ્રિટિશ તથા ફ્રેંચની મદદે પોતાના રાજની સરહદ થોડીક વધારી ને રુશિયા ફરીથી વચમાં ન પડે તેની ખાતરી મેળવી. ૧૮૬૦ માં સીરીઆના પ્રાંતમાં ખ્રિસ્તીઓની કતલ થઈ તે વેળા પણ ઈંગ્લંડ તથા ફ્રાન્સે સુલતાનને હુલ્લડ બેસાડવામાં મદદ કીધી હતી.

સુલતાનનો રાજ્યપ્રદેશ એશિયામાં સાડા ચાર લાખ ને યૂરોપમાં બે લાખ ચોરસ મૈલ છે; એશિયાવાળા પ્રદેશની વસ્તી આરમીનીઅન, સીરીઅન, ગ્રીક, તુરક ને બીજી ભટકતી જાત મળીને એક કરોડ સાઠ લાખ છે; યૂરોપવાળા પ્રદેશમાં સ્લાવોનિક, ગ્રીક, લાટિન ને તુરક મળીને વસ્તી ૧ કરોડ ૫૦ લાખ છે; કોન્સ્ટંટિનોપલની વસ્તી ૭ લાખ ને સ્મર્નાની ૧ લાખ ૬૦ હજારથી વધારે છે. રાજ્યના લોક ગ્રીકખ્રિસ્તી ધર્મ કે સૂનીમુસલમાની ધર્મ પાળેછે; પણ મુસલમાન કરતાં ખ્રિસ્તીઓ વધારે છે. લશ્કર મોટું છે ને વહાણનો કાફલો પણ છે પણ એનાં માણસો કેળવાયલાં નથી. વેપાર ઓછો છે ને પરદેશીઓમાં અંગ્રેજ સાથે વધારે ચાલેછે.



## રુશિયા.

રુશિયામાં ઈ૦ સ૦ ૧૨૨૩ થી મોગલ તારતરની સત્તા હતી પણ ૧૪૬૨ માં ઈવાન ત્રીજાએ તેઓની ઝુસરીમાંથી ખસી સ્વદેશી રાજ પાછું ચાલતું કીધું ને વાસિલજીએ (૧૫૦૫–૧૫૩૩) રુશિયાનો ઝાર એ ખિતાબ લીધો (કેટલાક કહેછે વાસિલજીના દીકરા ઈવાને તે ખિતાબ પહેલો લીધો હતો); વાસિલજી ને ઈવાન (૧૫૩૪–૧૫૮૪) એ બંનેએ પોલ, સ્વીડ, મોગલ ને તારતર એઓ સાથે લડાઈ કીધી હતી; ઈવાને આસ્ટ્રાખાન ને સૈબીરીઆ (૧૫૮૧ માં) પોતાના રાજ્યમાં જોડયાં; એની કારકીર્દીમાં કે-

ટલાક અંગ્રેજ વેપારીઓએ ધોળાસમુદ્રનો રસ્તો શોધ્યો હતો તે ઉપરથી ઈંગ્લંડ રૂશિયા વચ્ચે વેપારનો સંબંધ થયો હતો. ઇવાન પછી પાછી રાજ્યની પડતી ચાલી હતી તે ૧૬૧૩ સૂધી; ને પછી રાજગાદી મૈકલ રોમાનોફ એના કુળમાં ગઇ હતી; એ કાળ સૂધી રૂશિયા યૂરોપના બીજાં રાજ્યો સાથે કોઇ પણ રાજ્યકીય સંબંધમાં આવ્યું નહોતું; રાજકારભારની રીત ને લોકની રીતભાત યૂરોપની નહીં પણ એશિયાની હતી, પશ્ચિમ યૂરોપના સુધારાનો પાશ રૂશિયાને લાગ્યો ન હોતો.

ઝાર પીટરે (૧૬૮૨–૧૭૨૫) રૂશિયાને નવાં સ્વરૂપમાં આણ્યું; રૂશિયાના લોક યૂરોપના બીજાં રાજ્યોના સંબંધમાં આવ્યા; તેણે દેશાટન કરી કારીગરોને આણી કારખાનાં ચાલતાં કીધાં; વેપારને માટે કોઇ બંદર ન હોતું માટે તે એક બંધાવ્યું; તુરક પાસેથી એઝોફ લીધું હતું ને બાલ્ટિક સમુદ્રમાં રૂશિયન વહાણો ફરતાં કરવાને ઇચ્છ્યું;—પણ બાલ્ટિકના કાંઠા સ્વીડનની સત્તામાં હતા તેથી તેણે પોલંડ તથા ડેન્માર્ક સાથે સંપ બાંધી સ્વીડનના ચાર્લસ ૧૨ મા સામાં લડાઇઓ કીધી. ચાર્લસે પ્રથમ ડેન્માર્ક ઉપર ચઢાઈ કીધી ને ત્યાંના રાજા ફ્રેડરિક ચોથાએ ગભરાઈ જઈ તરતજ સલાહ કીધી; પછી ચાર્લસે રૂશિયનોને લૈવોનીઆમાં ભારે હાર ખવડાવી; ત્રીજો શત્રુ ઓગસ્ટસ બીજો (પોલંડનો રાજા ને સાક્સનીનો ઇલેક્ટર) હતો તેણે પોલંડની ગાદી ઉપરથી દાવો ઉઠાવ્યો; એ દરમીઆનમાં પીટરે સ્વીડ પાસેથી ઈંગ્રિયા છીનવી લીધું; ચાર્લસ ફતેહમંદીથી રૂશિયામાં ધસ્યો આવતો હતો પણ તેટલામાં તે ભોળવાઈને યૂક્રેન ભણી વળ્યો ને અહીં પલટોવા આગળ પીટરે તેને પૂરેપૂરો હરાવ્યો (૧૭૦૯) ને પછી લૈવોનીઆ, એસ્થોનીઆ ને ફિન્લંડનો ભાગ એ પોતાના રાજ્યમાં મેળવ્યાં; ચાર્લસે કોન્સ્ટંટિનોપલના તુરકોને ઉસ્કેરી પીટર સામાં લડાવ્યા ને પીટર પ્રુથ નદી ઉપર ઘણુંક લશ્કર ખોઈને ઘેરાઇ રહ્યો; પણ તેની રાણી કાથૈરેને બારોબાર મોટા વજીરને લાંચ આપી સમજાવ્યો ને એઝોફ પાછું આપવું કબૂલ કીધું એટલે તરતજ સલાહના કરાર થયા હતા; પછી પીટરે પહેલવહેલીજ વહાણની લડાઇથી સ્વીડને હરાવી મોટા ઠાઠથી પોતાની રાજધાનીમાં પ્રવેશ કીધો હતો; મેકલેનબર્ગ લેવાને લોભે તેણે ડેન્માર્ક તથા પોલંડના સંપમાંથી ખસી સ્વીડન સાથે દોસ્તી બાંધી પણ પાછી લડાઈ થઈ હતી ને નીસટાડટમાં કોલકરાર થયા તેની રૂએ તેની બધી જીત તેની પાસે રહી હતી (૧૭૨૧). પીટરે પોતાના લોકને જંગલીપણાંમાંથી ઊંચી હાલતમાં આણવાને પ્રયત્ન કીધો હતો, વહાણ ખેડવાનો હુન્નર, વેપાર ને કારખાનાં

વધાર્યાં હતાં પણ ગ્રીકધર્મના ઉપાધ્યાયો આડા પડતા તેથી લોકને કેળવણીનો લાભ મળી શકતો નહીં, માત્ર ઉપલા વર્ગનાજ લોક થોડી ઘણી કેળવણી લેતા. ૧૭૨૫ થી તે ૧૭૬૨ સૂધી દરબારી ખટપટો, માનીતાઓનાં ચલણ, ગાદીને માટે ટંટા ને ગાદીએ બેઠેલાને ઉઠાડી મૂકવા એ પ્રકારની અનીતિ હતી. કાથેરૈન બીજીએ (૧૭૬૨–૧૭૯૬) તુરક સામાં ફતેહમંદીથી લડાઈઓ કરી કેટલોક પ્રદેશ મેળવ્યો ને પોલંડની વહેંચણીમાં કેટલોક પ્રદેશ મેળવ્યો; રાજકાજ રૂડી રીતે ચાલે તેને માટે કેટલીક ડહાપણ ભરેલી ગોઠવણો કીધી, ધારાસંગ્રહ પ્રગટ કીધો ને ઉજડ પ્રદેશમાં નવાં ગામ વસાવ્યાં; યૂરોપના રાજમામલામાં રૂશિયાને સારી પેઠે આગળ પાડ્યું; તે વિદ્યાકળાને ઉત્તેજન આપતી, ને સર્વ પ્રકારે મોઠી રાણી હતી (વળી વંઠેલ ને છટેલ પણ હતી). ઝાર અલેકજાંડર, ફ્રેંચ ને આસ્ટ્રિયનની લડાઈઓમાં સામેલ થયો હતો ને પછી સ્વીડન સાથે લડતાં ફિન્લંડનો રહેલો ભાગ, પૂર્વ બોથનીઆ ને આલાંડ તેણે મેળવ્યાં હતાં; વળી તુરક સામાં લડીને પ્રૂથના ડાબા કાંઠા ઉપરથી તેઓનો દાવો ઉઠાડ્યો હતો (૧૮૧૨); એજ વર્ષમાં તેણે નેપોલીયન સામાં લડાઈ ચલાવી હતી ને જ્યારે એ માસ્કોથી પાછો ફર્યો ત્યારે રૂશિયનો ફ્રેંચોની પાછળ પડી બીજાં રાજ્યો સાથે પારિસ ઉપર ધસ્યા હતા; ૧૮૧૩ માં કેટલોક પ્રદેશ ઇરાન પાસેથી મેળવ્યો; અને વીએનાના કોલકરારથી વારસા તથા તેનો લગતો પ્રદેશ એ મેળવ્યાં. ૧૮૨૫ માં નિકોલસ ઝાર થયો તેણે ઇરાનનો કેટલોક પ્રદેશ મેળવ્યો, સુલતાન સામાં લડાઇઓ કરી કેટલોક પ્રદેશ મેળવ્યો ને કાળા સમુદ્રનું ધણીપણું મેલવ્યું; ડારડેનલ્સને રસ્તે બીજાં કોઇપણ રાજના વહાણને દાખલ થતાં અટકાવવાની સુલતાને કબૂલાત આપી હતી. પછી વળી ઘણીકવાર ઝારે બહાનાં કહાડી સુલતાનને સપડાવી લડાઇ ચલાવી, પણ ઈંગ્લંડ ફ્રાન્સ સુલતાનની મદદમાં હતાં તેથી તેનું ધાર્યું પારપડ્યું નહીં ને ઉલટી તેણે શેહ ખાધી; ૧૮૫૬ ના સપટેંબરમાં અલેકજાંડર બીજો ગાદીએ બેઠો ને પછી સલાહના કોલકરાર થયા હતા—રૂશિયાના માત્ર દશ લશ્કરી વહાણ કાળાસમુદ્રમાં ફરે પણ કાંઠા ઉપર કોઈ પણ ઠેકાણે લડાઈનો સરંજામ રાખે નહીં. એ ઝારની કારકીર્દીમાં બે કરોડ હળખેડુ ગુલામો પોતાના જાલમ ધણીઓથી છુટા થયાછે, ગામડીઆઓએ પરહેજીગાર મંડળીઓ કહાડીછે, રવિવારીઆ નિશાળો મંડાઇછે; પણ હજી લોકમાં કેળવણીની ઘણીજ તાણછે.

રૂશિયાનો પ્રદેશ યુરોપમાં ૨૧ લાખ, એશિયામાં ૫૬ લાખ ને અમેરિકામાં ૫ લાખ ચોરસ મૈલછે; વસ્તી યુરોપમાં ૬ કરોડ ૯૦ લાખ,

એશિયામાં ૮૦ લાખ ને અમેરિકામાં ૫૦ હજાર છે. રૂશિયાના મહારાજ્યમાં સૌ મળીને સોથી વધારે જાતિના ને તેટલીજ જૂદી જૂદી ભાષા બોલનારા લોક છે પણ તે, રાજ્યના મધ્યપ્રદેશમાં નહીં પણ સરહદો ઉપર વસનારા છે. લશ્કર ૬ લાખ છે ને વહાણનો કાફલો યૂરોપમાં ત્રીજો ગણાયછે. વસૂલજમા ૫૫ કરોડ, ને કરજ બે અબજ પચ્ચાસ કરોડ રૂપીઆ છે. પીટર્સબર્ગ રાજધાનીની વસ્તી ૫ લાખ ને જૂની રાજધાની મોસ્કોની ૩॥ લાખ છે. રાજ્યનો ધર્મ ગ્રીકખ્રિસ્તી છે પણ લોકને ગમે તે ધર્મ પાળવાની છૂટ છે—પોલંડ પ્રદેશમાં રોમનકાથલિક છે, ફિન્લંડ વગેરેમાં લ્યૂથરન છે, પૂર્વમાં ને દક્ષિણમાં મુસલમાન છે. રૂશિયનો ધર્મ વિષયમાં બહુ વહેમી તથા ચૂસ્ત છે; ધર્મગુરુઓ અભણ છે. કારખાનાં ને વેપાર એમાં રૂશિયાની તેજી નથી. રૂશિયાનો ઝાર કેવળ નિરંકુશ છે; એક રાજસભા છે પણ તે રાજાની ઇચ્છાને અંકોશમાં રાખવાને નહીં પણ તેને પુષ્ટી આપવાને છે.

યૂરોપમાં જે મોટો પ્રદેશ રૂશિયા કહેવાયછે ત્યાં જૂના કાળમાં સીથીઅન તથા તારતર લોક વસતા ને તેઓનાં અનેક સ્વાધીન રાજ્યો હતાં ને તેમાં કીયૂનું ને નોવગોરોડનું એ બે મુખ્ય હતાં; નોવગોરોડના કેટલાક જણે પોતાના રાજ્યમાંના બખેડા બેસાડવાને સ્કાંડીનેવીઆના ચાંચીઆઓનો સરદાર રૂરીક એની મદદ માગી; એણે ભારે કતલ કરી કેટલાક સરદારોને રાજ્યની સરહદ ભણીના પ્રદેશ આપ્યા ને પોતાને રાજા કહેવડાવ્યું;—ટ્યૂટોનિક લોક, સ્લાવોનિક લોકના સત્તાધારી થયા, પરસ્પર ભળી રહ્યા ને બન્યો રૂશિયન કહેવાયા; એઓ દશમા અગિયારમાં શૈકામાં ગ્રીક ખ્રિસ્તી ધર્મ પાળતા થયા; પછી સો વર્ષ રૂશિયન રાજપુરુષો પરસ્પર લડતા ને પોલ લોકના હુમલા હઠાવતા; પછી સવા બસેંક વર્ષ તેઓએ મોગલ લોકને ખંડણી આપી (ઢોર તથા ઉનની); પછી તેઓએ એકસંપ થઈ મોગલની ઝૂસરીમાંથી નીકળી રૂશિયનોનું એક આખું રાજ્ય કીધું; ગ્રાંડ ડ્યૂક વાસિલજીએ પ્રદેશ વધાર્યો ને રૂશિયાનો ઝાર (સીઝર) એ મહારાજપદ ધારણ કીધું ને પીટર મોટાએ રાજ્યને વધારી સૂધારી યૂરોપમાં રૂડું ઓળખાવ્યું;—આછી વસ્તીવાળા ને માઠા બેડાતા પ્રદેશમાં વસનારા જંગલી લોક જે હુન્નરધંધાથી, ધારાકાયદાથી ને વ્યવસ્થિત રાજ્યના પ્રકારથી કેવળ અજાણ હતા તેઓ એક શૈકામાં એક પીટરની પોતાનીજ બુદ્ધિશક્તિ વડે યૂરોપનાં સૂધરેલાં રાજ્યના લોકની હારમાં એક સપાટે આવી શોભ્યા. મહારાજા પીટર પછી મહારાણી કાથેરેન બીજીએ (૧૭૬૨-૧૭૯૬) રૂશિયા

આસ્ટ્રિયાને સાથે રાખી હુમલાઓ કરી કરી સુધરેલાં યુરોપની રાજનીતિ વિરૂદ્ધ કેવળ અન્યાયે પોલંડના રાજ્યનો મોટો ગ્રાસ મેળવ્યો ને તુરક રાજને સપડાવી કેટલોક પ્રદેશ પડાવ્યો. મહારાજા અલેકઝાંડરે (૧૮૦૧-૧૮૨૬) નેપોલીઅનના શત્રુ પક્ષમાં રહી, તેના મિત્ર થઈ (નીમેન નદીમાં એક લાકડાં ઉપર સાથે વાતો કરી), તેના શત્રુ થઇ પોતાનાં મહારાજપદનું ગૌરવ દેખાડ્યું ને કેટલોક અર્થ સાધ્યો અને આજકાલ રૂશિયાનું મહારાજ્ય (આખી પૃથ્વીની જમીનનો ૧/૭ ને વસ્તીનો ૧/૯ જેટલું), અતિ વિસ્તારે, ગૂઢ પ્રપંચે ને ઉગ્ર શસ્ત્રબળે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું (કોન્સ્ટંટિનોપલ નગરને ધ્રૂરકાવતું ને સિંધુનદીને તાકતું) સર્વોપરિ પ્રચંડ તપેછે.*



## જર્મની.

ચાર્લ્સ પાંચમો જર્મનીનો મહારાજા થયો (૧૫૧૯) કે ફ્રાન્સના ફ્રાન્સિસે નવારે ને નેપલ્સની ગાદીનો દાવો કરી લડાઈ ઉભી કીધી (૧૫૨૧); ચાર્લ્સે પોપની મદદ મેળવી તથા વુલઝીને ભોળવી ઈંગ્લંડના હેનરી આઠમાને પોતાની તરફનો કરી લીધો; અને ફ્રાન્સિસને સ્વીસ તથા વેનીશીઅન એઓની મદદ હતી. બૈકોકાની લડાઈથી (૧૫૨૨) ફ્રેંચોને ઇટલીમાંથી નીકળવું પડ્યું ને વેનીશીઅનો ચાર્લ્સ તરફના થયા. ફ્રાન્સ ઉપર હુમલો કરવાને ચાર્લ્સનાં લશ્કરે પ્રોવેન્સને ઉજાડ વાળ્યું પણ વુલઝીના સમજાવવા ઉપરથી હેનરીએ ફ્રાન્સમાં લડાઈ ચલાવી નહીં તેથી ને ચાર્લ્સ નાણાંની તંગીને લીધે સ્પેનની તરફથી નેધરલંડ્સમાં લડાઈઓ ચલાવી શક્યો નહીં તેથી જર્મનીનું લશ્કર ફ્રેંચોનો માર ખાઇ પાછું વાળ્યું. ફ્રાન્સિસે પેવીઆને ઘેરો ઘાલ્યો પણ તે હાર્યો ને કેદી થયો (૧૫૨૫). એ જીતથી ચાર્લ્સ ઇટલીનો ધણી ને યુરોપનાં રાજ્યોમાં કર્ત્તાહર્ત્તા પંચ થયો એવું દેખાયું પણ ઈંગ્લંડ, ઇટલીનાં રાજ્યો ને જર્મનીનાં પ્રોટેસ્ટંટ રાજ્યો

* અનેક જાતની ને ઉન્મત્ત પ્રજા, નિરંકુશ મહારાજા, કેળવણીની અછત, અભણ તથા મમતી ધર્મગુરુઓ, પ્રદેશ તથા સમૃદ્ધિનો લોભી સત્તાધારી વર્ગ, એ સઘળાં વાનાં આડે આવવાથી કઠિણ કર્કશ રૂશિયનોમાં કોમળપણું આવ્યું નથી. જ્યારે રાજ્ય ઠરશે, ઘણા લોક કેળવણી લેતા થશે ને વિદ્વાનો ઘણાંક પુસ્તક લખશે ત્યારેજ રૂશિયનોનું ખરું ઊંચું સ્વરૂપ દીઠામાં આવશે; રૂશિયન સૂધારો તે શું તે ત્યારેજ જણાશે.

અદેખાં થયાં હતાં; ચાર્લસ નાણાંની ભીડ પગાર તથા સરંજામ પૂરાં પાડી શકયો નહીં તેથી ઇટલીનું લશ્કર બેદિલ થયું હતું; તેવામાં હેનરીએ ફ્રાન્સની તરફેન કીધી અને વળી માદ્રિડમાં કેદ પડેલો રાજા ફ્રાન્સિસ ઘણો બીમાર પડ્યો—એ સ્થિતિમાં ચાર્લસે ફ્રાન્સિસનો વહેલો છૂટકારો કરવાને તેની પાસે બર્ગંડીનો પ્રાંત માગ્યો ને તે આપવો કબૂલ કરી ફ્રાન્સિસ ફ્રાન્સ જઇ રાજકાજ કરતો થયો. બર્ગંડીના લોકે જણાવ્યું કે અમારી કબૂલાતવિના અમને જર્મન રાજાની આણમાનતા કરાવવાનો ફ્રાન્સિસ રાજાને હક નથી ને અમે અમારું સ્વાધીન રાજ્ય કરીશું. એ ઉપરથી ફ્રાન્સિસે મહારાજાના વકીલોને કહ્યું કે હું મારું બોલેલું બજાવી શકતો નથી ને બર્ગંડીને બદલે હું ૨૦ લાખ ક્રૌન આપવાને તૈયાર છઉં; ચાર્લસે જોયું કે હું ઠગાયો ને પછી તે છચોક બોલ્યો કે ફ્રાન્સિસ બેવચની ને માનરહિત છે; ફ્રાન્સિસે જણાવ્યું કે બળાત્કારે આપેલો કોલ પાળવોજ જોઇએ એવું કંઇ હોય નહીં ને પોપે તેને સઘળાં બંધનથી મુકત કીધો. ફ્રાન્સિસે માદ્રિડના કોલકરાર તોડી પોપની સાથે સંપ બાંધ્યો ને તેમાં વેનીશીઅન, મીલાનનો ડ્યૂક ને અંગ્રેજ રાજા એ મળ્યા. પણ તેઓની તૈયારી એટલી ધીમી હતી કે ફ્રેંચ રાજાને છોડી ચાર્લસની તરફ થયલા બૂરબોંના કોન્સ્ટેબલે તહ તોડી રોમ ઉપર ચઢી તે લૂટ્યું ને પોપને કેદી કીધો (૧૫૨૭); વેનીશીઅન વગેરે ચાર્લસ તરફના થઇ ગયા ને ફ્રાન્સિસને કામ્બ્રેમાં કોલકરાર કરી આપવા પડ્યા (૧૫૨૯). ફ્રાન્સિસે કોન્સ્ટંટિનોપલના સુલતાનને સાથી કીધો તેઉપરથી ચાર્લસે ટ્યૂનિસ ઉપર (૧૫૩૫) ચઢાઇ કરી જીત મેળવી પણ પછી આલજીઅર્સ ઉપર (૧૫૪૧) ચઢાઇ કીધી ત્યારે તેને ત્યાંથી પાછું ફરવું પડયું. સુલતાને પોતે ચાર્લસનાં હંગરીનાં રાજ્ય ઉપર ચઢાઇ કીધી અને તુરક તથા ફ્રેંચ કાફલાઓએ નૈસીને ઘેરો ઘાલી કેરીસોલીસ આગળ જીત મેળવી (૧૫૪૪); પછી ક્રેસ્પીમાં કોલકરાર થયા હતા—ફ્રાન્સિસ ને ચાર્લસ બંને રાજા પોતપોતાની જીત આપી દે, તુરકની સામાં એકસંપી થાય ને પોતપોતાનાં રાજ્યમાં સુધારો થતો બંધ પાડે. ફ્રાન્સિસચાર્લસની લડાઇઓ ચાલતી હતી તેવામાં જર્મનીની અંતરસ્થિતિ આ પ્રમાણે હતી: ૧૫૧૭ થી માર્ટિન લ્યૂથરે પોપની અનીતિ ને કાથલિક સંપ્રદાય એની વિરૂદ્ધ ભાષણો કરવા માંડયાં હતાં ને પછી તેના વિચાર જર્મનીના કેટલાક લોકોએ ગ્રહણ કીધા હતા; ઉત્તર જર્મનીનાં રાજ્યોએ તેને આશ્રય આપ્યો હતો. ૧૫૨૫ માં સ્વેબિયા, આલસેસ, લોરેન, ફ્રાંકોનીઆ, થુરીંજીઆ ને લોઅર સાક્સની અહીંના ગામડીઆઓએ બલવા

ઓસ્ટ્રિયાને સાથે રાખી હુમલાઓ કરી કરી સૂધરેલાં યૂરોપની રાજનીતિ વિરૂદ્ધ કેવળ અન્યાયે પોલંડના રાજ્યનો મોટો ગ્રાસ મેળવ્યો ને તુરક રાજને સપડાવી કેટલોક પ્રદેશ પડાવ્યો. મહારાજા અલેકજાંડરે (૧૮૦૧–૧૮૨૬) નેપોલીઅનના શત્રુ પક્ષમાં રહી, તેના મિત્ર થઈ (નીમેન નદીમાં એક લાકડાં ઉપર સાથે વાતો કરી), તેના શત્રુ થઇ પોતાનાં મહારાજપદનું ગૌરવ દેખાડ્યું ને કેટલોક અર્થ સાધ્યો અને આજકાલ રશિયાનું મહારાજ્ય (આખી પૃથ્વીની જમીનનો ૧/૭ ને વસ્તીનો ૧/૭ જેટલું), અતિ વિસ્તારે, ગૂઢ પ્રપંચે ને ઉગ્ર શસ્ત્રબળે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું (કોન્સ્ટંટિનોપલ નગરને ધ્રૂરકાવતું ને સિધુનદીને તાકતું) સર્વોપરિ પ્રચંડ તપેછે.*



અદેખાં થયાં હતાં; ચાર્લેસ નાણાંની ભીડ પગાર તથા સરંજામ પૂરાં પાડી શક્યો નહીં તેથી ઈટલીનું લશ્કર બેદિલ થયું હતું; તેવામાં હેનરીએ ફ્રાન્સની તરફેન કીધી અને વળી માદ્રિડમાં કેદ પડેલો રાજા ફ્રાન્સિસ ઘણો બીમાર પડ્યો—એ સ્થિતિમાં ચાર્લસે ફ્રાન્સિસનો વહેલો છૂટકારો કરવાને તેની પાસે બર્ગંડીનો પ્રાંત માગ્યો ને તે આપવો કબૂલ કરી ફ્રાન્સિસ ફ્રાન્સ જઈ રાજકાજ કરતો થયો. બર્ગંડીના લોકે જણાવ્યું કે અમારી કબૂલાતવિના અમને જર્મન રાજાની આણમાનતા કરાવવાનો ફ્રાન્સિસ રાજાને હક નથી ને અમે અમારું સ્વાધીન રાજ્ય કરીશું. એ ઉપરથી ફ્રાન્સિસે મહારાજાના વકીલોને કહ્યું કે હું મારું બોલેલું બજાવી શકતો નથી ને બર્ગંડીને બદલે હું ૨૦ લાખ ક્રૌન આપવાને તૈયાર છઉં; ચાર્લસે જોયું કે હું ઠગાયો ને પછી તે છચોક બોલ્યો કે ફ્રાન્સિસ બેવચની ને માનરહિત છે; ફ્રાન્સિસે જણાવ્યું કે બળાત્કારે આપેલો કોલ પાળવોજ જોઈએ એવું કંઈ હોય નહીં ને પોપે તેને સઘળાં બંધનથી મુક્ત કીધો. ફ્રાન્સિસે માદ્રિડના કોલકરાર તોડી પોપની સાથે સંપ બાંધ્યો ને તેમાં વેનીશીઅન, મીલાનનો ડયૂક ને અંગ્રેજ રાજા એ મળ્યા. પણ તેઓની તૈયારી એટલી ધીમી હતી કે ફ્રેંચ રાજાને છોડી ચાર્લસની તરફ થયલા બૂરબોંના કોન્સ્ટેબલે તહ તોડી રોમ ઉપર ચઢી તે લૂટ્યું ને પોપને કેદી કીધો (૧૫૨૭); વેનીશીઅન વગેરે ચાર્લસ તરફના થઈ ગયા ને ફ્રાન્સિસને કામ્બ્રેમાં કોલકરાર કરી આપવા પડ્યા (૧૫૨૯). ફ્રાન્સિસે કોન્સ્ટંટિનોપલના સુલતાનને સાથી કીધો તેઉપરથી ચાર્લસે ટ્યૂનિસ ઉપર (૧૫૩૫) ચઢાઈ કરી જીત મેળવી પણ પછી આલજીઅર્સ ઉપર (૧૫૪૧) ચઢાઈ કીધી ત્યારે તેને ત્યાંથી પાછું ફરવું પડ્યું. સુલતાને પોતે ચાર્લસનાં હંગરીનાં રાજ્ય ઉપર ચઢાઈ કીધી અને તુરક તથા ફ્રેંચ કાફલાઓએ નેસીને ઘેરો ઘાલી કેરીસોલીસ આગળ જીત મેળવી (૧૫૪૪); પછી ક્રેસ્પીમાં કોલકરાર થયા હતા—ફ્રાન્સિસ ને ચાર્લસ બંને રાજા પોતપોતાની જીત આપી દે, તુરકની સામાં એકસંપી થાય ને પોતપોતાનાં રાજ્યમાં સૂધારો થતો બંધ પાડે. ફ્રાન્સિસચાર્લસની લડાઇઓ ચાલતી હતી તેવામાં જર્મનીની અંતરસ્થિતિ આ પ્રમાણે હતી: ૧૫૧૭ થી માર્ટિન લ્યૂથરે પોપની અનીતિ ને કાથલિક સંપ્રદાય એની વિરૂદ્ધ ભાષણો કરવા માંડ્યાં હતાં ને પછી તેના વિચાર જર્મનીના કેટલાક લોકોએ ગ્રહણ કીધા હતા; ઉત્તર જર્મનીનાં રાજ્યોએ તેને આશ્રય આપ્યો હતો. ૧૫૨૫ માં સ્વેબિયા, આલસેસ, લોરેન, ફ્રાંકોનીઆ, થુરીંજીઆ ને લોઅર સાક્સની અહીંનાં ગામડીઆઓએ બલવા

ઉઠાવ્યા હતા ને કારણ આ બતાવ્યું હતું કે ત્યાંના ભૂપ, જમીદાર, સરદાર ને ધર્મોપાધ્યાય એઓએ જુલમથી તેઓની પાસે કર લેવા માંડ્યા હતા. ૧૫૩૦ માં ઓગ્સબર્ગની સભામાં પ્રોટેસ્ટંટોએ પોતાનાં ધર્મમત પ્રગટ કીધાં પણ તે વિષે ચાર્લસે જણાવ્યું કે મોટી સભા ભરી વિચાર કરવામાં આવશે. પછી ૧૫૪૫ માં વરમ્સમાં સભા મળી તેણે પ્રોટેસ્ટંટોની વિરુદ્ધ ઘણાક ઠરાવ કીધા ને એ ઉપરથી પ્રોટેસ્ટંટ ભૂપો ચાર્લસની સામાં ઉઠ્યા. મૂલહૅાસેનની લડાઇમાં (૧૫૪૭) પ્રોટેસ્ટંટ ભૂપો હાર્યા, બે ભૂપ કેદ થયા ને સાક્સનીનો પ્રદેશ ચાર્લસે મોરીસને આપ્યો. ૧૫૪૮ માં ઓગ્સબર્ગની સભાએ શિક્ષાપત્રી તૈયાર કરી પણ તેમાં ચાર્લસનો લાભ જણાયો તેથી મોરીસજ સામો થયો. પ્રોટેસ્ટંટોએ ફ્રાંકફોર્ટને (મેન નદી ઉપરનાં) ઘેરો ઘાલ્યો ને ચાર્લસ નરમ પડયો. ૧૫૫૨ માં પાસ્સોમાં કોલકરાર થયા તેથી રાજ્યના મોહેના ટંટા પત્યા ને પ્રોટેસ્ટંટો વગર હરકતે પોતાનો નવો સંપ્રદાય પાળતા થયા.

ફર્ડિનાંડ પેહેલો ને માક્સિમિલિયન બીજો એઓએ રાજ્યમાં સ્વસ્થતા રાખી; રૂડાલ્ફ બીજાએ તુરક સામાં સકળ જર્મન ભૂપોનું ઐક્ય કરાવવાની અંત રાખી; પણ ધર્મ વિષયના વાદવિવાદ બહુ વધી ગયા હતા, કેટલાક જણને રાજકીય લાભ પણ હતો, ને મહારાજાની દરબારમાં જેસુટ લોકનું ચલણ વધ્યું હતું, એ ઉપરથી પ્રોટેસ્ટંટો ભય પામ્યા ને એઓએ પોતાના ભૂપોને આગેવાન કરી 'ઇવાંજેલીકલ યૂનિયન' એ નામ રાખી ઐક્ય કીધું અને સામું કાથલિક લોકે જર્મનીના તથા બહારના કાથલિક રાજાઓને આગેવાન કરી પોતાનું ઐક્ય બાંધ્યું ને તે 'લીગ' કેહેવાયું. મહારાજા માથીઅસ પ્રથમતો લ્યૂથર પંથીઓને આસરો આપતો પણ તેઓનું સ્વતંત્ર આચરણ પોતાના આસ્ટ્રિયન કુળની (સત્તા વાપરવાની) નીતિથી વિરુદ્ધ હતું તેથી તે પાછળથી સામો થયો. તેણે સગપણસંબંધવાળાં સ્પેન સાથે રાજકીય સ્નેહ બાંધ્યો અને પોતાના સગા (સ્ટિરિયાના ડયૂકને) હંગરી તથ બોહીમીઆનો રાજા ઠેરવ્યો; અહીંના લોકે બલવા ઉઠાવ્યા; જર્મનીના પ્રોટેસ્ટંટોનો મહારાજા ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો ને પછી ફર્ડિનાંડ બીજો મહારાજ પદ બેઠો કે લડાઇ શરૂ થઇ (૧૬૧૯). બોહીમીઅનની તરફથી ઇલેક્ટર પાલેટૈન ફ્રેડરિક એણે વીએના ઉપર ધસારો કીધો પણ તેને બવેરીઆના માક્સિમિલિયને પ્રેગ આગળ હરાવ્યો ને તે હાલંડ નાસી ગયો મહારાજા ફર્ડિનાંડ પ્રેગમાં જઇ પ્રોટેસ્ટંટ ઉપાધ્યાયોને કહાડી મૂક્યા, જેસૂટને પાછા સ્થાપ્યા, ઘણાક અમીરોને પકડી કેટલાકને ફાંસી દીધા ને કેટલાકને

રાજ્ય બહાર કીધા; ૫૦ હજાર પ્રોટેસ્ટંટ કુટુંબો સ્વદેશ છોડી સાક્સની, પ્રુશિયા ને બ્રાંડનબર્ગમાં જઈ વસ્યા; એ રીતે પ્રોટેસ્ટંટ યૂનિયન તૂટયું. પછી કેટલાક પ્રોટેસ્ટંટ જર્મન ભૂપોએ પોતપોતાની તરફથી કાથલિક રાજાઓને લડાઈ આપી પણ તેઓ હાર્યા. કેટલાક નિરાશ થયલા પ્રોટેસ્ટંટ ભૂપોના ઉસકેરવાથી સ્વીડનનો ગસ્ટાવસ આડોલ્ફસ જર્મનીના મહારાજાની સામાં લડાઈ કરવાને જર્મનીમાં ઉતર્યો (જૂન, ૧૬૩૦). ગસ્ટાવસે મુખ્ય મુખ્ય પ્રોટેસ્ટંટ સાથે સંપના કરાર કીધા ને ફ્રાન્સના પ્રધાન રીચીલ્યૂએ ફ્રેંચ લશ્કર મોકલી મદદ કીધી. કેટલાક પ્રોટેસ્ટંટ ભૂપોએ અદેખાઈથી ગસ્ટાવસને પોતાના પ્રદેશમાંથી જવા ન દીધો તેથી તે માગડેબર્ગને મહારાજાના સરદાર ટલીના ઘેરામાંથી છોડવી શક્યો નહીં ને ટલીએ તે શેહેરને જમીનદોસ્ત કરી ઘાતકીપણું કીધું—પાણી, અગ્નિ, તરવારે ૩૦ હજાર લોક મૂઆ હતા. એ ઘાતકીપણાથી પ્રોટેસ્ટંટ ભૂપોએ ગસ્ટાવસને દીલથી મદદ કીધી ને એણે મહારાજાનાં લશ્કરને પૂરે પૂરૂં હરાવ્યું. જર્મનીના કાથલિક નિરાશ થયા, એલ્બ ને રહેન વચ્ચેનો સઘળો પ્રદેશ પ્રોટેસ્ટંટ લશ્કરોએ રોક્યો હતો; બીજે વર્ષે ટલી સ્વીડ સાથે લડતાં પડયો ને ગસ્ટાવસ બવેરીઆમાં ફરી વળ્યો. લટઝન આગળ નવ કલાક જબરી લડાઈ થઈ (૧૬૩૨) તેમાં ગસ્ટાવસે મહારાજાનું લશ્કર પૂરેપૂરૂં હરાવ્યું ને નસાડયું પણ તે પોતે કપાઈ પડયો. પછી પાછી પ્રોટેસ્ટંટોએ લડાઈ ચલાવી; મહારાજાનો પાટવી હંગરીનો રાજા થયલો તેણે સરદારી કરી કેટલીક ફતેહ મેળવી; વળી વીસ હજાર સ્પાનીઅર્ડ જર્મનીમાં મહારાજાની મદદે આવી પહોંચ્યા; સ્વીડ લોકે પુરૂષાર્થ દેખાડયું પણ પ્રોટેસ્ટંટ ભૂપો હાર્યા ને નાઠા. મહારાજાએ હેસ્સીના લાંડગ્રેવ શિવાયે બીજા બધા પ્રોટેસ્ટંટ ભૂપો સાથે સલાહ કીધી (૧૬૩૫) અને તેથી લડાઈનો સઘળો ભાર સ્વીડ તથા ફ્રેંચ એઓના ઉપર પડયો. ૧૬૩૭ માં ફર્ડિનાંડ ત્રીજો મહારાજા થયો તેણે ફ્રેંચ તથા સ્વીડ સામાં લડતાં ઉપરા ઉપરી હાર ખાધી હતી ને પછી ૧૬૪૮ માં વેસ્ટફેલીઆમાં* સલાહના કોલકરાર થયા હતા.

---

* વેસ્ટફેલિયાના સલાહકરાર કહેવાયછે તેમાં કેટલાક કરાર જર્મન ને સ્વીડ એ બે વચ્ચે ઓસનેબર્ગમાં થયા હતા (૬ ઠી આગસ્ટ) ને કેટલાક કરાર જર્મન ને ફ્રેંચ વચ્ચે મન્સ્ટરમાં થયા હતા (૨૫ મી અકટોબર); જર્મનીની વ્યવસ્થા સંબંધી જે ઠરાવો હતા તે ઓસનેબર્ગમાં થયા હતા ને તે આ પ્રમાણે હતા: રોમન (જર્મન) મહારાજ્યનાં અંગભૂત રાજ્યો પોત પોતાનો જૂનો હક રાખી

ઉઠાવ્યા હતા ને કારણ આ બતાવ્યું હતું કે ત્યાંના ભૂપ, જમીદાર, સરદાર ને ધર્મોપાધ્યાય એઓએ જુલમથી તેઓની પાસે કર લેવા માંડ્યા હતા. ૧૫૩૦ માં ઓગ્સબર્ગની સભામાં પ્રોટેસ્ટંટોએ પોતાનાં ધર્મમત પ્રગટ કીધાં પણ તે વિષે ચાર્લસે જણાવ્યું કે મોટી સભા ભરી વિચાર કરવામાં આવશે. પછી ૧૫૪૫ માં વરમ્સમાં સભા મળી તેણે પ્રોટેસ્ટંટોની વિરુદ્ધ ઘણાક ઠરાવ કીધા ને એ ઉપરથી પ્રોટેસ્ટંટ ભૂપો ચાર્લસની સામાં ઉઠ્યા. મૂલહોસેનની લડાઇમાં (૧૫૪૭) પ્રોટેસ્ટંટ ભૂપો હાર્યા, બે ભૂપ કેદ થયા ને સાક્સનીનો પ્રદેશ ચાર્લસે મોરીસને આપ્યો. ૧૫૪૮ માં ઓગ્સબર્ગની સભાએ શિક્ષાપત્રી તૈયાર કરી પણ તેમાં ચાર્લસનો લાભ જણાયો તેથી મોરીસજ સામો થયો. પ્રોટેસ્ટંટોએ ફ્રાંકફોર્ટને (મેન નદી ઉપરનાં) ઘેરો ઘાલ્યો ને ચાર્લસ નરમ પડયો. ૧૫૫૨ માં પાસ્સોમાં કોલકરાર થયા તેથી રાજ્યના મોહિતા ટંટા પત્યા ને પ્રોટેસ્ટંટો વગર હરકતે પોતાનો નવો સંપ્રદાય પાળતા થયા.

ફર્ડિનાંડ પેહેલો ને માક્સિમિલિયન બીજો એઓએ રાજ્યમાં સ્વસ્થતા રાખી; રૂડાલ્ફ બીજાએ તુરક સામાં સકળ જર્મન ભૂપોનું ઐક્ય કરાવવાની ખંત રાખી; પણ ધર્મ વિષયના વાદવિવાદ બહુ વધી ગયા હતા, કેટલાક જણને રાજકીય લાભ પણ હતો, ને મહારાજાની દરબારમાં જેસુટ લોકનું ચલણ વધ્યું હતું, એ ઉપરથી પ્રોટેસ્ટંટો ભય પામ્યા ને એઓએ પોતાના ભૂપોને આગેવાન કરી 'ઇવાંજેલીકલ યૂનિયન' એ નામ રાખી ઐક્ય કીધું અને સામું કાથલિક લોકે જર્મનીના તથા બહારના કાથલિક રાજાઓને આગેવાન કરી પોતાનું ઐક્ય બાંધ્યું ને તે 'લીગ' કેહેવાયું. મહારાજા માથીઅસ પ્રથમતો લ્યૂથર પંથીઓને આસરો આપતો પણ તેઓનું સ્વતંત્ર આચરણ પોતાના આસ્ટ્રિયન કુળની (સત્તા વાપરવાની) નીતિથી વિરુદ્ધ હતું તેથી તે પાછળથી સામો થયો. તેણે સગપણસંબંધવાળાં સ્પેન સાથે રાજકીય સ્નેહ બાંધ્યો અને પોતાના સગા (સ્ટિરિયાના ડયૂકને) હંગરી તથા બોહીમીઆનો રાજા ઠેરવ્યો; અહીંના લોકે બલવા ઉઠાવ્યા; જર્મનીના પ્રોટેસ્ટંટોનો મહારાજા ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો ને પછી ફર્ડિનાંડ બીજો મહારાજ પદ બેઠો કે લડાઇ શરૂ થઇ (૧૬૧૯). બોહીમીઅનની તરફથી ઇલેક્ટર પાલૅટૈન ફ્રેડરિક એણે વીએના ઉપર ધસારો કીધો પણ તેને બવેરીઆના માક્સિમિલિયને પ્રેગ આગળ હરાવ્યો ને તે હાલંડ નાસી ગયો; મહારાજા ફર્ડિનાંડે પ્રેગમાં જઇ પ્રોટેસ્ટંટ ઉપાધ્યાયોને કહાડી મૂક્યા, જેસૂટને પાછા સ્થાપ્યા, ઘણાક અમીરોને પકડી કેટલાકને ફાંસી દીધા ને કેટલાકને

રાજ્ય બહાર કીધા; ૫૦ હજાર પ્રોટેસ્ટંટ કુટુંબો સ્વદેશ છોડી સાક્સની, પ્રુશિયા ને બ્રાંડનબર્ગમાં જઇ વસ્યા; એ રીતે પ્રોટેસ્ટંટ યુનિયન તૂટયું. પછી કેટલાક પ્રોટેસ્ટંટ જર્મન ભૂપોએ પોતપોતાની તરફથી કાથલિક રાજાઓને લડાઈ આપી પણ તેઓ હાર્યા. કેટલાક નિરાશ થયલા પ્રોટેસ્ટંટ ભૂપોના ઉસ્કેરવાથી સ્વીડનનો ગસ્ટાવસ આડોલ્ફસ જર્મનીના મહારાજાની સામાં લડાઈ કરવાને જર્મનીમાં ઉતર્યો (જૂન, ૧૬૩૦). ગસ્ટાવસે મુખ્ય મુખ્ય પ્રોટેસ્ટંટ સાથે સંપના કરાર કીધા ને ફ્રાન્સના પ્રધાન રીચીલ્યૂએ ફ્રેંચ લશ્કર મોકલી મદદ કીધી. કેટલાક પ્રોટેસ્ટંટ ભૂપોએ અદેખાઈથી ગસ્ટાવસને પોતાના પ્રદેશમાંથી જવા ન દીધો તેથી તે માગડેન્બર્ગને મહારાજાના સરદાર ટલીના ઘેરામાંથી છોડવી શક્યો નહીં ને ટલીએ તે શેહેરને જમીનદોસ્ત કરી ઘાતકીપણું કીધું—પાણી, અગ્નિ, તરવારે ૩૦ હજાર લોક મૂઆ હતા. એ ઘાતકીપણાથી પ્રોટેસ્ટંટ ભૂપોએ ગસ્ટાવસને દીલથી મદદ કીધી ને એણે મહારાજાનાં લશ્કરને પૂરે પૂરૂં હરાવ્યું. જર્મનીના કાથલિક નિરાશ થયા, એલ્બ ને રહેન વચ્ચેનો સઘળો પ્રદેશ પ્રોટેસ્ટંટ લશ્કરોએ રોક્યો હતો; બીજે વર્ષે ટલી સ્વીડ સાથે લડતાં પડયો ને ગસ્ટાવસ બવેરીઆમાં ફરી વળ્યો. લટઝન આગળ નવ કલાક જબરી લડાઈ થઈ (૧૬૩૨) તેમાં ગસ્ટાવસે મહારાજાનું લશ્કર પૂરેપૂરૂં હરાવ્યું ને નસાડયું પણ તે પોતે કપાઈ પડયો. પછી પાછી પ્રોટેસ્ટંટોએ લડાઈ ચલાવી; મહારાજાનો પાટવી હંગરીનો રાજા થયલો તેણે સરદારી કરી કેટલીક ફતેહ મેળવી; વળી વીસ હજાર સ્પાનીઅર્ડ જર્મનીમાં મહારાજાની મદદે આવી પહોંચ્યા; સ્વીડ લોકે પુરૂષાર્થ દેખાડયું પણ પ્રોટેસ્ટંટ ભૂપો હાર્યા ને નાઠા. મહારાજાએ હેસ્સીના લાંડગ્રેવ શિવાયે બીજા બધા પ્રોટેસ્ટંટ ભૂપો સાથે સલાહ કીધી (૧૬૩૫) અને તેથી લડાઈનો સઘળો ભાર સ્વીડ તથા ફ્રેંચ એઓના ઉપર પડયો. ૧૬૩૭ માં ફર્ડિનાંડ ત્રીજો મહારાજા થયો તેણે ફ્રેંચ તથા સ્વીડ સામાં લડતાં ઉપરા ઉપરી હાર ખાધી હતી ને પછી ૧૬૪૮ માં વેસ્ટફેલીઆમાં* સલાહના કોલકરાર થયા હતા.

---

* વેસ્ટફેલિયાના સલાહકરાર કહેવાયછે તેમાં કેટલાક કરાર જર્મન ને સ્વીડ એ બે વચ્ચે ઓસનેબર્ગમાં થયા હતા (૧૬ મી આગસ્ટ) ને કેટલાક કરાર જર્મન ને ફ્રેંચ વચ્ચે મન્સ્ટરમાં થયા હતા (૨૫ મી અક્ટોબર); જર્મનીની વ્યવસ્થા સંબંધી જે ઠરાવો હતા તે ઓસનેબર્ગમાં થયા હતા ને તે આ પ્રમાણે હતા: રોમન (જર્મન) મહારાજ્યનાં અંગભૂત રાજ્યો પોત પોતાનો જૂનો હક રાખી

લીઓપોલ્ડ ૧ લા એ મહારાજાની કારકીર્દીમાં (૧૬૫૭–૧૭૦૫) સઘળાં જર્મન રાજ્યોના મુખત્યારોની 'ડાએટ'–મહારાજ્યસભા હંમેશને માટે રહે એવું ઠર્યું ને તે સભાએ રાટીસબોનમાં મળ્યાં કીધું (૧૬૬૩–૧૮૦૫); ૧૬૬૨ માં તુરકો મોરેવીઆમાં આવ્યા હતા તેમને મહારાજાના સરદારે પાછા હાંકી કહાડયા. જેવામાં ફ્રાન્સના લૂઈ ૧૪ માએ જર્મની ઉપર ચઢાઇ કીધેલી તેવામાં તુરક સામાં બીજીવાર લડાઈ ચાલી હતી. મોટા વજીરે બે લાખ લશ્કર સાથે ધસી આવી વીએનાને ઘેરો ઘાલ્યો હતો (૧૬૮૨), વીએનાના લોક બહાદુરીથી પોતાનો બચાવ કરતા હતા ને પછી પોલંડનો રાજા જોન સોબીએસ્કી ને બીજા જર્મન ભૂપ એઓએ આવી તુરકને

---

વંશપરંપરા સ્વતંત્ર રહે; તે રાજ્યો પોતપોતાનાં રક્ષણને માટે માહોમાંહે ને પરદેશીઓ સાથે સંધિકરાર કરવાનો હંમેશને માટે હક ધરાવે પણ તે સંધિકરાર આખાં મહારાજ્ય અથવા મહારાજા એની સામે નહોય તોજ; આખાં મહારાજ્યના હક સંબંધી વિચાર કરવામાં ને મત આપવામાં પ્રત્યેક રાજ્યનો હક છે; વિશેષે કરીને ધારાબાંધવાના અથવા સમજવાના વિષયમાં, બીજાં રાજ્ય સાથે લડાઈ કરવાના વિષયમાં, કરભાર મૂકવાના વિષયમાં, નવું લશ્કર ઉભું કરતાં કોણે કેટલું મોકલવું ને તે ક્યાં ક્યાં લડે ને કીઆ કીઆ કિલ્લાને સાચવે તે વિષયમાં, નવા કિલ્લા બાંધવાના વિષયમાં, સલાહ અથવા સંધિ કરવાના વિષયમાં સઘળાં અંગભૂત રાજ્યો મોટી રાજ્ય સભામાં પોત પોતાનાં મત જણાવે ને પછી ઠરાવો થાય ત્યાંસૂધી ઉપર જણાવ્યાં તેમાંનું કોઈ પણ કામ થઈ શકે નહીં. ઈલેકટર, ભૂપ ને બીજાં રાજ્યો એ સૌએ મહારાજ્ય ને મહારાજા પ્રતિ લીધેલા શપત તોડવા નહીં.

એ ૩૦ વર્ષની લડાઇથી (૧૬૧૯–૧૬૪૮) ઘણી હાનિ થઈ. જર્મનીની બે ભાગ વસ્તી શસ્ત્રરોગદુષ્કાળ વગેરેથી મરણ પામી; શેહેર, કસબા, ગામડાં કેટલાંક ઉજડ થઈ ગયાં ને કેટલાંક તૂટી પડ્યાં, ઘણીક જમીન અણખેડી રહી, કારખાના વેપાર બંધ પડ્યાં, (બાવીસ વર્ષમાં ૧૦ કરોડ રૂપીઆથી વધારેનું નુકસાન સ્થાવર મિલકતનું થયું), સ્વીડ પ્રોટેસ્ટંટોને મદદ કરેલી તેના બદલામાં તેઓને પોણો કરોડ રૂપીઆ આપવા પડ્યા ને તેઓના રાજાને મહારાજ્યમાંનો કેટલોક પ્રદેશ આપવો પડ્યો તથા મહારાજ્ય સભામાં મત આપવાનો હક કરી આપવો પડ્યો, ફ્રાન્સના રાજાને આલસેસનો લાંડગ્રેવ કરવો પડ્યો,–ફ્રેંચ ને સ્વીડ એ બેએ જર્મનોને કાયદા આપી એઓનું માન ઉતાર્યું; તોપણ લાભ આ થયા: મહારાજા ને ભૂપો એઓ વચ્ચે ૭૦૦ વર્ષ થયાં જે વાંધા ચાલતા તે પત્યા ને મહારાજ્યનું વ્યવસ્થિત ઘટ ઐક્ય થયું; કાથલિક, લ્યૂથરન ને કાલવિનિસ્ટ એ ત્રણ ધર્મ સરખે હકે સ્થાપિત થયા,–મહારાજ્ય સભામાં ૨૪ પ્રોટેસ્ટંટ ને ૨૬ કાથલિક બેસતા થયા; અને જર્મનો પોતાનું પ્રૌઢ, શક્તિમંત ને સુઘડ સ્વરૂપ દરસાવવાને ઉદ્યમે વળગ્યા.

હઠાવ્યા હતા; પછી હંગરીમાં લડાઈ ચાલી ત્યાં ઝેંટા આગળ તુરક હાર્યા, અને હંગરી, ટ્રાનસિલ્વેનિયા, સ્લાવોનીઆ એ આસ્ટ્રિયાના કબજામાં આવ્યાં. સ્પેનની ગાદીના વારસને માટે લડાઈઓ ચાલી તેમાં મહારાજાએ મોટો ભાગ લીધો હતો. મહારાજા જોસેફે પણ જોરથી લડાઈ ચલાવી હતી; ને પછી મહારાજા ચાર્લસ છઠાએ ફ્રાન્સ સાથે કોલકરાર કરી લડાઈનો અંત આણ્યો હતો; (૧૭૧૩–૧૪). યૂટ્રેચના કરારથી ડચનાં સરહદનાં ગામો શિવાય સ્પાનિશ નેધરલંડનો પ્રદેશ, મિલાન, નેપલ્સ ને સારડીનીઆ એ મેળવ્યાં હતાં; વળી તુરક સામાં લડાઈ ચાલી તેમાં યૂજીને એવીતો નક્કીની જીત મેળવી (૧૭૧૬–૧૭) કે તેઓને બોસનીઆ, સર્વિયા ને વાલેચીઆનો કેટલોક ભાગ એ આસ્ટ્રિયાને આપી દેવાં પડયાં. યૂટ્રેચના કરારથી જેટલું સ્પેને ખોયું હતું તે અને ઇટલીમાંનો પ્રદેશ તો ખસૂસ એ પાછા મેળવવાને પ્રધાન આલબેરોનીના સમજાવવાથી ફીલિપ પાંચમાએ ફ્રાન્સ પાસે લડાઈ માગી ને તે ઉપથી ઈંગ્લંડ, ફ્રાન્સ, આસ્ટ્રિયા ને હાલંડ એઓ એકસંપે સ્પેનની સામાં થયાં હતાં. મહારાજાને વારસમાં દીકરો નહોતો તેથી તેણે યૂરોપના રાજાઓ પાસે મંજુરી લઈને પોતાના આસ્ટ્રિયાના પ્રદેશની રાજસત્તા પોતાની મોટી દીકરી મરાયા થેરીસાને મળે તેવું વસીઅત કીધું હતું; પણ મહારાજા ૧૭૪૦ માં મરણ પામ્યો કે તેનો આસ્ટ્રિયાનો પ્રદેશ પડાવવાને પ્રુશિયા, બવેરીઆ સાકસની, સ્પેન ને ફ્રાન્સ એઓએ દોડાદોડ કરી કેટલોક પ્રદેશ પોતાના તાબામાં લીધો, ને બવેરીઆનો ઇલેક્ટર તથા બોહીમીઆનો રાજા એને જર્મનીનો મહારાજા (ચાર્લસ ૭ મો) કીધો, (૧૭૪૫); મરાયા થેરીસાએ પોતાના વિશ્વાસુ હંગેરીઅનોની મદદથી દુશ્મનોને આસ્ટ્રિયા તથા બોહીમીઆમાંથી કહાડયા; ઈંગ્લંડના જ્યોર્જ બીજાએ મદદમાં આવી ફ્રેંચને જર્મનીમાંથી કહાડયા, ને પ્રુશિયાના ફ્રેડરિકને સલાહ કરવાનું સમજાવ્યું. આસ્ટ્રિયનોએ બવેરીઆ કબજે કીધું, ને મહારાજા ચાર્લસ ૭ મો નાઠો. તેજ વર્ષમાં ચાર્લસ ૭ મો મૂઓ ને તેના દીકરાને મરાયા થેરીસાનો વારસો કબૂલ રાખવો પડયો; પછી મરાયા થેરીસાના વર (લારેનના) ફ્રાન્સિસને જર્મનીનું મહારાજપદ આપવામાં આવ્યું (૧૭૪૫). ફ્રેડરિકે બોહીમીઆ ઉપર બીજીવાર ચઢાઈ કીધી ને ઉપરાઊપરી ફત્તેહ મેળવી ને ફ્રેંચોએ નેધરલંડમાં આસ્ટ્રિયન સામાં લડાઈ કીધી; પછી ફ્રેડરિક સાથે (૧૭૪૫) ડ્રેસડેનમાં સલાહ કરાર થયા હતા ને એલીઝાબેથે મરાયા થેરીસાની મદદે રૂશિયન લશ્કર મોકલ્યું ત્યારે ફ્રાન્સે પણ તે કરાર એઈલાશાપેલમાં કબૂલ કીધા હતા (૧૭૪૮).

સીલીશીઆ પ્રુશયાને અને પાર્મા તથા પ્લાસેનશિયા એ સ્પેનને આપવામાં આવ્યાં હતાં. ફ્રાન્સિસ ૧ લાની કારકીર્દીમાં (૧૭૪૫-૬૫) અમેરિકાનાં સંસ્થાનો સંબંધી ફ્રાન્સ ઈંગ્લંડને સાત વર્ષ લડાઇ ચાલી હતી તેવામાં આ-સ્ટ્રિયા, રૂશિયા, સાકસની, ફ્રાન્સ એઓએ પ્રુશિયાને તોડવાનો સંપ બાંધ્યો; ઈંગ્લંડના રાજાને હાનોવર બચાવવું હતું તેથી તે અને બ્રંઝવિક તથા હેસ્સી એ પ્રુશિયાની મદદે રહ્યાં. સંપીલાં રાજ્યોની સામાં ફ્રેડરિકનું ચાલ્યું નહીં પણ રૂશિયાની રાણી એલીઝાબેથનાં મરણ પછી (૧૭૬૨) તેણે ઉપરા ઉપરી જીત મેળવી ને પછી ૧૭૬૩ માં વરસેલીસમાં સલાહના કરાર થયા હતા-યૂરોપમાં રાજ્યોની સરહદ જેની તે તેની રહી; સીલીશીઆ પ્રુશિયાનુંજ થયું. જોસેફ બીજાની કારકીર્દીમાં (૧૭૬૫-૯૦) પોલંડની વહેંચણીથી આસ્ટ્રિયાને મોટો પ્રદેશ મળ્યો હતો. ૧૭૮૦ માં મરાયા થેરીસા મરણ પામી; તેણે લડાઇઓથી પરવાર્યા પછી આસ્ટ્રિયામાં ઘણાક સૂધારા દાખલ કીધા હતા; તેના દીકરા જોસેફ મહારાજાએ પણ ધારા સંબંધી ને ધર્મ સંબંધી મોટા મોટા સૂધારા ને તે વળી ઉતાવળથી કરવા માંડયા પણ તેટ-લામાં તે મરણ પામ્યો ને મહારાજા લીઓપોલ્ડની બે વર્ષની કારકીર્દીમાં પોપ સબળ થઈ સઘળા સૂધારાની સામાં થયો. ૧૭૯૨ માં ફ્રાન્સિસ બીજો મહારાજા થયો તે ફ્રાન્સનાં પ્રજાસત્તાક રાજ્યની ધાંધલ તથા લડાઇમાં ગુંથાયો ને પછી જર્મનીનું મહારાજ્ય તૂટયું (૧૮૦૫). ફ્રાન્સિસ બીજો જર્મનીનો મહારાજા ટળ્યો ને તેણે આસ્ટ્રિયાનો મહારાજા ફ્રાન્સિસ પહેલો એવું પોતાને કેહેવડાવ્યું.

૧૮૦૫ માં જર્મનીનું મહારાજ્ય તૂટયું ને રહૈનનું કોનફીડરેશન થયું તે ૧૮૧૩ સૂધી રહ્યું; ૧૮૧૫ ના જૂનની નવમીએ નવેસરથી જર્મન લીગ સ્થાપાયું; ૧૮૪૮ માં ફ્રાન્સનાં રાજ્યમાં ફેરફાર થયો તેની અસર લાગવાથી જર્મનલીગ શીથિલ થયું; કેટલાંક રાજ્યોએ સૂધારા કરવા માંડયા પણ તે આસ્ટ્રિયા તથા પ્રુશિયાએ ચાલવા દીધા નહીં. (૧૮૭૦ માં ફ્રાન્સ પ્રુશિયા વચ્ચે લડાઈ ચાલી તે પ્રસંગે જર્મનરાજ્યોનું ઐક્ય પાછું સબળ થયું જણાયું છે).

જર્મનીનું ક્ષેત્રફળ અઢીલાખ ચોરસ મૈલછે ને તેમાં ૭૬ હજાર પ્રદેશ આસ્ટ્રિયાનો, ૭૧ હજાર પ્રુશિયાનો, ૩૧ હજાર બવેરીઆનો, ૧૫ હજાર હાનોવરનો, ૭ા હજાર વર્ટમ્બર્ગનો, ૬ હજાર સાક્સનીનો ને બાકીનો થોડા થોડો બીજાં રાજ્યોનો છે. વસ્તી ૪ા કરોડ છે; લોક ૪ ભાગ ટયુટોનિક ને એક ભાગ સ્લાવોનિક છે; કાથલિકની સંખ્યા ૨ા કરોડથી વધારે છે ને બાકીના પ્રોટેસ્ટંટ છે. 'ડાએટ'-મહારાજ્યસભા ફ્રાંકફોર્ટમાં મળેછે

ને તેઉપરથી તે જર્મનીની રાજધાની કેહેવાય છે. એ મહારાજ્યસભામાં આસ્ટ્રિયા, પ્રુશિયા, બવેરીઆ, સાક્સની, હાનોવર, વર્ટેમ્બર્ગ, બેડન, હેસ્સીનો ઈલેક્ટરેટ, હેસ્સીની મોટી ડચી, હોલ્સ્ટેન ને લક્સમ્બર્ગ એ એકેકાં રાજ્યનું એકેકું મત ને બાકીનાં તેવીસ રાજ્યોનાં (ચાર સ્વતંત્ર નગર સાથે) છ મત મળીને ૧૭ મત ગણાયછે; લડાઈ કરવી, સલાહ કરવી, મૂળ સ્થાપેલા ધારાઓમાં ફેરફાર કરવો, એવાં મોટાં કામને માટે મોટી મહારાજ્યસભા મળેછે ને તેમાં ઉપર કેહેલાં ૧૧ રાજ્યોનાં ચાર ચાર પ્રમાણે ને બીજાંઓનાં (કોઈનાં ત્રણ ત્રણ, કોઇનાં બબે, કોઇનું એકેક) મળીને ૭૦ મત ગણાવામાં આવેછે. દરેક રાજ્ય પોતાની માંહેની વ્યવસ્થા પોતેજ કરેછે. લશ્કર પાંચ લાખ છે; લશ્કરી વાહાણનો કાફલો નથી; દરેક રાજ્ય વસ્તીના પ્રમાણમાં સેંકડે એકજણ એ પ્રમાણે લશ્કર પૂરું પાડેછે. લોક સારી પેઠે કેળવણી લેછે-૨૩ યૂનીવર્સિટીછે; તત્વશાસ્ત્ર, ઈશ્વરજ્ઞાન, પ્રાચીન સમૃદ્ધિનો શોધ, શબ્દશાસ્ત્ર ને રસશાસ્ત્ર એમાં કેટલાક જર્મનો બીજાં રાજ્યના પંડિતો કરતાં શ્રેષ્ઠ થયાછે.



## પ્રુશિયા.

બ્રાંડનબર્ગના મોટા ઇલેક્ટર ફ્રેડરિક વિલિયમે નાસરણે આવેલા ઉદ્યમી હ્યુગેનોટને પોતાના પ્રદેશમાં વસાવી ખેતી તથા કારખાનાનો વધારો કીધો હતો; તે ૧૬૮૮ માં મૂઆ પછી તેના દીકરા ફ્રેડરિકે મહારાજા લીઓપોલ્ડની આજ્ઞાથી રાજપદ ધારણ કીધું ને યૂરોપનાં રાજ્યોમાં પ્રુશિયાનું પણ એક રાજ્ય ગણાતું થયું (૧૭૦૧). તેનો દીકરો ફ્રેડરિક વિલિયમ ૧ લો ને એનો દીકરો ફ્રેડરિક બીજો (૧૭૪૦-૧૭૮૬) એણે આસ્ટ્રિયા પાસેથી સીલીશીઆ પડાવ્યું ને ૧૭૭૨ માં પોલંડનો કેટલોક પ્રદેશ પોતાનાં રાજ્યમાં વધાર્યો. ૧૭૯૩-૯૫ માં વળી પોલંડનો કેટલોક પ્રદેશ પ્રુશિયા સાથે જોડાયો; ૧૮૦૬માં પ્રુશિયનો ફ્રાન્સ સાથે ચાલેલી લડાઈમાં હાર્યા ને તેઓએ અડધું રાજ ખોયું; પણ ૧૮૧૩ માં પરાક્રમ કરી ગએલું રાજ્ય પાછું મેળવ્યું-પોલંડમાં ગુમાવેલા પ્રદેશને બદલે અડધું સાકસની ને રહૈનના ડાબા કાંઠા ઉપરના કેટલાક પ્રાંત એ મેળવ્યા. ૧૮૪૭ માં રાજાએ આખા રાજ્યનું પ્રતિનિધિપણું કરનારી એવી એક રાજ્યસભા સ્થાપી ને લોકને કેટલાક રાજકીય હક આપ્યા; એ સભાની એક બેઠક થઈ ને પછી રાજા

પ્રજા વચ્ચે ઝગડા મચ્યા ને ૧૮૫૦ ના ફેબ્રુવારીની છઠીએ રાજા, પ્રધાનો ને ધારા બાંધનારા ગૃહસ્થો એઓએ નવી વ્યવસ્થા પ્રમાણે વર્ત્તવાના સોગન લીધા. પછી પ્રુશિયાએ આસ્ટ્રિયાનું બળ તોડી પોતાનું વધારવાને તજવીજો કરવા માડી. રૂશિયા તથા તુર્કસ્તાનની ૧૮૫૬ ની લડાઈમાં પડવાની પ્રુશિયાએ આનાકાની કીધી. ૧૮૬૬ માં પ્રુશિયાયે આસ્ટ્રિયાને હરાવ્યું ને ૧૮૭૦ માં ફ્રાન્સને બહુ ભારે હાર ખવાડી; એ જીતથી જર્મન ભૂપોએ પ્રુશિયાના રાજાને જર્મનીનો મહારાજા માન્યોછે.

એ રાજ્યનો વિસ્તાર ૧ લાખ ૮ હજાર ચોરસ મૈલ છે; વસ્તી ૧ કરોડ ૮૫ લાખ ને તેમાં ૧ કરોડ ૪૦ લાખ જર્મન પ્રાંતોની છે. લોક જર્મન પ્રાંતોમાં ટ્યૂટોનિક અને પ્રુશિયા પ્રાપરમાં તથા પોસનમાં સ્લાવોનિક છે પણ ઘણું કરીને સૌજ જર્મન ભાષા બોલેછે. ત્રણ ભાગ પ્રોટેસ્ટંટ ને બે ભાગ કાથલિક છે. કેળવણી ઘણીજ વધારે છે; ૬ યુનીવર્સિટી છે. લશ્કર જાથુનું બે લાખ છે પણ તે લડાઈની વખતે ૩॥ લાખનું થાય ને કિલ્લા સાચવનારૂં તથા લડાઈમાં પછવાડેથી મોકલવાનું, એ લશ્કરો તે જૂદાં; એક લશ્કર એવું છે કે જેમાં ૨૦ થી તે ૩૨ વર્ષની ઊંમરનાં માણસો દરવર્ષે ૬૦ હજાર નવાં દાખલ થાયછે ને તે ત્રણવર્ષ સૂધી લાગલાગટ નોકરી કરેછે; થોડાક શિવાએ દરેક જણ હથિયાર વાપરી જાણવાની કેળવણી લેછે; થોડાંક લશ્કરી વહાણોછે. નવ વર્ષ ઉપર વસૂલ જમા ૨૦ કરોડ ને કરજ ૪૦ કરોડનું હતું. રાજા ને બે સભા મળીને રાજકારભાર ચલાવેછે; પણ રાજા પોતાનો મમત પાર પાડેછે.



## આસ્ટ્રિયા.

એ મહારાજ્યનો પ્રદેશ ૨ લાખ ૩૦ હજાર ચોરસમૈલ છે (જર્મનીમાં જે તેનો પ્રદેશછે તે સાથે) ને વસ્તી ૩॥ કરોડ છે; લોક સ્લાવોનિક (૧॥ કરોડ), જર્મન, ફિનિશ ને ગ્રીકલાટિન છે; કાથલિક બે કરોડ ૭૦ લાખ, ગ્રીકખ્રિસ્તી ૩૫ લાખ, પ્રોટેસ્ટંટ ૩૦ લાખ, યાહુદી ૧૦ લાખ, એ પ્રમાણે છે. રાજધાની વીએનાની વસ્તી ૫ લાખછે. લોકમાં કેળવણી ઠીક છે; આઠ યૂનીવર્સિટી છે. લશ્કર જાથુનું ૨॥ લાખ છે; લશ્કરી વહાણો થોડાં છે. વસૂલજમા ૪૦ કરોડ રૂપીઆ ને કરજ ૨ અબજ ૭૦ કરોડ છે. પ્રાંતોની રાજમંડળી ૧૮ ને એક રાજ્યસભા છે, ને એ

રાજસભામાં પાછી બે સભાઓ છે—સરદાર સભામાં રાજકુટુંબમાંના કેટલાક આર્ચડયૂક, ઊંચી પદવીના કામદાર તથા ઉપાધ્યાયો, વંશપરંપરાના સરદારો અને દીવાની કે લશ્કરી ખાતાંમાં પ્રખ્યાત થયલા પુરુષો (મરે ત્યાં સૂધી) હોયછે ને લોકસભાનાં જનોને પ્રાંતોની સભાઓ છછ વર્ષે પસંદ કરેછે. એ મહારાજ્યનો પેહેલો મહારાજા ફ્રાન્સિસ એણે ૧૮૦૫ થી તે ૧૮૩૫ સૂધી રાજ્ય કીધું હતું. ૧૮૪૮ માં આસ્ટ્રિયાની પ્રજાએ રાજકીય હકને માટે મોટા બળવા ઉઠાવ્યા હતા પણ પછી પાછી રાજ્યમાં સમાધાની આવી હતી. ૧૮૫૬ ની રૂશિયાની લડાઈમાં આસ્ટ્રિયા સામેલ થયું નહોતું. ૧૮૫૯ માં સારડીનીઆએ ફ્રેંચની મદદથી લડાઈ કીધી તેથી આસ્ટ્રિયનોને લોમ્બર્ડી પ્રાંત આપી દેવો પડયો; માત્ર વેનીસનો પ્રાંત તેઓનો રહ્યો હતો તે આસ્ટ્રિયાએ ૧૮૬૬ માં પ્રુશિયાથી હારપામી ખોયો.



## સ્પેન.

સ્પેનના ફીલિપ બીજાના વખતમાં યૂરોપમાં ચાર મોટાં રાજ્ય હતાં. સ્પેનનું તે નવી દુનિયાંની દોલત વડે ને રાજાની બુદ્ધિવડે બળવાન હતું; ફ્રાન્સનું તે પોતાના લોકનાં શૌર્ય વડે ને દેશની પ્રકૃતસ્થિતિ વડે બળવાન હતું; જર્મનીનું રાજ્ય પોતાના ભૂપોની બુદ્ધિ શક્તિ વડે બળવાન હતું (જો કે ભૂપો એકમેકની અદેખાઈ કરતા તોપણ દેશનાં સામાન્ય રક્ષણને અર્થે એકસંપી હતા); અને ઈંગ્લંડનું રાજ એલિઝાબેથ તથા તેના પ્રધાનોની બુદ્ધિ તથા વિવેક વડે બળવાન હતું; ચારેમાં ફીલિપ બહાર પડતો હતો. તે એકલપેટો, ધુંધવાતો, કરડો ને જાલમ હતો પણ તેનામાં રાજકીય ચપળતા, રાજકાજ ચલાવવે અથાક શ્રમ ને પોતાનાં રાજ્ય ઉપર આવી પડવાનાં સંકટને નિવારવાની (પડોસીઓમાં કુસંપ તૂટ વધે તેમ કરી) પૂર્ણ શક્તિ એ હતાં. તે સ્પેનનો, મીલાનનો, બે સીસિલીનો ને બધાં નેધરલંડ્સનો રાજા હતો; તેના બાપ ચાર્લ્સ પાંચમાની વખતનું ઘણુંજ સારૂં કવાયતી લશ્કર તેની પાસે હતું; અને તે રાણી મેરી સાથે પરણ્યો હતો તેથી ઈંગ્લંડનું સંધું લશ્કર (તેના રાજની શરૂઆતમાં) તેનાં હવાલામાં હતું. એ મહાસત્તા જોઈ પોપ પાઉલ અદેખો થયો ને તેણે ફ્રેંચ લોક જેઓને ઇટલીમાં પોતાની સત્તા સ્થાપવાનો વંશપરંપરાનો જોસ્સો હતો તેઓને ઉસકેર્યા. મીલાન તથા સીસિલી એને માટે ફ્રાન્સ ને સ્પેન વચ્ચે

લડાઈઓ ચાલી; સ્પાનીઅર્ડોએ ફ્લાંડર્સમાં ફ્રેંચ ઉપર હુમલો કીધો; ફીલિપે ૮ હજાર અંગ્રેજોની મદદથી પીકાર્ડીમાં સેંટ ક્વેંટિન આગળ ફ્રેંચને હરાવ્યા ને પછી તે શેહેર લીધું; ફીલિપ પોતાની મેળવેલી જીત નક્કી કરવાને સલાહકરાર કરવામાં પડયો હતો તેવામાં ગ્યૈઝનો ડયૂક જેને ફ્રાન્સના રાજા હેનરી બીજાએ પોતાનાં રાજ્યનાં તમામ લશ્કરનો સરદાર બનાવ્યો હતો તેણે લડાઈ ચલાવી કાલિસ શેહેર લીધું ને અંગ્રેજોને હાંકી કહાડયા; પણ વળી ફીલિપનાં લશ્કરે ગ્રાવેલીનીસની પાસે એક લડાઈ જીતી ને પછી ૧૫૫૯માં ફ્રાન્સસ્પેનને સલાહ થઈ—ફ્રેંચલોકે નેધરલંડ્સમાંનાં ને ઇટલીમાંનાં મળીને કિલ્લા વાળાં ૮૯ શેહેર ફીલિપને આપ્યાં; હેનરીને ઈંગ્લંડની એલિઝાબેથ સાથે પણ સલાહ કરવી પડી જેમાં તેણે આઠ વર્ષમાં કાલિસ પાછું આપવાનું અથવા તેના બદલામાં પાંચ લાખ ક્રૌન આપવાનું કબૂલ કીધું. (પણ તે શેહેર કે નાણું ફરીથી કદી પાછું આપવામાં આવ્યુંજ નથી). સ્પેનનો ફીલિપ ફ્રાન્સના હેનરી બીજાની દીકરી એલિઝાબેથ સાથે પરણી બે રાજ્યની સલાહને પાકી કરી સ્પેન આવ્યો; પછી તેણે રોમન કાથલિક ધર્મ શિવાએ બીજો કોઈ ધર્મ કે પંથ પોતાનાં રાજ્યમાં ન રેહ તેવો ઠરાવ કીધો ને તેવા પાખંડીઓ કોણ છે તેને બાળી દેહાંત કરવાને ઈંકવીજીશન કોરટને સત્તા આપી ને એ રીતે હજારો પ્રોટેસ્ટંટ ભુંડી યાતનાએ મૂઆ; પીડમોંટમાં જે પ્રોટેસ્ટંટ હતા તે સૌને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા ને કલાબ્રિયામાં જે હતા તેમાંના કેટલાકને ફાંસી દેવામાં આવી ને કેટલાકને જીવતા બાળી મૂકવામાં આવ્યા. એ સંધાં ઘાતકીપણાનું પરિણામ જે તે આગળથી જોઈ શક્યો નહીં તે આ હતું કે તેણે ત્રીજા ભાગ જેટલો પ્રદેશ ખોયો. નેધરલંડ્સમાં કાલ્વિન તથા લ્યૂથર પંથ વધ્યા જતા તેથી ફીલિપે ત્યાં ઈંક્વિઝિશન બેસાડવાની ગોઠવણ કીધી; અને ત્યાંના લોક પોતાની સત્તાને પૂરા તાબે થઈ રેહે તેને સારૂ તેણે પ્રાંતોના જૂના ધારા રદ કરી પોતાની તરફના નવા આપવાનું નક્કી કીધું. એ વાતની ખબર પડી કે લોક ચોંક્યા ને પ્રાંત પ્રાંતના મુખ્ય મુખ્ય સરદારોએ વિચાર કરી રાજાને સમજાવવાને પોતાનામાંના બે જણને માદ્રીડ મોકલ્યા; પણ રાજાએ લોકના ગભરાટને બંડ માની તે બેસાડવાને આલ્વાના ડયૂકને મોકલ્યો. ઓરેંજનો ભૂપ વિલિયમ જેણે કેટલાક સરદારોને, પોતાના મિત્રોને, કૌંટ એગમંટને તથા કૌંટ હારનને ને બીજા અઢાર ગૃહસ્થને બ્રુસલ્સની ઈંક્વિઝિશનના ઠરાવથી શિરચ્છેદ પામેલા જોયા હતા ને જેને પોતાને પણ દેહાંત થવાની ટીપ મળી હતી તેણે પોતાના દેશના લોકને નિર્દય રાજાની આણમાંથી

મુક્ત કરવાની પ્રતિજ્ઞા કીધી. તેની ખાતરી હતી કે ઘણાક લોક માત્ર ભયથી સ્પેનની તાબેદારી રાખી રહ્યાછે ને જ્યારે તેઓ જોશે કે હવે દેશી લશ્કરની જીત થવા માંડી ત્યારે તેઓનું ભય બીલકુલ જતું રેહેશે; તેણે લશ્કર ઊભું કરવા માડ્યું. થોડી મુદતમાં તેણે હાલંડમાં તથા ઝીલંડમાં કેટલાક કિલ્લા લીધા કે તરતજ પ્રગણાંનાં લોકોએ તેને એકત્ર પ્રગણાંનો સ્ટાટહોલ્ડર માન્યો. તેણે નિડરપણે ફીલિપને જણાવ્યું કે રોમનો ધર્મ આ પ્રગણાંઓમાંથી હંમેશાને માટે કહાડી નાખવો જોઇએ. ફીલિપના નવાબે હઆરલમને ઘેરો ઘાલી તે શેહેર તાબે કીધું ને બધા માજીસ્ટ્રેટ, બધા પ્રોટેસ્ટંટ ઉપદેશક ને પંદરસે નગરજન એઓને ફાંસી દીધી. બીજા નવાબે પણ તેવુંજ ઘાતકીપણું કીધું. સ્પાનીઅર્ડોએ લેડનને ઘેરો ઘાલ્યો પણ ઓરેંજના ભૂપે અંતે ટકાવ રાખ્યો; ડચલોકે બંધ ઉપાડી લીધા તેથી દરીઆનું પાણી ધસ્યું આવ્યું, અને સ્પાનીઅર્ડોએ ઘેરો કાયમ રાખી પાણી દૂર કરવાની ખંતથી તજવીજ કીધી; અંતે ડચના મારથી સ્પાનીઅર્ડ પાછા ફર્યા; સત્તર પ્રગણાંમાંના દશ ઓરેંજના ભૂપની સત્તાની અદેખાઇથી સંપમાંથી આઘાં થયાં અને માત્ર સાતે પોતાનું સ્વાધીનપણું જાહેર કીધું. ફીલિપે પોતાનો ભાઇ ડાન જોન (આસ્ટ્રિયાનો) જેણે લીપાંટો આગળ તુરક ઉપર મોટી જીત મેળવી હતી તેને સ્વતંત્ર થયલાં પ્રગણાં પાછાં જીતી લેવાને મોકલ્યો પણ તે ફાવ્યો નહીં. પછી ઓરેંજના ભૂપે યૂટ્રેચમાં સભા ભરી હાલંડનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું, ૨૩મી જાનેવારી, ૧૫૭૯. ફીલિપે ઓરેંજના ભૂપનાં માથાંને માટે ૨૫ હજાર ક્રાનનું ઇનામ જાહેર કીધું ને તેને એક જણે મારી નાખ્યો. ડચલોકે ઓરેંજના ભૂપના દીકરાને સ્ટાટહોલ્ડર ઠેરવ્યો ને એ જુવાને ફીલિપના નવાબને–પારમાના ડ્યૂકને લડાઇઓ આપી પણ આંટવર્પ ખોયું; ઇંગ્લંડની રાણીએ ચાર હજાર લશ્કર મદદે મોકલ્યું ને એ અડી વેળાની મદદથી ને પોતાનાં શૌર્ય તથા સાધનબળે ડચલોકે પ્રાચીનકાળના સ્પાર્ટનોની પેઠે પોતાનું સ્વાધીનપણું જાળવી રાખ્યું. (તે વખતના ડચ રેહેણીમાં સાદા ને જરૂર જેટલોજ ખરચ કરનારા હતા). ફીલિપે નેધરલંડ્સમાંનો પ્રદેશ ગુમાવ્યો પણ તેણે પોર્ટુગલના રાજાનાં મરણ પછી ત્યાંનાં રાજ્યનો દાવો કીધો ને બીજા ઉમેદવારોને સપડાવી પોર્ટુગલનું તાજ પોતે પેહેર્યું. ઈંગ્લંડની એલીઝાબેથે ડચને મદદ કરી હતી ને તેનાં વહાણના કાફલાના ડ્રેક નામના આડમીરલે અમેરીકામાં સ્પેનનાં કેટલાંક સંસ્થાનો લૂટી લીધાં હતાં તેઉપરથી ફીલિપે લશ્કરી વહાણનો મોટો કાફલો ઈંગ્લંડ ઉપર મોકલ્યો પણ તે સાહસમાં તેણે ભારે ખતા ખાધી હતી. ફીલિપ જેના

સરખો શ્રીમંત રાજા કોઇ નહીં તેને નાણાંને માટે એક ઘરથી બીજે ઘેર ભટકવું પડયું હતું ને તે ૧૫૯૮ માં મરણ પામ્યો ત્યારે તેને ૬૮ કરોડ ૮૮ લાખ ૭૫ હજાર રૂપીઆનું દેવું હતું. ફીલિપ ત્રીજાએ પોતાની મુસલમાન પ્રજાને ત્રીસ દાહાડાની અંદર સ્પેન છોડી જતા રેહેવાનો હુકમ કીધો ને સામા થયા તેને હરાવી કહાડયા. ફીલિપ ચોથાની કારકીર્દીમાં (૧૬૨૧-૧૬૬૫) કાટેલાનીઅનોએ બલવો ઊઠાવ્યો; પોર્ટુગલ સ્પેનથી છૂટું પડયું; અંગ્રેજોએ જમેકા ને ડંકર્ક એ લીધાં; ફ્રેંચોએ રોકોઇનાં મેદાનમાં સ્પેનનાં પાયદળને વહાડી નાખ્યું ને રૂસીલોન વગેરે પ્રદેશ મૂકાવ્યો; ઇટલીમાં ને નેધરલંડમાં ઉપરા ઉપરી હાર થઇ ને ડચનું સ્વાધીન પણું સ્પેનને કબૂલ રાખવું પડયું.

ચાર્લસ બીજો જેણે ૧૭૦૦ સૂધી રાજ્ય કીધું તેને છોકરું નહોતું; ફ્રાન્સનો લૂઇ ૧૪ મો, તેનો પાટવી, જર્મનીનો મહારાજા લીઓપોલ્ડ ને બવેરીઆનો ભૂપ એ વારસ હતા; તેમાં લૂઇ ૧૪ મો ને લીઓપોલ્ડ એ સરખા હકદાર હતા. લૂઇ ને લીઓપોલ્ડ બંનેએ છૂપી રીતે પોત પોતાની તરફથી માદ્રિડમાં ખટપટ ચલાવી; સ્પેનના લોક લૂઇને માટે ને રાણી તથા તેની તરફનાં લીઓપોલ્ડને માટે રાજી હતા. ૧૬૯૮ માં ફ્રાન્સ, ઈંગ્લંડ ને હાલંડ એઓએ છૂપા કોલકરાર કીધા તેમાં લખ્યું કે સ્પેન, અમેરિકા ને નેધરલંડ્સ એ બવેરીઆને આપવાં; નેપલ્સ, સીસીલી ને ઇટલી તથા સ્પેનમાંનો કેટલોક પ્રદેશ લૂઇના પાટવીને આપવો; ને મીલાનની ડચી મહારાજાના બીજા દીકરા ચાર્લસને આપવી. એ વેહેંચણ કરાર સ્પેનના રાજાનાં જાણ્યામાં આવ્યા કે તેણે ક્રોધે ભરાઈ બવેરીઆના ભૂપને વારસ ઠેરવ્યો પણ એ એકાએક મરણ પામ્યો એટલે ફ્રાન્સ, ઈંગ્લંડ ને હાલંડ એ ત્રણે વળી બીજીવાર, વેહેંચણના છૂપા કરાર કીધા—બવેરીઆનો ભૂપનો ભાગ આર્ચડયૂક ચાર્લસને, મીલાન તે લોરેનના ડ્યૂકને ને એ ડયૂકનો પ્રદેશ તે ફ્રાન્સના પાટવીને માટે ઠેરવ્યો; (ઈંગ્લંડ ને હાલંડ એ બેએ સ્પેન તથા ફ્રાન્સ જોડાઇ ન જાય તેવી તદબીર ચલાવી હતી). જર્મનીના મહારાજાએ તે વેહેંચણી રદ કીધી; સ્પેનના રાજાએ આર્ચડયૂકને વારસ કીધો; સ્પેનના ઉમરાવ તથા પાદરીઓ, લૂઈ અથવા તેના પાટવીને ઇચ્છતા; પોપે જર્મનીના મહારાજાની સત્તા ઉપર અંકોશ થવાને ફ્રાન્સના રાજવંશને પસંદ કીધો; સ્પેનના રાજાએ છૂપી રીતે નવું વસીઅત કીધું ને ફ્રાન્સના પાટવીના બીજા દીકરા આંજુના ડયૂકને વારસ કીધો; ચાર્લસ મરણ પામ્યો; લૂઇએ આનાકાની કરી પણ પછી વસીઅત કબૂલ રાખ્યું ને આંજુનો ડયૂક ફી-

લિપ પાંચમાને નામે સ્પેનનો રાજા થયો (૧૭૦૦); અને ઈંગ્લંડ ને હાલંડ એઓને તે માનવો પ્રાપ્ત થયો. લીઓપોલ્ડે તેને માન્ય રાખ્યો નહીં ને મીલાન ઉપર દાવો કરી ઇટલીમાં લશ્કર મોકલ્યું ને જીત મેળવી; અંગ્રેજ તથા ડચ એઓએ થોડીકવાર ફ્રાન્સ સાથે ભાંજગડ ચલાવ્યા પછી લીઓપોલ્ડની તરફના થવાનો નિશ્ચય કીધો; ને પછી જર્મની ઈંગ્લંડ ને હાલંડ એ વચ્ચે કોલકરાર થઇને લડાઇઓ ચાલી (૧૭૦૨) તેની સમાપ્તિ ૧૭૧૪ માં થઈ હતી. સ્પેનના રાજાએ આલબેરોનીના સમજાવા ઉપરથી યૂટ્રેચના કરાર રદ કરી ફ્રાન્સ તે સ્પેનના રાજ્યમાં ગણાય તેવું સાહસ ચલાવ્યું હતું; લૂઈ ૧૬ મો મરણ પામ્યો કે ફ્રાન્સમાં કેટલાક જણે ઓરલીઅન કુળને ખસેડી સ્પેનના રાજાને ફ્રાન્સનો રીજેંટ કરવાની તજવીજ ચલાવી, લશ્કર મોકલી ત્રણ મહિનામાં સારડીનીઆ જીતી લીધું ને સ્ટુવર્ટની તરફથી ઈંગ્લંડ ઉપર ચઢાઇ કરવાની તૈયારી કીધી પણ ૧૭૧૮ માં આસ્ટ્રિયા, ફ્રાન્સ, ઈંગ્લંડ ને હાલંડ એઓએ એકસંપી કરાર કીધા તેથી તેઓનાં શ્રમ વ્યર્થ થયો ને આલબેરોનીને સ્પેન છોડવું પડયું. સ્પેને ૧૭૩૩ માં ને ૧૭૪૦ માં આસ્ટ્રિયા સાથે લડાઈ કીધી હતી. ફ્રાન્સ ને ઈંગ્લંડ વચ્ચે સાતવર્ષની લડાઈ ચાલી તેમાં પછવાડેથી સ્પેન ફ્રાન્સની તરફનું થયું હતું (૧૭૬૧) ને પછી તેણે કેટલાક પ્રદેશ ખોયો હતો. સ્પેનના રાજા ચાર્લસ ૪ થાએ પોર્ટુગલને સાથે રાખી રૂસીલાન ઉપર હુમલો કીધો પણ ૧૭૯૪ માં ફ્રેંચોએ કાટેલોનિયામાં દાખલ થઈ મરજી મુજબ કરાર કરાવી લીધા. પછી ઈંગ્લંડ સાથે લડાઈ ચાલી તેમાં સ્પેને કેટલુંક ખોયું ને પછી તે રાજ્ય ફ્રેંચ રાજ્યનું આશ્રિત હોય તેવું બની રહ્યું. ૧૮૦૮ ના જૂનમાં નેપોલીઅને પોતાના ભાઇ જોસેફને સ્પેનનો રાજા કીધો; સ્પેનના લોકે બ્રિટનની મદદે ફ્રેંચ સામાં લડાઇઓ કસ્યાં કીધી ને વૅલિંગટનની વિક્ટોરિયાની જીતથી ફ્રેંચો સ્પેનમાંથી છેલ્લા નિકળ્યા (૧૮૧૩). ફર્ડિનાંડ ૪ થાએ ૧૮૩૩ સૂધી ને પછી ઇસાબેલાએ રાજ કીધું. પછી સ્પેનનું રાજ્ય પ્રજા સત્તાક થયું ને તે કારલિસ્ટ બલવાખોરો સાથે લડયું; હાલ પાછી રાજગાદી મંડાઇછે.

સ્પેનદેશનો વિસ્તાર ૧૭૯૦૦૦ ચોરસમૈલ છે. જાત ગ્રીકલાટિન ને ભાષા લાટિનમાંથી નીકળેલી છે; વસ્તી ૧ કરોડ ૬૦ લાખ છે. (૫૦ હજાર મૂર હજી દક્ષિણમાં છે); રાજ્યની વસૂલજમા ૨૦ કરોડ રૂપીઆની ને તેનું કરજ ૧ અબજ પચાસ કરોડ છે; લશ્કર એક લાખ છે; માદ્રિડમાં બે લાખ એંસી હજારની વસ્તી છે; કેળવણી ઓછી છે; ધર્મ રોમન કાથોલિક છે, બીજો નહીંજ.

## ફ્રાન્સ.

ફ્રાન્સિસ પેહેલો (૧૫૧૫–૧૫૪૭) એણે જર્મનીના ચાર્લસ પાંચમા સાથે લડાઈઓ કીધી ને પોતાની પ્રોટેસ્ટંટ પ્રજા ઉપર જુલમ કીધો–પ્રોવેન્સમાં હ્યૂગેનોટ ખ્રિસ્તીઓનાં બાવીસ કસબા ગામ બાળી નખાવ્યાં ને ત્યાંના રેહેવાસીઓની કતલ કરાવી. હેનરી બીજો, ફ્રાન્સિસ બીજો, ચાર્લસ નવમો ને હેનરી ત્રીજો એઓનાં રાજ્યમાં પ્રોટેસ્ટંટો ઉપર અતિશય નિર્દયપણું વપરાયું. લોરેનના ભૂપ–ગ્યૈઝ કુળના પુરૂષો રાજ્યમાં કર્તાહર્તા થઈ પડયા હતા; હેનરી બીજાનાં રાજ્યમાં તેઓએ તેના પાટવી ફ્રાન્સિસને સ્કાટની રાણી મેરી સાથે પરણાવ્યો હતો–મેરીની મા તે ગ્યૈઝના ડયૂકની એક દીકરી હતી; તેઓ કાથલિક ધર્મ પાળતા હતા; ફ્રાન્સના રાજાના પાસેના સગામાં નવારનો રાજા ને તેનો ભાઈ કોંડેનો ભૂપ એ હતા ને તેઓ પ્રોટેસ્ટંટ લોકના પક્ષમાં હતા. સત્તાનો લોભ ને ધર્મનો મમત એ બેથી ફ્રાન્સમાં માહોમાહે ટંટા ચાલ્યાઃ હ્યૂગેનોટે કોંડેને આગેવાન કરી બલવો ઉઠાવ્યો પણ ગ્યૈઝના ડયૂકે તે બેસાડયો ને કોંડેના ભૂપને શિરચ્છેદ પામવાની ટીપ મળી; પણ ફ્રાન્સિસ બીજો મૂઓ ને રાજ્યમાં ગરબડો ચાલી તેથી તે બચી ગયો; ચાર્લસ નવમો દશ વર્ષનો હતો તેથી તેની મા કારભાર કરતી ને તે ગ્યૈઝ તથા કોંડે એ બંનેથી ડરતી માટે તેણે બંનેનું મન મનાવવાની તજવીજ કીધી પણ તેમાં કંઈ વળ્યુ નહીં ને ઉલટી લડાઈઓ ચાલી; પહેલી લડાઇમાં (૧૫૬૨) રાજાનાં લશ્કરનો સરદાર મોંટ મોરેન્સી ને કોંન્ડેનો ભૂપ એ બે પકડાઇ કેદી થયા ને એ જીત પછી ગ્યૈઝે ઓરલીઅન્સને ઘેરો ઘાલેલો ત્યાં તે એક ખૂનીને હાથે કપાઈ પડયો; પછી કોંડે ને રાજા એ બેને સલાહ થઇ પણ પ્રાંતોમાં આડમિરલ કોલિગની હજી પ્રોટેસ્ટંટ લશ્કરોની સરદારી કરતો હતોજ; રાજાએ ૧૪ વર્ષની વયે રાજકાજ પોતાને હાથ લીધું એટલે કોંડે એણે જેમ ફ્રાન્સિસને ગ્યૈઝની સલાહથી દૂર કરવાની તજવીજ કીધી હતી તેમ ચાર્લસને પણ મોંટ મોરેન્સીની સલાહથી આઘો રાખવાની ખટપટ કીધી ને તેથી બીજી લડાઇ થઇ (૧૫૬૭)–કોંડે ને કોલિગની એ બેએ સેંટ ડેનિસ આગળ મોંટ મોરેન્સીને લડાઇ આપી જેમાં કાથલિક હાર્યા ને મોંટ મોરેન્સી કપાઇ પડયો; પ્રોટેસ્ટંટોને પાલાટીનેટમાંથી દશ હજાર જર્મનોની મદદ મળી પણ કાથલિકે મરણીઆં થઈ લડાઈ જારી રાખી; કાથલિક લશ્કરનો સરદાર રાજાનો ભાઈ આંજુનો ડયૂક જીત્યો ને કોંડેનો ભૂપ કપાઈ પડયો; બંને પક્ષને

સલાહ થઈ (૧૫૭૦). રાજાની માગ્યે હ્યુગોનોટને કેટલાક હક આપવા કબૂલ કરેલા પણ પછી તેણે તેઓનો ઘાટ ઘડ્યો (૧૫૭૨ ના આગસ્ટની ૨૪ મીની રાતે)-પારીસમાં ને પ્રાંતોમાં મળીને ૬૦ હજાર પ્રોટેસ્ટંટોની કતલ થઈ; કોલીગની પડ્યો. ૧૫૭૪ માં ચાર્લસ રાજા મૂઓ ને તેનો ભાઈ હેનરી ત્રીજો, રાજા થયો; એ રાજ્યના બખેડા બેસાડવાને શક્તિમાન નહોતો. હેનરી નવારના રાજાની મદદ માગી કાથલિક પ્રોટેસ્ટંટનાં એકઠાં મળેલાં લશ્કરની સરદારી કરી પારિસને ઘેરો ઘાલતો હતો પણ તેવામાં તે ખૂનીની કટારથી પડ્યો ને વલોયવંશની સમાપ્તિ થઈ.

નવારના રાજાને ફ્રાન્સનાં રાજલશ્કરે માન્યો નહીં; સોળ જણની ટોળી જેણે ફ્રાન્સમાં બખેડો મચાવ્યો હતો તેણે બૂરબોંના કારડીનલને ચાર્લસ ૧૦ મો એ નામ આપી ફ્રાન્સનો રાજા માન્યો; નવારનો રાજા હેનરી નોરમંડીમાં ગયો ત્યાં તેને ઈંગ્લંડથી લશ્કર તથા પૈસાની મદદ મળી, ને પછી તેણે પોતાનાં થોડાં પણ વધારે બહાદુર લશ્કરવડે સાંમી ટોળીનાં લશ્કરને ઐવ્રી આગળ હરાવ્યું (૧૫૯૦) ને પછી તે પારીસ ઉપર ધસ્યો; પારીસવાળા સોળની ટોળીના પક્ષમાં હતા તેથી તેઓએ ટકાવ રાખ્યો ને તેટલામાં વળી સ્પેનના ફીલિપે પારમાના ડ્યૂકને તેઓની મદદે મોકલ્યો; ફ્રાન્સના લોક ફીલિપના લોભથી અજાણ્યા નહોતા ને તેઓ પરદેશીની ઝુંસરીમાં પડવાને ઇચ્છતા નથી, એવું જોઈ હેનરીએ ઘણાક મિત્રોનાં સમજાવ્યા ઉપરથી પોતાનો પ્રોટેસ્ટંટ ધર્મ છોડી દેઈ રોમન કાથોલિક ધર્મ સ્વીકાર્યો ને રાજમુગટ પહેર્યો (૧૫૯૪); પારિસમાં સ્પેનનું લશ્કર હતું તે સાસું હતું પણ મારોલ બ્રિસાક એણે શેહેરના માજીસ્ટ્રેટ તથા મોટા લોક એઓને સમજાવી દરવાજા ઉઘાડી દીધા ને હેનરીએ રાજધાનીમાં પ્રવેશ કીધો. પછી તેણે ઘણીક લડાઈઓ ને ઘણીક ખટપટો કરી ત્યારે આખું ફ્રાન્સ તેનું થયું હતું. ફીલિપની ફોજ પ્રાંતોને ઉજડ વાળતી તેને માટે તેણે પોતાના મંત્રિ સુલીના અથાક ઉદ્યમવડે ને લોકે નાણાં ધીર્યાં તેથી જાથુનું કવાયતી લશ્કર ઉભું કીધું ને પછી ઉપરા ઉપરી જીત મેળવી સ્પાનીઅર્ડોને ફ્રાન્સમાંથી કહાડ્યા. પછી તેણે કેટલુંક લશ્કર વધારે હતું તે ઓછું કીધું, ખરચ ઓછો ને નિયમિત રાખ્યો, ધારા સુધાર્યા ને કાથલિક પ્રોટેસ્ટંટ વચ્ચે હંમેશ સમાધાની રેહે તેવું કીધું; (પ્રોટેસ્ટંટોને રાજકીય હક મળવા વિષે ૧૫૯૮ માં નાંટીસમાં ઠરાવ કરવામાં આવ્યો હતો); એ હેનરી ચોથો ૧૬૧૦ માં ખૂનીના છરાથી મરણ પામ્યો ને તેના બાળક દીકરાના નામની આણ ફરી. એ લૂઈ ૧૩ માની વતી તેની મા

રાજકારભાર કરવા લાગી; તેણે અમીરોને પોતાના પક્ષના કરી રાખવામાં રાજ્યનું નાણું વાપરી નાખ્યું; તેણે ઈટાલીઅનોને મોટી મોટી જગા આપી તેથી ફ્રાન્સના લોક નારાજ થયા; અમીરોએ રાણીમાના માનીતા પ્રધાનને મારી નાખ્યો ને રાણીમાને પણ બે વર્ષ કેદમાં રાખી; એને એપરનનના ડયૂક છોડવી; પછી લ્યૂકોંના ધર્માધ્યક્ષ (રીચીલ્યુ) એણે લૂઇ ને તેની માએ બે વચ્ચે સલાહ કરાવી; દરબારે પ્રોટેસ્ટંટો ઉપર જબરદસ્તી ચલાવવા માંડી; એઓએ સામા હથિયાર ઉંચકયાં; રાજા લૂઇનો પ્રધાન લૂઇનીઝ કપાઈ પડયો ને પછી સલાહ થઇ; નાંટીસનો ઠરાવ કાયમ રાખવામાં આવ્યો (૧૬૨૨). હવે રીચીલ્યુ પ્રધાન થયો તેણે ફ્રાન્સમાં કરડો કારભાર કીધો; કેવળ સ્વાર્થ ઉપરજ લક્ષ ને ભુંડાં કર્મથી પણ જય મેળવવો એવી રાજનીતિ તેણે ચલાવી; પણ ફ્રાન્સનાં રાજ્યને તો જોરાવર ને આબાદ કીધું. રોશેલમાં કાલ્વિન પ્રોટેસ્ટંટો ડચનું જોઇ ફ્રાન્સની આણમાંથી નીકળવાની તજવીજ કરતા હતા; તેઓને શિક્ષા કરવાને વહાણના કાફલાની જરૂર હતી; રીચીલ્યુએ ડચને નાણું આપ્યું ને એઓ પોતાના પ્રોટેસ્ટંટ ભાઇયોની સામા પોતે ઝનુની કાથલિક હોય તેવી રીતે લડયા; રીચીલ્યુએ વિચાર્યું કે દેશીઓ પરરાજ્યની મદદ વિના પોતાનાંજ શૌર્યબળે લડે તેવું થવું જોઇએ ને પછી વખત મેળવવાને તેણે રોશેલના પ્રોટેસ્ટંટ સાથે સલાહ કીધી. એ સમા ઉપર યૂરોપનાં રાજમામલામાં ત્રણ પ્રધાનો આગળ પડી ઘૂમતા—સ્પેનનો ઓલીવારેઝ, ઈંગ્લંડનો બકીંગહામ ને ફ્રાન્સનો રીચીલ્યુ, તેમાં બકીંગહામ રાજ્યનો નહીં પણ પોતાનોજ લાભ શોધનારો હતો; બકીંગહામે લૂઇની રાણી આસ્ટ્રિયાની આન સાથે કેટલીક ગોઠવણ કરીને પછી પોતાના રાજાને ફ્રાન્સમાં કાથલિક પ્રોટેસ્ટંટોનો કલહ વધારવાને ઉસકેર્યો. રોશેલના પ્રોટેસ્ટંટોની મદદે અંગ્રેજી લશ્કર આવી પહોંચ્યું; રીચીલ્યુએ તરતજ લશ્કરની સરદારી કરી, ને બકીંગહામ અડધો કાફલો ગુમાવી લજ્જિત થઇ પાછો ઈંગ્લંડ ગયો. રીચીલ્યુએ રોશેલ તાબે કીધું ને ત્યાં કાથલિક ધર્મ સ્થાપ્યો; બીજા કિલ્લાઓ પણ લીધા; પ્રોટેસ્ટંટોના હક છીનવી લીધા ને હથિયાર મૂકાવ્યાં. લૂઇ ૧૩ મો નિર્બળ મનનો હતો પણ તેનામાં કેટલીક રીતે લશ્કરીપણું હતું; તેણે ફ્રાન્સનું મોટપ વધારવાની રીચીલ્યુની ધારણા પસંદ કીધી ને તે પોતાનાં રાજ્યમાં ને ઈટલીમાં લશ્કરની સરદારી કરી લડયો. રીચીલ્યુની બુદ્ધિ ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવી હતી; તે એકજ વખતે યૂરોપના સઘળાં રાજ્યો સાથે ને ઘણાકની સામાં ખટપટ ચલાવતો હતો; તેનો ઉદેશ આસ્ટ્રિયાનાં કુળને હલકું પાડવાનો

હતો; માંચુઆનો સ્વતંત્ર ડ્યૂક કરવાનો હતો; ફ્લાંડર્સમાંના આસ્ટ્રિયન પ્રદેશને સતાવાનો હતો ને તેણે સ્વીડનના રાજાને જર્મની ઉપર ઉતરવાને સારીપેઠે સમજાવ્યો હતો. એ મોટાં કામોની તૈયારી થતી હતી તેવામાં કેટલાક અમીરોએ તેની સત્તા તોડવાની છૂપી ગોઠવણ કરી; પણ રીચીલ્યુએ તરતજ પોતાના એક કટ્ટા દુશ્મન અમીરને પકડ્યો ને રાજદ્રોહનો અપરાધ મૂકી તેને શિરચ્છેદ કરાવ્યો. એ જોઇ રાજાના ભાઈ ઓરલીઅન્સના ડ્યૂકે ફ્રાન્સ છોડયું ને રાણીમાએ સ્વેચ્છાએ બ્રસલ્સમાં જઇ રહી પોતાનો જન્મારો પૂરો કીધો. ઓરલીઅન્સના ડ્યૂકે મોંટ મોરેન્સીને મળી પોતાને ખરચે મોટું લશ્કર ઉભું કરી રીચીલ્યુના (રાજાના) લશ્કરને લડાઈ આપી પણ તેથી તે વધારે આશાભંગ થયો; મોંટ મોરેન્સી કેદી પકડાયો તેને શિરચ્છેદ કરવામાં આવ્યો ને ઓરલીઅન્સના ડ્યૂકને બ્રસલ્સ જઇ રેહેવાની રજા મળી. એક પાસથી રીચીલ્યુ પોતાના રાજ્યમાં અમીરોની સત્તા તોડતો હતો; બીજીપાસથી જર્મની, ઇટલી ને સ્પેનમાં લડાઇઓ ચાલુ રાખી આસ્ટ્રિયાને પજવતો હતો ને તેવામાં વળી તે આકેડેમી–પંડિતોની શાળા સ્થાપવાને પોતાના મેહેલમાં પ્રખ્યાત વિદ્વાનોની મંડળીઓ ભરતો હતો; તેણે પોતે રસાલંકારનો અભ્યાસ કીધો હતો ને થોડાંક નાટક રચ્યાં હતાં. આસ્ટ્રિયાની સામાં ચાલેલી લડાઈમાં પ્રથમ તો રીચીલ્યુની ઇચ્છા પ્રમાણે જીત મળી નહીં પણ છેલ્લીવારે વીમરના ડ્યૂકે પૂરી જીત મેળવી ને મહારાજાના ચાર સરદારોને કેદ કીધા, અને સ્પેને (આસ્ટ્રિયન કુળની એક શાખા) પોર્ટુગલ ને કાટેલોનીઆ એ ગુમાવ્યાં (૧૬૪૦). લૂઇ ૧૩ મો કોહ્યા સ્વભાવનો હતો પણ તેને વળી કેટલીક સ્ત્રીઓ માનીતી હતી ને એઓ રીચીલ્યુની વિરૂદ્ધ વાતો કરતી તે તે સાંભળતો; રાણી (આસ્ટ્રિયાની આન) તો ઉઘાડે છોક રીચીલ્યુની ઉપર ધિક્કાર દેખાડતી; રીચીલ્યુએ રાણીના ધર્મગુરુને મરાવી નાખ્યો ને રાણીના કાગળો જપ્ત કીધા; રાજા પણ કોઇ કોઇ વખત પોતાના પ્રધાનની ચાલને ધિક્કારતો તે ઉપરથી રાજાના એક માનીતાએ કેટલાક અમીરોને સાથે રાખી રીચીલ્યુને મરાવી નાખવાની ગોઠવણ કીધી હતી પણ તે તરકટ પકડાયું હતું. રીચીલ્યુએ અનેક શત્રુઓ છતાં મરતાં સૂધી (૧૬૪૨) ફ્રાન્સનો રાજકારભાર કીધો કે જે સમા ઉપર સ્વીડન ને ફ્રાન્સ એઓએ આસ્ટ્રિયાના કુળનો ગર્વ ઊતાર્યો હતો; લૂઇ ૧૩ મો પણ થોડા મહિના પછી મરણ પામ્યો.

લૂઇ ૧૪મો બાળક હતો તેથી તેની મા રીજેંટ થઇ, ને એણે માઝરિનને પોતાનો પ્રધાન કીધો. સ્પાનીઅર્ડોએ રોક્રોઇને ઘેરો ઘાલ્યો પણ ડ્યૂક

રાજકારભાર કરવા લાગી; તેણે અમીરોને પોતાના પક્ષના કરી રાખવામાં રાજ્યનું નાણું વાપરી નાખ્યું; તેણે ઇટાલીઅનોને મોટી મોટી જગા આપી તેથી ફ્રાન્સના લોક નારાજ થયા; અમીરોએ રાણીમાના માનીતા પ્રધાનને મારી નાખ્યો ને રાણીમાને પણ બે વર્ષ કેદમાં રાખી; એને એપરનનના ડ્યૂકે છોડવી; પછી લ્યૂકોંના ધર્માધ્યક્ષ (રીચીલ્યુ) એણે લૂઇ ને તેની માએ બે વચ્ચે સલાહ કરાવી; દરબારે પ્રોટેસ્ટંટો ઉપર જબરદસ્તી ચલાવા માડી; એઓએ સામા હથિયાર ઊંચકયાં; રાજા લૂઇનો પ્રધાન લૂઇનીઝ કપાઇ પડયો ને પછી સલાહ થઇ; નાંટીસનો ઠરાવ કાયમ રાખવામાં આવ્યો (૧૬૨૨). હવે રીચીલ્યુ પ્રધાન થયો તેણે ફ્રાન્સમાં કરડો કારભાર કીધો; કેવળ સ્વાર્થ ઉપરજ લક્ષ ને ભુંડાં કર્મથી પણ જય મેળવવો એવી રાજનીતિ તેણે ચલાવી; પણ ફ્રાન્સનાં રાજ્યને તો જોરાવર ને આબાદ કીધું. રોશેલમાં કાલ્વિન પ્રોટેસ્ટંટો ડચનું જોઇ ફ્રાન્સની આણમાંથી નીકળવાની તજવીજ કરતા હતા; તેઓને શિક્ષા કરવાને વહાણના કાફલાની જરૂર હતી; રીચીલ્યુએ ડચને નાણું આપ્યું ને એઓ પોતાના પ્રોટેસ્ટંટ ભાઇયોની સામા પોતે ઝનુની કાથલિક હોય તેવી રીતે લડયા; રીચીલ્યુએ વિચાર્યું કે દેશીઓ પરરાજ્યની મદદ વિના પોતાનાંજ શૌર્યબળે લડે તેવું થવું જોઇએ ને પછી વખત મેળવવાને તેણે રોશેલના પ્રોટેસ્ટંટ સાથે સલાહ કીધી. એ સમા ઉપર યૂરોપનાં રાજમામલામાં ત્રણ પ્રધાનો આગળ પડી ઘૂમતા—સ્પેનનો ઓલીવારેઝ, ઈંગ્લંડનો બકીંગહામ ને ફ્રાન્સનો રીચીલ્યુ, તેમાં બકીંગહામ રાજ્યનો નહીં પણ પોતાનોજ લાભ શોધનારો હતો; બકીંગહામે લૂઈની રાણી આસ્ટ્રિયાની આન સાથે કેટલીક ગોઠવણ કરીને પછી પોતાના રાજાને ફ્રાન્સમાં કાથલિક પ્રોટેસ્ટંટોનો કલહ વધારવાને ઉસકેર્યો. રોશેલના પ્રોટેસ્ટંટોની મદદે અંગ્રેજી લશ્કર આવી પહોંચ્યું; રીચીલ્યુએ તરતજ લશ્કરની સરદારી કરી, ને બકીંગહામ અડધો કાફલો ગુમાવી લજ્જિત થઇ પાછો ઈંગ્લંડ ગયો. રીચીલ્યુએ રોશેલ તાબે કીધું ને ત્યાં કાથલિક ધર્મ સ્થાપ્યો; બીજા કિલ્લાઓ પણ લીધા; પ્રોટેસ્ટંટોના હક છીનવી લીધા ને હથિયાર મૂકાવ્યાં. લૂઈ ૧૩ મો નિર્બળ મનનો હતો પણ તેનામાં કેટલીક રીતે લશ્કરીપણું હતું; તેણે ફ્રાન્સનું મોટપ વધારવાની રીચીલ્યુની ધારણા પસંદ કીધી ને તે પોતાનાં રાજ્યમાં ને ઇટલીમાં લશ્કરની સરદારી કરી લડયો. રીચીલ્યુની બુદ્ધિ ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવી હતી; તે એકજ વખતે યૂરોપના સઘળાં રાજ્યો સાથે ને ઘણાકની સામાં ખટપટ ચલાવતો હતો; તેનો ઉદ્દેશ આસ્ટ્રિયાનાં કુળને હલકું પાડવાનો

હતો; માંચુઆનો સ્વતંત્ર ડ્યૂક કરવાનો હતો; ફ્લાંડર્સમાંના આસ્ટ્રિયન પ્રદેશને સતાવાનો હતો ને તેણે સ્વીડનના રાજાને જર્મની ઉપર ઉતરવાને સારીપેઠે સમજાવ્યો હતો. એ મોટાં કામોની તૈયારી થતી હતી તેવામાં કેટલાક અમીરોએ તેની સત્તા તોડવાની છૂપી ગોઠવણ કરી; પણ રીચીલ્યુએ તરતજ પોતાના એક કટ્ટા દુશ્મન અમીરને પકડ્યો ને રાજદ્રોહનો અપરાધ મૂકી તેને શિરચ્છેદ કરાવ્યો. એ જોઇ રાજાના ભાઈ ઓરલીઅન્સના ડ્યૂકે ફ્રાન્સ છોડયું ને રાણીમાએ સ્વેચ્છાએ બ્રસલ્સમાં જઈ રહી પોતાનો જન્મારો પૂરો કીધો. ઓરલીઅન્સના ડ્યૂકે મોંટ મોરેન્સીને મળી પોતાને ખરચે મોટું લશ્કર ઉભું કરી રીચીલ્યુના (રાજાના) લશ્કરને લડાઈ આપી પણ તેથી તે વધારે આશાભંગ થયો; મોંટ મોરેન્સી કેદી પકડાયો તેને શિરચ્છેદ કરવામાં આવ્યો ને ઓરલીઅન્સના ડ્યૂકને બ્રસલ્સ જઇ રહેવાની રજા મળી. એક પાસથી રીચીલ્યુ પોતાના રાજ્યમાં અમીરોની સત્તા તોડતો હતો; બીજીપાસથી જર્મની, ઇટલી ને સ્પેનમાં લડાઇઓ ચાલુ રાખી આસ્ટ્રિયાને પજવતો હતો ને તેવામાં વળી તે આકેડમી-પંડિતોની શાળા સ્થાપવાને પોતાના મેહેલમાં પ્રખ્યાત વિદ્વાનોની મંડળીઓ ભરતો હતો; તેણે પોતે રસાલંકારનો અભ્યાસ કીધો હતો ને થોડાંક નાટક રચ્યાં હતાં. આસ્ટ્રિયાની સામાં ચાલેલી લડાઈમાં પ્રથમ તો રીચીલ્યુની ઇચ્છા પ્રમાણે જીત મળી નહીં પણ છેલ્લીવારે વીમરના ડ્યૂકે પૂરી જીત મેળવી ને મહારાજાના ચાર સરદારોને કેદ કીધા, અને સ્પેને (આસ્ટ્રિયન કુળની એક શાખા) પોર્ટગલ ને કાટેલોનીઆ એ ગુમાવ્યાં (૧૬૪૦). લૂઇ ૧૩ મો કોહ્યા સ્વભાવનો હતો પણ તેને વળી કેટલીક સ્ત્રીઓ માનીતી હતી ને એઓ રીચીલ્યુની વિરૂદ્ધ વાતો કરતી તે તે સાંભળતો; રાણી (આસ્ટ્રિયાની આન) તો ઉઘાડે છોક રીચીલ્યુની ઉપર ધિક્કાર દેખાડતી; રીચીલ્યુએ રાણીના ધર્મગુરૂને મરાવી નાખ્યો ને રાણીના કાગળો જપત કીધા; રાજા પણ કોઇ કોઇ વખત પોતાના પ્રધાનની ચાલને ધિક્કારતો તે ઉપરથી રાજાના એક માનીતાએ કેટલાક અમીરોને સાથે રાખી રીચીલ્યુને મરાવી નાખવાની ગોઠવણ કીધી હતી પણ તે તરકટ પકડાયું હતું. રીચીલ્યુએ અનેક શત્રુઓ છતાં મરતાં સૂધી (૧૬૪૨) ફ્રાન્સનો રાજકારભાર કીધો કે જે સમા ઉપર સ્વીડન ને ફ્રાન્સ એઓએ આસ્ટ્રિયાના કુળનો ગર્વ ઊતાર્યો હતો; લૂઈ ૧૩ મો પણ થોડા મહિના પછી મરણ પામ્યો.

લૂઇ ૧૪મો બાળક હતો તેથી તેની મા રીજેંટ થઇ, ને એણે માઝરિનને પોતાનો પ્રધાન કીધો. સ્પાનીઅર્ડોએ રોક્રોઈને ઘેરો ઘાલ્યો પણ ડ્યૂક

ડી' એંઘીન (પછવાડેથી મોટો કોંડે) એણે તેઓને મારી કહાડયા ને પછી લકસમબર્ગમાં થીઓનવિલનું મોટું શેહેર લીધું; ત્યાંથી કોંડેએ જર્મનીમાં ફ્રીબર્ગ આગળ ત્રણ દહાડા લડાઈ કરીને મહારાજાનાં લશ્કરોને હરાવ્યાં; માર્શલ ટયૂરેનને જર્મન લશ્કરે ફ્રાંકોનીઆમાં હરાવ્યો હતો પણ કોંડેએ પોતાનું લશ્કર માર્શલનાં લશ્કર સાથે ભેળી નોર્ડલિંજન આગળ જીત મેળવી ને પછી વેસ્ટફેલિયામાં સલાહ કરાર થયા હતા (૧૬૪૮). એ વખતે પારિસના લોકે માઝરિનને પ્રધાનવટાંથી દૂર કરવાને હથિયાર ઊંચક્યાં હતાં; એ માહોમાહેની લડાઇનું શેવટ આ આવ્યું કે પાર્લમેંટે માઝરિનને રાજ્ય બહાર કીધો પણ તેની ને રીજેંટ રાણીની એક ગાંઠ હતી તેથી તે બહાર રહ્યો છતે પણ ફ્રાન્સમાં અમલ ચલાવતો. ૧૬૫૩માં લૂઇ ૧૪માએ રાજ કારભાર પોતાને હાથ લીધો; રાજ્યમાં બખેડા કરનાર પુરુષોમાંના મુખ્યને શિક્ષા કરવામાં આવી; ને માઝરિન પાછો દરબારમાં આવી પોતાની સત્તા ચલાવતો થયો. સ્પાનીઅર્ડોએ વેસ્ટફેલિયાના કરાર કબૂલ રાખ્યા નહોતા ને નેધરલંડ્સમાં લડાઈયો ચાલતી; ફ્રેંચ લશ્કરનો સરદાર ટયૂરેન હતો ને રાજ્ય બહાર થએલો કોંડેનો બૂપ સ્પાનીઅર્ડનો સરદાર થઇ લડતો; માઝરીને ક્રોમવેલ સાથે સંપ કીધો ને ટયૂરેને ડયૂનીસ આગળ જીત મેળવી (૧૬૫૮); બીજે વર્ષે સ્પેનફ્રાન્સ વચ્ચે સલાહ કરાર થયા જેથી ફ્રાન્સને ઘણોક પ્રદેશ મળ્યો; લૂઈ સ્પેનના રાજાની દીકરી મરાયા થેરીસા સાથે પરણ્યો; ને તેણે કોંડેનો અપરાધ માફ કીધો. માઝરીન ૧૬૬૧ માં મરણ પામ્યો ને પછી લૂઇએ નિરંકુશ થઈ પોતાનું એક ચક્રી રાજ કરવાની તૃષ્ણા રાખી; તે પોતાનું તાકયું મેળવી શક્યો નહીં તોપણ તેણે તેને માટે મરતાં સુધી લડાઇઓ ચલાવ્યાં કીધી હતી. તેના પોતાનામાં કોઇ અસાધારણ શક્તિ નહોતી; ગર્વ, લોભ, ને કાવા દાવા એ તેના બહાર પડતા ગુણ હતા; પણ તે આટલો નસીબદાર હતો કે તેને પ્રખ્યાત કારભારીઓ ને સરદારો હતા જેઓ તેને નામે મોટાં કામ કરતા ને સઘળો જસ તેને પોતાને લેવા દેતા. રાજ્યની માંહેની વ્યવસ્થા રાખનારો પ્રધાન કોલબર્ટ એણે લોકના ધંધા ઉદ્યમને ઉત્તેજન આપીને, ઠામઠામ નેહેરો કાપીબાંધીને, વેસ્ટ આફ્રિકા તથા વેસ્ટ ઈંડીઝ અહીં સંસ્થાનો સ્થાપીને, અને વહાણનો કાફલો મોટો કરીને વેપારને વધાર્યો; વળી ખેતીને ઉત્તેજન આપ્યું ને કરભાર ઓછો કીધો. પણ એમ કોલબર્ટ ફ્રાન્સની આબાદાની વધારતો ને બીજી પાસથી લૂઈ બીજાં રાજ્યો સાથે ઉપરાઉપરી લડાઇઓ કરતો ને જોકે તેણે કેટલોક પ્રદેશ મેળવ્યો હતો તોપણ તે લ-

ડાઇઓનો ને બીજો અનીતિનો ખરચ એટલો થયો હતો કે જ્યારે તે મરણ પામ્યો ત્યારે ૫૧ કરોડ ૪૨ લાખ ઉપરનું રાજ્યને દેવું થયું હતું. તેના લશ્કરી સરદારો કાંઠિનાટ, ટ્યુરેન્ન, કોંડે, વોબાન ને લકસમ્બર્ગનો માર્શલ એઓ મોટા યશસ્વી હતા. ૧૬૬૭ માં સ્પેન સાથે લડાઇ ચલાવી લૂઇએ સ્પેન તાબાનો નેધરલંડ્સનો પ્રદેશ જીતી લેવાની ઇચ્છા રાખી હતી ને તે કામમાં તેણે ઘણોક વધારો કર્યો હતો પણ તેટલે ઈંગ્લંડ, હાલંડ ને સ્વીડન, એઓએ સંપ કીધો કે જેથી તેને એઇલાશાપેલમાં સલાહ કરાર કરવાની જરૂર પડી, (૧૬૬૮). ચાર વર્ષ પછી તે ડચના ઉપર વેર લેવાને મોટાં લશ્કર સાથે તેમના ઉપર ધધડાવીને પડ્યો; પણ હાલંડે ઓરેંજના ભૂપને વંશપરંપરાનો સ્ટાટહોલ્ડર ઠેરવ્યો હતો ને એણે લીઓપોલ્ડ ૧ લા સાથે તથા સ્પેન સાથે મીલાપ રાખી દરીઆઈ ફોજના સરદાર ડી રયુટરની જીતોની મદદથી ફ્રેંચ રાજાને નીમવેજનના સલાહકરાર કરવાની જરૂર પાડી (૧૬૭૮). તોપણ લૂઈ સ્વસ્થ બેસી ન રહ્યો; તેણે ૧૬૮૧ માં સ્ટ્રાસબર્ગ ને બીજાં જર્મન પ્રગણાં અચાનક છાપો મારી લીધાં ને જણાવ્યું કે તે આલસેસના તાબાનાં હતાં ને આલસેસ તે વેસ્ટફેલિયાના કરારથી ફ્રાન્સનું હતું. ૧૬૮૮ માં પાલાટીનેટને તથા રેહેન નદીના રસાળ પ્રાંતોને ફ્રેંચોએ નિર્દયપણે ઉજડ વાળ્યાં: શેહેરોને બાળી નાખ્યાં, લોકને લૂટી લીધા, વગેરે. જર્મન મહારાજાએ ઈંગ્લંડ, હાલંડ, સ્પેન ને સવોય, એઓની સાથે ફ્રેંચની સામાં સંપ બાંધ્યો; અને જો કે ફ્રેંચોએ ફ્લીઉરસની (૧૬૯૦) ને નીરવિંડનની (૧૬૯૩) એ લડાઇઓ જીતી તો પણ તેઓનાં વહાણના કાફલાનો અંગ્રેજોએ નાશ કીધો હતો (૧૬૯૨); અને પછી ૧૬૯૭ માં રીઝવિકમાં સલાહના કરાર થયા હતા કે જેથી લૂઇને રેહેનના દક્ષિણ કાંઠા ઉપરના પ્રાંતો જે તેણે લેઇ લીધા હતા તે પાછા આપી દેવા પડયા. ૧૭૦૧ માં સ્પેનના ચાર્લસ બીજાના મોતથી ત્યાંની ગાદીને માટે લૂઈ ને લીઓપોલ્ડ બંનેએ દાવો કીધો ને તે ઉપરથી પાછી લડાઈ ચાલી. લૂઇને હજી પણ કેટલાક કીમતી સરદારો વિલ્લર્સ ને વેનડોમ જેવા હતા પણ તે સંપીલા રાજ્યોના પ્રખ્યાતિ પામેલા સરદાર સવોયનો ભૂપ યૂજીન, બેડનનો મારગ્રેવ લૂઇસ ને ઈંગ્લંડનો માર્લબરો એઓને બર આવે તેવા નહોતા. બ્લેનહીમ, રામિલ્લિઝ, ટયૂરિન, ઔદેનાર્દ ને માલપ્લાકેટ અહીંની લડાઇયોમાં ફ્રેંચોએ હારખાધી ને પછી યૂટ્રેચમાં (૧૭૧૩) ને રાસ્ટાટમાં (૧૭૧૪) સલાહકરાર થયા જેથી આંજૂના ફીલિપને સ્પેન તથા તેનાં સંસ્થાનો મળ્યાં; આસ્ટ્રિયાને બેલજ્યમ, મિલાન,

નેપલ્સ, ને સારડીનીઆ એ આપવામાં આવ્યાં અને જીબ્રાલ્ટર તથા વેસ્ટ ઈંડીઝ ટાપુમાંના કેટલાક અંગ્રેજોએ લીધેલા તે તેઓની પાસે રહ્યા. લૂઈ વિદ્યાકળાને મોટો આશ્રય આપતો; તેનાં રાજ્યમાં બોસ્યુએટ, રસીન, કોરનીલ, મોલીએર, બોઈલો, મોંટેસ્કયુ, લાફોંટેન એ નામાંકિત લખનારા હતા; લેબ્રન, પૌસિસન ને કલોડલોરેન એ કળાકુશળ હતા; પાસ્કલ ને ફે નીલન સરખા ઉચ્ચ બુદ્ધિના ને ધર્માત્મા પુરુષો હતા; અને રૂસો ને વોલ્ટેર એઓ પણ જન્મ્યા હતા કે જેઓનાં લખાણે પછીના રાજ્યોના લોકનાં મન ડોળી નાખ્યાં હતાં. લૂઈના રાજ્યમાં પારિસ એ રાજનીતિશાસ્ત્ર વ્યવહારનું અને વિદ્યાકળા તથા સુઘડ રીતભાતનું મુખ્યસ્થાન હતું. ફ્રેંચ ભાષા તે આખાં યૂરોપની દરબારોમાં ને પડોસનાં રાજ્યોના ઉપલા વર્ગમાં વપરાતી થઈ હતી; ફ્રાન્સની સૂધરેલી કેળવણી ને રીતભાત જ્યાં ત્યાં દાખલ થઇ હતી—જેમ ગ્રીસના ઉત્કર્ષકાળમાં સુંદરતા-રસના વિષયમાં આથેન્સ સર્વોપરિ મનાતું તેમ અઢારમા શૈકામાં પારિસ હતું; પણ એની સાથે છટેલાઈ, મોજીલાપણું, ધર્મનીતિ વિષે બેદરકારી તથા તેને મજાક ઠઠ્ઠાથી હસી નાખવાની રીત—એ ફ્રેંચ લઘુતાઈ થોડીઘણી યૂરોપમાં જ્યાં ત્યાં દાખલ થઈ હતી. લૂઇ ૧૪માનું રાજ્ય ભવ્ય શોભીતું હતું પણ રાજાનું પોતાનું ને દરબારનું ઉડાઉપણું, જાથુના લશ્કરોનો તથા ઘણીક લડાઇઓનો ખરચ એથી રાજ્યનું પ્રાણબળ ઘણુંજ ઓછું થયું હતું; કોલબર્ટ પ્રધાનનાં મરણ પછી લોક મોટા કરભારથી એટલા બધા ચંપાઈ ગયા હતા કે તેઓને મામમામના વાંધા પડતા હતા,—દરબાર હલકી મોજ મઝામાં નાણું ઉડાવતી ને અમીર ઉમરાવતો કરથી મોકળા હતા. હેનરી ૪થાએ પ્રોટેસ્ટંટોને માટે જે ઠરાવ કર્યો હતો તે લૂઇયે લૂવોઇ પ્રધાન ને જેસુટો એઓના ભંભેરવાથી રદ કરી (૧૬૮૫) અનેક પ્રકારે દુઃખ દીધું હતું—પ્રોટેસ્ટંટોને રાજ્યમાંથી જતા રેહેવાને પણ મના કરી હતી; તોપણ ૫૦ હજાર કુટુંબ ધન માલ પડતાં મૂકી જર્મનીના પ્રોટેસ્ટંટ રાજ્યોમાં ને ઈંગ્લંડમાં તથા હાલંડમાં જઈ વસ્યાં હતાં. લૂઇ ૭૮ વર્ષની ઊંમરે ૧૭૧૫ના સપટેંબરની ૧લીએ મરણ પામ્યો. *

---

* આ ટાણે ફ્રાન્સનાં રાજ્યની વ્યવસ્થા વિષે જાણી લેવું અગત્યનું છે. મેરોવિંજિયન વંશના રાજાઓની સત્તા ઘણીજ થોડી હતી—લોકની સભા વર્ષો વર્ષ અમુક અમુક કાળે મળતી, એક જણને રાજા કરી સ્થાપતી, તેને માટે ઉત્પન્ન સુકરર કરતી ને આખાં રાજ્યને માટે ધારા બાંધતી. કારલોવિંજિયન વંશની કારકીર્દીમાં શાલેમેને રાજાની સત્તા વધારી હતી પણ તે તેના નિર્બળ

લૂઈ ૧૫મો બાળક હતો તેથી ઓરલીઅન્સનો ડ્યૂક પ્રતિનિધિ હતો; એને ખસેડવાને ને ઇટલીમાંનો ગુમાવેલો પ્રદેશ પાછો મેળવવાને સ્પેનના આલબેરોનીએ ખટપટ કીધી હતી પણ તે ફાવ્યો નહોતો. ૧૭૨૩ માં લૂઈએ રાજકારભાર પોતાને હાથ લીધો; ૧૭૩૩ માં પોલંડના પદભ્રષ્ટ રાજાની તરફથી ફ્રાન્સે રૂશિયા તથા આસ્ટ્રિયાની સામાં લડાઈ ચલાવી

---

–વંશાજોના હથમાં રહી નહીં, ને સભાઓએ પોતાના હક ઘણાજ વધાર્યા હતા. કાપેટ વંશની કારકીર્દીમાં સભાઓએ ધારા બાંધવાની સત્તા ખોઈ હતી; માત્ર નવા કર મૂકવાનો, ગાદીના વારસાની ભાંજગડ પતાવવાનો, બાળરાજાનીવતી પ્રતિનિધિ ઠેરવવાનો ને કોઈ કોઈ વખત રાજાનાં કામની સામાં લોકને નામે નમનતાઈથી અરજ ગૂજારવાનો હક તેઓએ રાખ્યો હતો; ધારા બાંધવાની સત્તા રાજાઓ પોતાને હાથ રાખતા થયા હતા, ને ૧૪ મા શૈકાને અંતે તે સત્તા રાજાનો હક છે એમ મનાતું હતું. પછી કર મૂકવાનો હક પણ રાજાએ લીધો હતો; લોકની સભાઓએ સઘળા હક ખોયા હતા; તે સભાઓને ક્વચિતજ બોલાવવામાં આવતી. પણ રાજાઓના હક અતીસે વધી ન જાય તેને માટે એક નવી સત્તા ઉભી થઈ હતી–ફ્યૂડલ રાજસત્તા ચાલતી તેવામાં પારિસની પાર્લમેંટ તે ફક્ત રાજદરબારી લોકની સભા જેવી હતી ને તે રાજાના તાબાના પ્રદેશના લોકનો ઇનસાફ કરતી ને ફ્યૂડલ તાલુકદારોની કચેરીમાં થએલા ઇનસાફ ઉપર રાજાને થયલી અપીલના ચૂકાદા કરતી. એ સભામાં બુદ્ધિમંત પુરુષોને રાજાઓ નીમતા ને તેઓ રૂડી રીતે પોતાનું કામ કરતા તેથી પારિસની પાર્લમેંટ પ્રાંતોની પાર્લમેંટો કરતાં પદવી તથા માનમાં શ્રેષ્ઠ મનાતી થઈ. રાજાઓએ ધારા બાંધવાનો હક રાખવા માડયો ત્યારે તેઓ પોતાના હુકમ ને નવા હક સંબંધી ઠરાવ પાર્લમેંટમાં પસંદ કરવાને મૂકતા ને નોંધાવતા ને પછી તે રાજ્યમાં જાહેર કરવામાં આવતા; અને એમ કરવાને રાજાઓનો હેતુ આટલોજ કે લોક માનવંતી પાર્લમેંટની સમ્મતિ જાણી સામા થાય નહીં; રાજાઓ પરરાજ્ય સાથે લડાઇ સલાહ કરવા સંબંધી ને બીજાં રાજદરબારી કામ સંબંધી પાર્લમેંટની સલાહ લેતા ને ઘણીકૂવાર તે પ્રમાણે વર્ત્તતા. એ ઉપરથી પારિસની પાર્લમેંટ તે રાજ્યના ધારાઓનો સર્વોપરિ ભંડાર છે ને તે રાજાઓના ઉપર અંકોશ રાખનારી છે એમ સર્વત્ર મનાતું; પણ વસ્તુતઃ તે પાર્લમેંટ કોઈ પણ રીતે રાજ્યના લોકની પ્રતિનિધિ રૂપે નહોતીજ; પાર્લમેંટ પોતાની સત્તા ધીમે ધીમે વધારી રાજાઓના ઉપર અંકોશ રાખતી પણ તે સત્તાને હક રૂપે કરવાને કે જાળવી રાખવાને તેની શક્તિ નહોતી; જ્યારે તે રાજાના વિચારની સામે થતી ત્યારે રાજા પોતે ત્યાં જતો ને પોતાનો હુકમ વાંચવાને, મંજુર કરવાને ને નોંધવાને ફરમાવતો ને પાર્લમેંટ તાબે થઈ તેમ કરતી, કેમકે ફ્રેંચ રાજ્યવ્યવસ્થાના મૂળ નિયમોમાં એક નિયમ આ હતો કે રાજાની સમક્ષ દરેક કામદારનું કામ તેટલીવાર બંધ રહેછે. એ પ્રમાણે જોકે વખતે વખતે રાજા પાર્લમેંટના સામાં થવાને લખવતા નહીં ને તેને ભાંગી નાખી સભાસદોને રાજ્ય બાહાર કહાડતા,

નેપલ્સ, ને સારડીનીઆ એ આપવામાં આવ્યાં અને જીબ્રાલ્ટર તથા વેસ્ટ ઈંડીઝ ટાપુમાંના કેટલાક અંગ્રેજોએ લીધેલા તે તેઓની પાસે રહ્યા. લૂઈ વિદ્યાકળાને મોટો આશ્રય આપતો; તેનાં રાજ્યમાં બોસ્યુએટ, રસીન, કોરનીલ, મોલીએર, બોઈલો, મોંટેસ્કયુ, લાફોંટેન એ નામાંકિત લખનારા હતા; લબ્રુન, પૌસ્સિન ને ક્લોડલોરેન એ કળાકુશળ હતા; પાસ્કલ ને ફેનીલન સરખા ઉચ્ચ બુદ્ધિના ને ધર્માત્મા પુરુષો હતા; અને રૂસો ને વાલ્ટેર એઓ પણ જન્મ્યા હતા કે જેઓનાં લખાણે પછીના રાજ્યોના લોકનાં મન ડોળી નાખ્યાં હતાં. લૂઈના રાજ્યમાં પારિસ એ રાજનીતિશાસ્ત્ર વ્યવહારનું અને વિદ્યાકળા તથા સુઘડ રીતભાતનું મુખ્યસ્થાન હતું. ફ્રેંચ ભાષા તે આખાં યૂરોપની દરબારોમાં ને પડોસનાં રાજ્યોના ઉપલા વર્ગમાં વપરાતી થઈ હતી; ફ્રાન્સની સુધરેલી કેળવણી ને રીતભાત જ્યાં ત્યાં દાખલ થઈ હતી–જેમ ગ્રીસના ઉત્કર્ષકાળમાં સુંદરતા–રસના વિષયમાં આથેન્સ સર્વોપરિ મનાતું તેમ અઢારમા શૈકામાં પારિસ હતું; પણ એની સાથે છટેલાઈ, મોજીલાપણું, ધર્મનીતિ વિષે બેદરકારી તથા તેને મજાક ઠઠ્ઠાથી હસી નાખવાની રીત–એ ફ્રેંચ લઘુતાઈ થોડીઘણી યૂરોપમાં જ્યાં ત્યાં દાખલ થઈ હતી. લૂઈ ૧૪માનું રાજ્ય ભવ્ય શોભીતું હતું પણ રાજાનું પોતાનું ને દરબારનું ઉડાઉપણું, જાથુના લશ્કરોનો તથા ઘણીક લડાઈઓનો ખરચ એથી રાજ્યનું પ્રાણબળ ઘણુંજ ઓછું થયું હતું; કોલબર્ટ પ્રધાનનાં મરણ પછી લોક મોટા કરભારથી એટલા બધા ચંપાઈ ગયા હતા કે તેઓને મામમામના વાંધા પડતા હતા,–દરબાર હલકી મોજમઝામાં નાણું ઉડાવતી ને અમીર ઉમરાવતો કરથી મોકળા હતા. હેનરી ૪થાએ પ્રોટેસ્ટંટોને માટે જે ઠરાવ કર્યો હતો તે લૂઇયે લૂવોઇ પ્રધાન ને જેસુટો એઓના ભંભેરવાથી રદ કરી (૧૬૮૫) અનેક પ્રકારે દુઃખ દીધું હતું–પ્રોટેસ્ટંટોને રાજ્યમાંથી જતા રેહેવાને પણ મના કરી હતી; તોપણ ૫૦ હજાર કુટુંબ ધન માલ પડતાં મૂકી જર્મનીના પ્રોટેસ્ટંટ રાજ્યોમાં ને ઈંગ્લંડમાં તથા હાલંડમાં જઈ વસ્યાં હતાં. લૂઇ ૭૮ વર્ષની ઊંમરે ૧૭૧૫ના સપ્ટેંબરની ૧લીએ મરણ પામ્યો. *

---

* આ ટાણે ફ્રાન્સનાં રાજ્યની વ્યવસ્થા વિષે જાણી લેવું અગત્યનું છે. મેરોવિંજિયન વંશના રાજાઓની સત્તા ઘણીજ થોડી હતી–લોકની સભા વર્ષો વર્ષ અમુક અમુક કાળે મળતી, એક જણને રાજા કરી સ્થાપતી, તેને માટે ઉત્પન્ન મુકરર કરતી ને આખાં રાજ્યને માટે ધારા બાંધતી. કારલોવિંજિયન વંશની કારકીર્દીમાં શાર્લમેને રાજાની સત્તા વધારી હતી પણ તે તેના નિર્બળ

લૂઈ ૧૫મો બાળક હતો તેથી ઓરલીઅન્સનો ડ્યૂક પ્રતિનિધિ હતો; એને ખસેડવાને ને ઇટલીમાંનો ગુમાવેલો પ્રદેશ પાછો મેળવવાને સ્પેનના આલબેરોનીએ ખટપટ કીધી હતી પણ તે ફાવ્યો નહોતો. ૧૭૨૩ માં લૂઈએ રાજકારભાર પોતાને હાથ લીધો; ૧૭૩૩ માં પોલંડના પદભ્રષ્ટ રાજાની તરફથી ફ્રાન્સે રૂશિયા તથા ઓસ્ટ્રિયાની સામાં લડાઈ ચલાવી

---

–વંશજોના હથમાં રહી નહીં, ને સભાઓએ પોતાના હક ઘણાજ વધાર્યા હતા. કાપેટ વંશની કારકીર્દીમાં સભાઓએ ધારા બાંધવાની સત્તા ખોઈ હતી; માત્ર નવા કર મૂકવાનો, ગાદીના વારસાની ભાંજગડ પતાવવાનો, બાળરાજાનીવતી પ્રતિનિધિ ઠેરવવાનો ને કોઈ કોઈ વખત રાજાનાં કામની સામાં લોકને નામે નમનતાઈથી અરજ ગુજારવાનો હક તેઓએ રાખ્યો હતો; ધારા બાંધવાની સત્તા રાજાઓ પોતાને હાથ રાખતા થયા હતા, ને ૧૪ મા શૈકાને અંતે તે સત્તા રાજાનો હક છે એમ મનાતું હતું. પછી કર મૂકવાનો હક પણ રાજાએ લીધો હતો; લોકની સભાઓએ સઘળા હક ખોયા હતા; તે સભાઓને ક્વચિતજ બોલાવવામાં આવતી. પણ રાજાઓના હક અતીસે વધી ન જાય તેને માટે એક નવી સત્તા ઉભી થઈ હતી–ફ્યૂડલ રાજસત્તા ચાલતી તેવામાં પારિસની પાર્લમેંટ તે ફક્ત રાજદરબારી લોકની સભા જેવી હતી ને તે રાજાના તાબાના પ્રદેશના લોકનો ઇનસાફ કરતી ને ફ્યૂડલ તાલુકદારોની કચેરીમાં થએલા ઇનસાફ ઉપર રાજાને થયલી અપીલના ચૂકાદા કરતી. એ સભામાં બુદ્ધિમંત પુરૂષોને રાજાઓ નીમતા ને તેઓ રૂડી રીતે પોતાનું કામ કરતા તેથી પારિસની પાર્લમેંટ પ્રાંતોની પાર્લમેંટો કરતાં પદવી તથા માનમાં શ્રેષ્ઠ મનાતી થઈ. રાજાઓએ ધારા બાંધવાનો હક રાખવા માંડ્યો ત્યારે તેઓ પોતાના હુકમ ને નવા હક સંબંધી ઠરાવ પાર્લમેંટમાં પસંદ કરવાને મૂકતા ને નોંધાવતા ને પછી તે રાજ્યમાં જાહેર કરવામાં આવતા; અને એમ કરવાને રાજાઓનો હેતુ આટલોજ કે લોક માનવંતી પાર્લમેંટની સમ્મતિ જાણી સામા થાય નહીં; રાજાઓ પરરાજ્ય સાથે લડાઈ સલાહ કરવા સંબંધી ને બીજાં રાજદરબારી કામ સંબંધી પાર્લમેંટની સલાહ લેતા ને ઘણીફૂવાર તે પ્રમાણે વર્તતા. એ ઉપરથી પારિસની પાર્લમેંટ તે રાજ્યના ધારાઓનો સર્વોપરિ ભંડાર છે ને તે રાજાઓના ઉપર અંકોશ રાખનારી છે એમ સર્વત્ર મનાતું; પણ વસ્તુતઃ તે પાર્લમેંટ કોઈ પણ રીતે રાજ્યના લોકની પ્રતિનિધિ રૂપે નહોતીજ; પાર્લમેંટ પોતાની સત્તા ધીમે ધીમે વધારી રાજાઓના ઉપર અંકોશ રાખતી પણ તે સત્તાને હક રૂપે કરવાને કે જાળવી રાખવાને તેની શક્તિ નહોતી; જ્યારે તે રાજાના વિચારની સામે થતી ત્યારે રાજા પોતે ત્યાં જતો ને પોતાનો હુકમ વાંચવાને, મંજુર કરવાને ને નોંધવાને ફરમાવતો ને પાર્લમેંટ તાબે થઈ તેમ કરતી, કેમકે ફ્રેંચ રાજ્યવ્યવસ્થાના મૂળ નિયમોમાં એક નિયમ આ હતો કે રાજાની સમક્ષ દરેક કામદારનું કામ તેટલીવાર બંધ રેહેછે. એ પ્રમાણે જોકે વખતે વખતે રાજા પાર્લમેંટના સામાં થવાને લખવતા નહીં ને તેને ભાંગી નાખી સભાસદોને રાજ્ય બાહાર કહાડતા,

જેનું શેવટ ૧૭૩૫ માં વીએનાના કરારથી આવ્યું; ૧૭૪૦ માં આસ્ટ્રિયાની મરાયા થેરીસા સામાં લડાઈ ચલાવી જેનું શેવટ ૧૭૪૮ માં એઇલાશાપેલનાં કરારથી આવ્યું; અને ઈંગ્લંડ સાથે ચાલેલી ૭ વર્ષની લડાઈનું શેવટ ૧૭૬૩ માં પારિસના કરારથી આવ્યું–ફ્રાન્સે ઘણોક પ્રદેશ ખોયો; લૂઈ મોજમઝામાં ગુલતાન રેહેતો ને કમ અક્કલના પ્રધાનો તથા છટેલી સ્ત્રીઓ રાજકારભાર ચલાવતી તેથી ફ્રાન્સે લડાઇયોમાં ગુંચવાઈ પોતાનું લશ્કરી માન તથા પોતાનાં સંસ્થાન એ ગુમાવ્યાં ને રાજ્યનું કરજ અતીસે

---

–તો પણ તે સભા રાજાના નિરંકુશપણાંને કંઈક અંકોશ રૂપ હતી; કારણ કે લોકને આગળથી ચેતવણી મળતી ને રાજાને પણ ફરીથી વિચાર કરવો પડતો. પ્રાંતોની પાર્લમેંટ બાર હતી ને પ્રત્યેકની વ્યવસ્થા પારિસની પાર્લમેંટના જેવીજ હતી; આટલું જરૂરનું હતું કે રાજાના હુકમ અમલ આવતા થાય તેની પેહેલાં તે પ્રાંતોની પાર્લમેંટોમાં નોધાવા જોઇયે. તે ઈનસાફની કચેરી પણ હતી ને કેટલીક તો રાજાને પ્રધાન મંડળી રૂપે હતી–જ્યારે રાજાને પ્રાંત ઉપર નવો કર મૂકવાનો હોય ત્યારે તે પાર્લમેંટો કેવી રીતે તે મૂકવો ને એકેકજણે કેટલું કેટલું આપવું તે નક્કી કરતી. ઉપર પ્રમાણે જોતાં ફ્રાન્સનો રાજા સ્વેચ્છાચારી હતો પણ તેની સત્તા રાજ્યના હંમેશાના વહીવટમાં આવતા ધારાના અંકોશમાં હતી; રાજા પૂર્ણ નિરંકુશ કે નિર્દય થઇ શકતો નહીં. રાજા વંશ પરંપરા થતા પણ પુરુષજ, સ્ત્રીને કે વારસ ઠેરવેલા અનૌરસ પુત્રને રાજપદ મળતું નહીં. ૧૭૧૭ માં રાજાજ્ઞાથી ઠેરવવામાં આવ્યું હતું કે પૂરબોં કુળમાં કોઈ ન રેહે ત્યારે રાજ્યના ત્રણે વર્ગ (સરદાર, ધર્મશિક્ષક ને નગરજન) પસંદ કરી રાજા કરવો. રાજાનું ઉત્પન્ન બે પ્રકારનું હતું: રાજાનું બાપ દાદાથી ચાલ્યું આવેલું વતન ને કેટલાએક કર તથા કરને બદલે મુકરર કરેલું નાણું એ તેનું સ્થાયી ઉત્પન્ન હતું; અને રાજાએ જે નવા કર મૂક્યા હોય તે તથા દરજા વેચવાથી મળતું તે તેનું સમયનું ઉત્પન્ન ને ઘણું મોટું હતું.

રાજ્યનો સ્થાપિત ધર્મ રોમન કાથલિક છે ને રાજ્ય, ધર્મ વિષયમાં પોપને સર્વોપરિ માન આપેછે પણ પોતાના વ્યવહારમાંથી તેની સત્તા ટાળેછે; પોપ રાજાને પદભ્રષ્ટ કરી શકતો નથી કે પ્રજાને રાજાની આણમાંથી મુક્ત કરી શકતો નથી. પોપ દેશદેશના ધર્મશિક્ષકોની સામાન્ય સભાઓના ઠરાવને અધીન છે; તે સભા કબૂલ ન રાખે તેવી આજ્ઞા પોપ કરે તો તે મનાય નહીં; ધર્મસંબંધી કેટલીએક ચોકસ બાબતોમાંજ પોપને અપીલ થાય; રાજ્યનાં કોઈ પણ જનને પોપ રોમ બોલાવી શકે નહીં ને પોપનો વકીલ રાજાની પરવાનગી વિના ફ્રાન્સમાં કંઈ પણ કામ કરી શકે નહીં; સામાન્ય સભાના ઠરાવ પ્રમાણે રોમની દરબારે જેટલું લેવાનું છે તે શિવાએ બીજી કોઇ પ્રણ રીતે પોપ ફ્રાન્સમાં લાગો કે વેરો મુકી શકે નહીં. ધર્મવિષયમાં રાજ્યના ધર્માધ્યક્ષોના ફેસલા ઉપર અપીલ રાજ્યની પાર્લમેંટને થાય ને એ, રાજ્યવ્યવહાર પ્રમાણે ન્યાય કરે.

વધી ગયું; દરબાર ને પાર્લમેંટ વચ્ચે તકરાર ચાલ્યાં કરતી તેથી પણ લોક સ્વસ્થ નહોતા; અને તેવામાં વળી નાસ્તિક વિદ્વાનોનાં લખાણ વાંચવા ઉપર લોકનો શોખ અતિસેં વધ્યો હતો.

લૂઈ ૧૬ મો ૧૭૭૪ માં ગાદીએ બેઠો. રાજ્યને નાણાંની જરૂર હતી તેથી તેણે નવા કર મૂકવાની તજવીજ ચલાવી. ઉમરાવ ને પાદરી પાસેથી કર લેવાનો રાજ્યનો ધારો નહોતો, માત્ર ધંધાધારી તથા વચલા વર્ગના લોક ને ગામડીઆઓ કર આપતા; નવા કર આપવાનું તેઓનું ગજું નહોતું; રાજ્યમાં સર્વત્ર લોક પોતાનાં દુઃખનો ને રાજ્યની અનીતિનો પોકાર કરતા હતા; એ સ્થિતિમાં લૂઈએ ત્રણે વર્ગના મુખત્યારોને બોલાવી સભા ભરવાનું ઠેરવ્યું. ૧૬૨૬ માં જેવી સભા ભરાઈ હતી તેવી ભરાઈ; ઉમરાવ તથા પાદરીઓ મળીને છસેં ને તેટલાજ લોકના મુખત્યાર એઓની સભા ૧૭૮૯ ના મેની ૧૫ મીએ વરસૈલીસમાં મળી. પણ તે સભાના ગૃહસ્થોને પરસ્પર બન્યુ નહીં ને લોકના મુખત્યારોએ બીજાઓથી જૂદાં પડી 'અંગ ભૂત દેશી સમાજ' એવું પોતાનું નામ રાખ્યું. પછી ઉમરાવ ને પાદરી એમાંના ઘણાક તે સભામાં મળ્યા. ઓરલીઅન્સનો ડ્યૂક ને બીજા જેઓ રાજાના શત્રુ હતા તેઓની ઉસકેરણીથી લોકો બખેડા કરતા થયા; પારિસમાં બાસ્ટીલ નામનું સરકારી કેદખાનું હતું તેને ભાગી નાખ્યું ને રાજ કુટુંબના ઉપર પણ પ્રહાર કરવાની તજવીજ કીધી. આગસ્ટમાં દેશીસમાજે ફ્રેંચ નગરજનની સ્વતંત્રતા ને સમાનતા વિષે જાહેરનામું કીધું. રાજકુટુંબમાંના ઘણાક જણે તથા ઉમરાવોએ ફ્રાન્સ છોડયું ને ૧૭૯૧ ના જૂનની ૨૦ મીએ રાજાએ પણ જતાં રેહેવા માડયું પણ તેને રસ્તામાંથી અટકાવી પાછો પારિસમાં આણવામાં આવ્યો. લોકે પોતાની નવી સભા કરી ને એણે ૧૭૯૨ ના સપટેમ્બરની ૨૧ મીએ રાજાની સઘળી સત્તા કહાડી નાખી ફ્રાન્સનું રાજ્ય પ્રજાસત્તાક કીધું. એની પેહેલાં આસ્ટ્રિયન ને પ્રુશિયન લશ્કરોએ રાજાની સત્તા પાછી બેસાડવાને ફ્રાન્સ ઉપર હુમલો કીધો હતો પણ તેથી કંઈ વળ્યું નહોતું; રાજકુટુંબને કેદ કરવામાં આવ્યું હતું ને ૧૭૯૩ ના જાનેવારીની ૨૧ મીએ લૂઈ ૧૬ માને શિરચ્છેદ કરવામાં આવ્યો હતો.

ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય થયું તે ઉપરથી બીજા દેશોની પ્રજાએ પણ પોતપોતાના રાજાઓની સામાં બલવા ઉઠાવવાની તજવીજ ચલાવી; જર્મનીમાં ઘણાક માનવંતા ગૃહસ્થોમાં પણ તે ઘેલછા આવી હતી. ઈંગ્લંડ ને બીજાં રાજ્યોએ ફ્રાન્સ ઉપર હુમલા કરવા માડયા; અનુભવી સરદારોથી દોરાયલાં ફ્રેંચ લશ્કરો મોટાં શૌર્યથી લડયાં ને રહૈનના કાંઠાના જર્મન પ્રાંતો

ને બેલજ્યમ તથા હાલંડ એ તેઓએ જીતી લીધાં, એ પ્રમાણે જીતોથી ફ્રેંચો સાતવર્ષની લડાઈમાં ખોયલું લશ્કરી માન પાછું મેળવતા હતા પણ પારિસની હાલત જાકોબીનો, મારાટ, ડાંટન, રોબીસપીઅર એના કારભારમાં ઘણીજ ભૂંડી હતી. રાજકીય ટોળીઓ એક પછી એક બદલાતી ને જે ટોળી કારભાર પર આવતી તે શક ઉપરથી પણ સામાં મતનાને અને પોતાના ખાનગી અદાવતનાં માણસોને કાપી નખાવતી; રાજકીય ઘમસાણમાં અન્યાય ને અકાળમૃત્યુ, શસ્ત્ર ને રૂધિર એ સર્વત્ર ભય ને ત્રાસ ઉપજાવતાં; પારિસના દેવળમાં બુદ્ધિદેવીને બેસાડવામાં આવી ને જાહેર કરવામાં આવ્યું કે જગદીશ્વર છેજ નહીં; બે હજાર દેવળો જેના ઉપાધ્યાયોને કહાડી મૂકવામાં આવ્યા હતા તે કેટલાંક બુદ્ધિનાં દેવળો થયાં ને કેટલાંક મોજ ઉજાણીનાં ઘરો થયાં ને સાબાથ દિવસ રવિવારનો તે પાળવો બંધ કરવામાં આવ્યો. ૧૭૯૪ ના મેમાં ફ્રેંચ લોકે જગદીશ્વરને, આત્માના અમરપણાંને માનવા વિષે ફરી જાહેરનામું કીધું; રોબીસ પીઅરનો શિરચ્છેદ થયા પછી ને લોક પરસ્પર કતલ કરતા થાકયા ત્યારે પ્રજાસત્તા રાજ્યનો કારભાર કરવા સંબંધી જૂનાઓની એક સભા, ૫૦૦ જણાની બીજી સભા, ને પાંચ ડૈરેકટર એ પ્રમાણે નવી વ્યવસ્થા થઈ. ફ્રાન્સે ઇટાલીમાં ને રહૈનના પ્રાંતોમાં જે લડાઈ ચલાવી હતી તેથી ને તેના સંબંધમાં બીજાં રાજ્યોમાં જે બનાવો બન્યા તેથી રાજ્યોની સરહદમાં બહુ ફેરફાર થઇ ગયો. પોલંડ બીજીવાર ૧૭૯૩ માં ને ત્રીજીવાર ૧૭૯૫ માં વેહેંચાયું; આસ્ટ્રિયાના તાબાના નેધરલંડ્સ પ્રાંતો, સવોય ને નૈસી એ બીજાઓના હાથમાં ગયા માંસ્ચુઆ ને મિલાન પડયાં ને રહૈન નદી તે ફ્રાન્સની સરહદ થઈ. પ્રુશિયા, સ્વીડન, સ્પેન, ટસ્કની એઓએ ૧૭૯૫ માં ને આસ્ટ્રિયાએ ૧૭૯૭ માં ફ્રાન્સ સાથે સલાહ કરાર કીધા. યૂરોપનાં રાજ્યોના મુકાબલામાં ઈંગ્લંડમાં સ્વસ્થતા હતી ને ત્યાં રાજકાર્યમાં સૂધારો થતો હતો; વળી લોર્ડ કોર્નવાલીસે ટીપુને જીત્યો હતો. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો મોટો સાહસિક લશ્કરી સરદાર બોનાપાર્ટ જેણે ઇટલીમાં જીત મેળવી પ્રસિદ્ધિ મેળવી હતી તેણે ૧૭૯૮ માં માલ્ટા ટાપુ લીધો ને પછી પીરામીડ આગળ લડાઇ કરી આખું ઈજીપ્ટ તાબે કરીલીધું; પણ નેલસને અબૂકીરના ઉપસાગરમાં ફ્રેંચ કાફલાનો નાશ કીધો અને આસ્ટ્રિયા, રૂશિયા, ઈંગ્લંડ ને કોન્સ્ટંટિનોપલ એ ચાર ફ્રાન્સ સામાં સંપબાંધ્યો અને ફ્રાન્સમાં પણ અવ્યવસ્થા હતી તેથી બોનાપાર્ટને ઈજીપ્ટ છોડી ફ્રાન્સ આવવું પડયું. તેણે ઝડપથી પારિસમાં આવી ડૈરેકટરોનો કારભાર કહાડી નાખી ત્રણ કોન્સલોનો કારભાર સ્થાપ્યો

ને તેમાં પોતે વડો થયો. પછી તે લશ્કરી સરદાર મોરો એની મદદથી એટલો તો ફાવ્યો કે દરેક રાજ્યે (૧૮૦૧ થી તે ૧૮૦૩ સૂધીમાં) ફ્રાન્સ સાથે સલાહ કીધી હતી. પછી ત્રણ કોન્સલ ટાળીને એક પોતેજ જીવતાં સૂધીનો કોન્સલ થયો (૧૮૦૨) ને વળી બે વર્ષ પછી તે નેપોલીઅન પેહેલો એ નામે ફ્રેંચ લોકનો મહારાજા થયો (૧૮ મી મે ૧૮૦૪).

એ પ્રમાણે ફ્રાન્સ જેને લૂઇ ૧૪ માનાં મરણ પછી પ્રુશિયાએ નીચું પાડયું હતું તે પાછું યૂરોપના રાજ્ય વ્યવહારમાં સર્વોપરિ થયું; ઈંગ્લંડ શિવાએ બીજાં બધાં રાજ્યો નેપોલીઅનનાં શસ્ત્રને અધીન થઈ રહ્યાં—અલ્મ તથા ઓસ્ટેરલીટ્ઝની લડાઇથી ૧૮૦૫ માં આસ્ટ્રિયા, જીના તથા ઓએરસ્ટાડ્ટની લડાઈથી ૧૮૦૬ માં પ્રુશિયા, અને એયલો તથા ફ્રીડલાંડની લડાઈથી ૧૮૦૭ માં રૂશિયા. વેનીસ, ટૈરોલ ને પશ્ચિમ સરહદના પ્રાંતો આસ્ટ્રિયાએ ખોયા; જર્મનીનું મહારાજ્ય તૂટી પડયું; રહૈન ને એલ્બની વચમાંનો પ્રદેશ અને પોલંડનો ભાગ એ પ્રુશિયાએ ખોયા; ઈંગ્લંડ જેણે ફ્રાન્સનાં વહાણના કાફલાનો નાશ કીધો હતો ને ફ્રેંચનાં તથા ડચનાં સંસ્થાનોમાંનાં ઘણાંક લીધાં હતાં તેણે હાનોવર ખોયું; પોર્ટુગલનો રાજા બ્રેઝીલ જતો રહ્યો (૧૮૦૭), સ્પેનના રાજાને પદભ્રષ્ટ થવું પડયું (૧૮૦૮), ને હાલંડ ફ્રેંચ રાજ્યમાં જોડાયું (૧૮૧૦). નેપોલીઅને જીતેલાં રાજ્યોની વ્યવસ્થા કરી, ૧૮૧૦ માં આસ્ટ્રિયાની દીકરી સાથે લગન કીધાં; ૧૮૧૨ માં તેણે રૂશિયા ઉપર ચઢાઈ કરી માસ્કો લીધું પણ તે વર્ષની અસહ્ય ટહાડ ને ખોરાકની તંગી એથી ઘણું દુઃખ વેઠતાં ને ઘણુંક લશ્કર ગુમાવતાં તે જેમ તેમ પાછો પારિસ આવ્યો હતો.

રૂશિયામાં અણધારી હાર થવાથી ને વેલિંગટને ફ્રેંચોને પોર્ટુગલમાંથી કહાડી સ્પેનમાં દાખલ થઈ કેટલીક જીત મેળવી તે ઉપરથી બીજાં રાજ્યોએ પણ નેપોલીઅનની જુસરીમાંથી ખસવાનો પાછો ઉદ્યમ આરંભ્યો— પ્રુશિયનો બ્લૂચરને સરદાર કરી સામા થયા ને જોકે લઠઝન તથા બોટઝન આગળ (મે, ૧૮૧૩) હાર્યા તોપણ બીજી લડાઇઓમાં જીત્યા હતા; આસ્ટ્રિયાએ લીપ્ઝીકની લડાઇમાં (૧૮ અક્ટોબર ૧૮૧૩) ફ્રેંચોને હરાવ્યા ને નેપોલીઅન ઉતાવળો ફ્રાન્સ આવ્યો હતો. પ્રુશિયન, આસ્ટ્રિયન ને રૂશિયન એ ત્રણે સંપમાં રહી ફ્રેંચોને હરાવી પારિસ લીધું (૩૧ માર્ચ, ૧૮૧૪). નેપોલીઅનને પદભ્રષ્ટ કરી એલ્બા ટાપુમાં રાખવામાં આવ્યો ને બૂરબોં કુળનો લૂઇ ૧૮ મો એને ફ્રાન્સનું રાજ આપવામાં આવ્યું. ૧૮૧૫ ના માર્ચની ૧ લી એ નેપોલીઅન પાછો ફ્રાન્સ આવ્યો, બૂરબોં રાજકુટુંબ નાઠું

ને બેલજ્યમ તથા હાલંડ એ તેઓએ જીતી લીધાં, એ પ્રમાણે જીતોથી ફ્રેંચો સાતવર્ષની લડાઈમાં ખોયલું લશ્કરી માન પાછું મેળવતા હતા પણ પારિસની હાલત જાકોબીનો, મારાટ, ડાંટન, રોબીસપીએર એના કારભારમાં ઘણીજ ભૂંડી હતી. રાજકીય ટોળીઓ એક પછી એક બદલાતી ને જે ટોળી કારભાર પર આવતી તે શક ઉપરથી પણ સામાં મતનાને અને પોતાના ખાનગી અદાવતનાં માણસોને કાપી નખાવતી; રાજકીય ધમસાણમાં અન્યાય ને અકાળમૃત્યુ, શસ્ત્ર ને રૂધિર એ સર્વત્ર ભય ને ત્રાસ ઉપજાવતાં; પારિસના દેવળમાં બુદ્ધિદેવીને બેસાડવામાં આવી ને જાહેર કરવામાં આવ્યું કે જગદીશ્વર છેજ નહીં; બે હજાર દેવળો જેના ઉપાધ્યાયોને કહાડી મૂકવામાં આવ્યા હતા તે કેટલાંક બુદ્ધિનાં દેવળો થયાં ને કેટલાંક મોજ ઉજાણીનાં ઘરો થયાં ને સાબાથ દિવસ રવિવારનો તે પાળવો બંધ કરવામાં આવ્યો. ૧૭૯૪ ના મેમાં ફ્રેંચ લોકે જગદીશ્વરને, આત્માના અમરપણાને માનવા વિષે ફરી જાહેરનામું કીધું; રોબીસ પીઅરનો શિરચ્છેદ થયા પછી ને લોક પરસ્પર કતલ કરતા થાકયા ત્યારે પ્રજાસત્તા રાજ્યનો કારભાર કરવા સંબંધી જૂનાઓની એક સભા, ૫૦૦ જણાની બીજી સભા, ને પાંચ ડૈરેક્ટર એ પ્રમાણે નવી વ્યવસ્થા થઈ. ફ્રાન્સે ઇટાલીમાં ને રહૈનના પ્રાંતોમાં જે લડાઈ ચલાવી હતી તેથી ને તેના સંબંધમાં બીજાં રાજ્યોમાં જે બનાવો બન્યા તેથી રાજ્યોની સરહદમાં બહુ ફેરફાર થઇ ગયો. પોલંડ બીજીવાર ૧૭૯૩ માં ને ત્રીજીવાર ૧૭૯૫ માં વેહેંચાયું; આસ્ટ્રિયાના તાબાના નેધરલંડ્સ પ્રાંતો, સવોય ને નૈસી એ બીજાઓના હાથમાં ગયા; માંસ્તુઆ ને મિલાન પડયાં ને રહૈન નદી તે ફ્રાન્સની સરહદ થઈ. પ્રુશિયા, સ્વીડન, સ્પેન, ટસ્કની એઓએ ૧૭૯૫ માં ને આસ્ટ્રિયાએ ૧૭૯૭ માં ફ્રાન્સ સાથે સલાહ કરાર કીધા. યૂરોપનાં રાજ્યોના મુકાબલામાં ઈંગ્લંડમાં સ્વસ્થતા હતી ને ત્યાં રાજકાર્યમાં સૂધારો થતો હતો; વળી લાર્ડ કોર્નવાલીસે ટીપુને જીત્યો હતો. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો મોટો સાહસિક લશ્કરી સરદાર બોનાપાર્ટ જેણે ઇટલીમાં જીત મેળવી પ્રસિદ્ધિ મેળવી હતી તેણે ૧૭૯૮ માં માલ્ટા ટાપુ લીધો ને પછી પીરામીડ આગળ લડાઇ કરી આખું ઇજીપ્ટ તાબે કરીલીધું; પણ નેલસને અબૂકીરના ઉપસાગરમાં ફ્રેંચ કાફલાનો નાશ કીધો અને આસ્ટ્રિયા, રશિયા, ઈંગ્લંડ ને કોન્સ્ટંટિનોપલ એ ચારે ફ્રાન્સ સામાં સંપબાંધ્યો અને ફ્રાન્સમાં પણ અવ્યવસ્થા હતી તેથી બોનાપાર્ટને ઇજીપ્ટ છોડી ફ્રાન્સ આવવું પડયું. તેણે ઝડપથી પારિસમાં આવી ડૈરેકટરોનો કારભાર કહાડી નાખી ત્રણ કોન્સલોનો કારભાર સ્થાપ્યો

ને તેમાં પોતે વડો થયો. પછી તે લશ્કરી સરદાર મોરો એની મદદથી એટલો તો ફાવ્યો કે દરેક રાજ્યે (૧૮૦૧ થી તે ૧૮૦૩ સૂધીમાં) ફ્રાન્સ સાથે સલાહ કીધી હતી. પછી ત્રણ કોન્સલ ટાળીને એક પોતેજ જીવતાં સૂધીનો કોન્સલ થયો (૧૮૦૨) ને વળી બે વર્ષ પછી તે નેપોલીઅન-પેહેલો એ નામે ફ્રેંચ લોકનો મહારાજા થયો (૧૮ મી મે ૧૮૦૪).

એ પ્રમાણે ફ્રાન્સ જેને લૂઇ ૧૪ માનાં મરણ પછી પ્રુશિયાએ નીચું પાડયું હતું તે પાછું યૂરોપના રાજ્ય વ્યવહારમાં સર્વોપરિ થયું; ઈંગ્લંડ શિવાએ બીજાં બધાં રાજ્યો નેપોલીઅનનાં શસ્ત્રને અધીન થઈ રહ્યાં—અલ્મ તથા ઓસ્ટેરલીટ્ઝની લડાઇથી ૧૮૦૫ માં આસ્ટ્રિયા, જીના તથા ઓએરસ્ટાડ્ટની લડાઈથી ૧૮૦૬ માં પ્રુશિયા, અને એયલો તથા ફ્રીડલાંડની લડાઈથી ૧૮૦૭ માં રૂશિયા. વેનીસ, ટૈરોલ ને પશ્ચિમ સરહદના પ્રાંતો આસ્ટ્રિયાએ ખોયા; જર્મનીનું મહારાજ્ય તૂટી પડયું; રહેન ને એલ્બની વચમાંનો પ્રદેશ અને પોલંડનો ભાગ એ પ્રુશિયાએ ખોયા; ઈંગ્લંડ જેણે ફ્રાન્સનાં વહાણના કાફલાનો નાશ કીધો હતો ને ફ્રેંચનાં તથા ડચનાં સંસ્થાનોમાંનાં ઘણાંક લીધાં હતાં તેણે હાનોવર ખોયું; પોર્ટુગલનો રાજા બ્રઝીલ જતો રહ્યો (૧૮૦૭), સ્પેનના રાજાને પદભ્રષ્ટ થવું પડયું (૧૮૦૮), ને હાલંડ ફ્રેંચ રાજ્યમાં જોડાયું (૧૮૧૦). નેપોલીઅને જીતેલાં રાજ્યોની વ્યવસ્થા કરી, ૧૮૧૦ માં આસ્ટ્રિયાની દીકરી સાથે લગ્ન કીધાં; ૧૮૧૨ માં તેણે રૂશિયા ઉપર ચઢાઈ કરી માસ્કો લીધું પણ તે વર્ષની અસહ્ય ટહાડ ને ખોરાકની તંગી એથી ઘણું દુઃખ વેઠતાં ને ઘણુંક લશ્કર ગુમાવતાં તે જેમ તેમ પાછો પારિસ આવ્યો હતો.

રૂશિયામાં અણધારી હાર થવાથી ને વેલિંગટને ફ્રેંચોને પોર્ટુગલમાંથી કહાડી સ્પેનમાં દાખલ થઈ કેટલીક જીત મેળવી તે ઉપરથી બીજાં રાજ્યોએ પણ નેપોલીઅનની જુસરીમાંથી ખસવાનો પાછો ઉદ્યમ આરંભ્યો—પ્રુશિયનો બ્લૂચરને સરદાર કરી સામા થયા ને જોકે લઠઝન તથા બોટઝન આગળ (મે, ૧૮૧૩) હાર્યા તોપણ બીજી લડાઇઓમાં જીત્યા હતા; આસ્ટ્રિયાએ લીપઝીકની લડાઇમાં (૧૮ અક્ટોબર ૧૮૧૩) ફ્રેંચોને હરાવ્યા ને નેપોલીઅન ઉતાવળો ફ્રાન્સ આવ્યો હતો. પ્રુશિયન, આસ્ટ્રિયન ને રૂશિયન એ ત્રણે સંપમાં રહી ફ્રેંચોને હરાવી પારિસ લીધું (૩૧ માર્ચ, ૧૮૧૪). નેપોલીઅનને પદભ્રષ્ટ કરી એલ્બા ટાપુમાં રાખવામાં આવ્યો ને બુરબોં કુળનો લૂઇ ૧૮ મો એને ફ્રાન્સનું રાજ આપવામાં આવ્યું. ૧૮૧૫ ના માર્ચની ૧ લી એ નેપોલીઅન પાછો ફ્રાન્સ આવ્યો, બુરબોં રાજકુટુંબ નાઠું

ને યૂરોપનાં રાજ્યોને ફરી પાછી લડાઇઓ કરવી પડી—લીગની, ક્વાટર્ર બ્રાસ ને વાટરલુ એ ત્રણ મોટી લડાઈઓ થઈ (૧૬ મીથી તે ૧૮ મી જૂન લગીમાં) ને વેલિંગટન તથા બ્લૂચરે નેપોલીઅનને પૂરે પૂરો હરાવ્યો; એણે રાજપદ ઉપરથી હાથ ઉઠાવ્યો ને પછી તે સેંટ હેલીનામાં કેદ પડ્યો. પછી રાજ્યોની નવી વ્યવસ્થા થઈ હતી.

ફ્રાન્સમાં લૂઇ ૧૮ મો, ચાર્લસ ૧૦ ને લૂઇ ફીલિપ એઓએ રાજ્ય કીધાં; ૧૮૪૮ માં પાછો બખેડો થયો, રાજા નાસી ગયો, રાજ્ય પ્રજાસત્તાક થયું ને લૂઈ નેપોલીઅન પ્રેસીડેંટ થયો. એ લૂઇ નેપોલીઅન ૧૮૫૨ ની બીજી ડિસેંબરે ફ્રેંચોનો મહારાજા કેહેવાયો; ૧૮૭૦ ની પ્રુશિયા સાથે ચાલેલી લડાઇમાં હારી પદભ્રષ્ટ થયો, ને ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું તે આજ છે.

ફ્રાન્સનો વિસ્તાર બે લાખ ૧૦ હજાર ચોરસ મૈલ છે ને વસ્તી પોણાચાર કરોડ છે ને આલજીઅર્સની વસ્તી સાથે ૪ કરોડ છે; પારિસની વસ્તી ૧૭ લાખ છે. વહાણનો કાફલો માત્ર ઈંગ્લંડનાથીજ ઉતરતો છે. લશ્કર ૩ લાખથી ઉપર પણ લડાઇની વખતે ઘણુંજ ઉભું થાયછે; પહેલા નેપોલીઅનનું ૬ લાખનું હતું. ખેતી સારી, વેપાર મોટો ને કારખાનાં ઘણાંછે.



ઈંગ્લંડ સ્કાટલંડના ને પરરાજ્યોના કાથલિકોએ મેરીને માટે ને પોપની સત્તા પાછી બેસાડવાને માટે ગોઠવણ કીધી હતી પણ તે પાર પડી નહોતી; વળી ૧૫૮૬ માં એલિઝાબેથને મારી નાખવાનું તરકટ ઉભું થયલું તેપણ પકડાયું હતું ને તેમાં મેરી સામેલ છે એવી વાત ચલાવી તેને ઈનસાફમાં ગુનેહગાર ઠેરવી બીજે વર્ષે શિરચ્છેદ કરવામાં આવી હતી. સ્પેન તાબાના નેધરલંડના પ્રોટેસ્ટંટોને એલિઝાબેથે મદદ કરી હતી તે ઉપરથી સ્પેનના ફીલિપ બીજાએ યૂરોપના સઘળા કાથલિકના પ્રમુખ રૂપે ઈંગ્લંડની ફતેહ કરવાને મોટો કાફલો મોકલ્યો. એ કાફલાને મદદ કરવાને ફ્લાંડર્સના ને ફ્રાન્સના કાંઠા ઊપર લશ્કરનો જમાવ થયો હતો ને પોપ પ્રોટેસ્ટંટ રાણીના ઉપર નિંદાની ગર્જના કરતો હતો. એલિઝાબેથે વહાણનાં ને ખુશકીનાં લશ્કરો ઝડપથી તૈયાર કીધાં ને તેની પ્રજાના મોટા ભાગે આવેશમાં આવી તેને સારી પેઠે મદદ આપી. સ્પેનનો કાફલો ૧૫૮૮ માં બ્રિટિશ ચાનલમાં આવ્યો પણ હાર્યો ને પછી વા વાદળનાં તોફાનથી ઘણોખરો નાશ પામ્યો. સાવધ રેહેવાની વૃત્તિવાળી રાણી બીજાં રાજ્યોની લડાઈઓમાં પડી નહોતી પણ તેણે સ્પેનના વેપારને ઘણુંજ નુકસાન પહોંચાડયું અને જર્મની, ડેન્માર્ક ને ફ્રાન્સ અહીંના પ્રોટેસ્ટંટોને મદદ કર્યાં કીધી. તેનું રાજ કરતું પણ કારખાનાં તથા વેપારથી ને વહાણ એડુના શોધથી આબાદ હતું. એલિઝાબેથ પછી સ્કાટલંડનો જેમ્સ છઠ્ઠો તે ઈંગ્લંડનો જેમ્સ પહેલો રાજા થયો (૧૬૦૩) ને ઈંગ્લંડ સ્કાટલંડનું એકઠું ગ્રેટ બ્રિટનનું એક રાજ્ય થયું. જેમ્સનાં રાજ્યમાં કેટલાક કાથલિકોએ તેને તથા પાર્લમેંટના ગૃહસ્થોને દારૂથી ફુંકી મૂકવાની ગોઠવણ કીધી હતી પણ તે પકડાયા હતા. લોકસભાએ કેટલાંક રાજકાજ સંબંધી વાંધા ઉઠાવી રાજાને પોતાના હકવિષે જણાવ્યું, રાજાએ ઠપકો આપ્યો ને કહ્યું કે સામા થવાનો તમારો હક નથી; લોકસભાએ પોતાની તકરાર છોડી નહીં ને રાજાએ કહ્યું કે રાજાની મેહેરબાનીથી તમને હક મળેલા છે; લોકસભાએ સામો જવાબ વાળ્યો કે ઈંગ્લંડની પ્રજા રૂપે અમારા હક જન્મથી ને વારસામાં મળેલા છે; રાજાએ તે જવાબ દફતરમાંથી કહાડી લઈ ફાડી નાખ્યો; સભાને કહાડી મૂકી ને કેટલાક સભાસદોને કેદ કીધા (૧૬૨૧). જેમ્સે સ્કાટલંડમાં એપિસકોપસી સ્થાપવાની મેહેનત લીધી પણ તેનું ચાલ્યું નહીં ને તે પ્યુરિટન લોકની સામાં હતો તેથી તેમાંના કેટલાક અમેરિકા જઈ વસ્યા. જેમ્સે ફ્રાન્સ તથા હાલંડ સાથે મિલાપી કરાર કરી સ્પેન સામાં લડાઈ ચલાવી પણ તેવામાં તે મરણ પામ્યો. જેમ્સે આયરલંડમાં અંગ્રેજી ધારા ચલાવ્યા હતા.

ચાર્લ્સ ૧ લો ગાદીએ બેઠો (૧૬૨૫) ત્યારથીજ લોકસભાએ રાજાની સત્તા ઉપર અંકોશ રાખવાનો નિશ્ચય કરી રાખ્યો હતો; તેણે પેહેલીજ બેઠકે કેટલાંક દુઃખની ફરીઆદ કીધી ને રાજ્યના તથા સ્પેન સામાં ચાલેલી લડાઈના ખરચને માટે જોઇએ તેથી ઓછી રકમ આપવાનું ઠેરવ્યું. રાજાએ લોકસભાને રજા આપી ને લોકો પાસેથી જબરદસ્તીથી નાણું લેવા માડયું; વળી સભાને બોલાવી; એણે બકીંગહામના ડ્યૂકને અપરાધી ઠેરવ્યો; રાજાએ કેટલાક ગૃહસ્થોને કેદ કીધા ને પછી વળી છોડયા; સભાએ પોપ પક્ષના લોકનું ચલણ રાજ્યમાં તદન બંધ કરાવવાની માગણી કીધી અને રાજાએ આવતા જતા માલ ઉપર ને વહાણો ઉપર કર મૂકેલા. તેની સામાં હુજત લીધી; રાજાએ સભાને રજા આપી. રાજાએ લોકસભાની દરકાર ન રાખતાં પોતાનીજ સત્તાથી કરો લેવાં કીધા. ૧૬૨૭ માં રાજાએ કારણ બતાવ્યા વિના ફ્રાન્સ સામાં લડાઇ કરવાનું જણાવ્યું; ૧૬૨૮ માં તેણે હકની અરજી મંજૂર રાખી તેથી તેને કેટલુંક નાણું મળ્યું; ૧૬૨૯ માં રાજાને સભા વચ્ચે પાછો ઝગડો મચ્યો; કર મૂકવાને રાજાની સત્તા નથી એવું સભાએ સ્પષ્ટ જણાવ્યું; કેટલાક સભાસદોને કેદ કરવામાં આવ્યા કે સભાનું કરેલું સૌ લોકને વધારે સારૂં લાગ્યું; ચાર્લસે ૧૧ વર્ષ સભાવિના રાજ્ય કીધું ને બળાત્કારે લોકપાસે નાણું કહડાવ્યું; ૧૬૩૭ માં જોન હાંપડને વેરો ન આપ્યો તે ઉપરથી તેનો બારજણાની કોરટે ઇનસાફ ચૂકવ્યો તેમાં ૮ જણે તેની વિરૂદ્ધ મત આપ્યાં હતાં; એજ વર્ષમાં રાજાએ ઈંગ્લંડની ધર્મકર્મપદ્ધતિ સ્કાટલંડમાં દાખલ કરવા માડી તેથી ત્યાંના પ્રેસબીટેરીઅનોએ ૧૬૩૮ માં એકસંપ થઇ પ્રતિજ્ઞા કીધી કે આપણે તે નજ દાખલ કરવી ને રાજા જબરદસ્તી કરે તો સામી લડાઈ કરવી. ૧૬૪૦ માં રાજાએ પાર્લમેંટને બોલાવી; તેણે વધારે હિંમત ભીડી ઠરાવ કીધો કે તેણે રાજાનાં ફરમાવ્યા પ્રમાણે નહીં પણ પોતાનાજ વિચારમાં આવે ત્યારેજ છૂટું પડવું, અને હે કમીશનની કોરટો ને સ્ટાર ચેમ્બર એને કહાડી નાખવાં. ૧૬૪૧ માં આયરલંડમાં બલવો થયો ને ત્યાં વસેલા ઘણાક અંગ્રેજોને કાપી નાખવામાં આવ્યા; તેવામાં રાજાએ પાર્લમેંટ ભરાઈ હતી ત્યાં જઇ સભાધ્યક્ષને આસને બેસી રાજદ્રોહના અપરાધ મૂકવામાં આવેલા એવા પાંચજણને માગ્યા; પાર્લમેંટની આંખ ફાટી ને પછી લડાઇની તૈયારી થઇ; એક પાસ રાજા, સરદાર, જમીદારો ને કાથલિકો હતા ને બીજી પાસ વચલા વર્ગના, વેપારીલોક ને મોટા કસબાઓના નીચલા વર્ગના લોક હતા; ૧૬૪૨ ના આગસ્ટથી લડાઈ શરૂ થઇ ને

૧૬૪૫ માં નેઝબી આગળ રાજાની પૂરેપૂરી હાર થઈ; ચાર્લસે સ્કાચ લોકનો આશ્રય શોધ્યો ને એઓએ કેટલુંક નાણું લઈ રાજાને પાર્લમેંટને હવાલે કરી દીધો; ઓલીવર ક્રોમવેલે પાર્લમેંટને લશ્કરના ઘેરામાં ઘાલી તેની સત્તા ખૂંચી લઈ તેમાંના જેટલા પોતાનાં વળાંના હતા તેટલાની પાર્લમેંટ કીધી ને એના ઠરાવથી દ્હોડસો કમીશ્નરોએ રાજાને રાજ્યનો અપરાધી ઠેરવ્યો ને ચાર્લસ શિરચ્છેદ પામ્યો (૩૦ મી જાનેવારી, ૧૬૪૯).

ઈંગ્લંડનું રાજ્ય પ્રજાસત્તાક કેહેવાયું; આયરલંડના લોકે ચાર્લસ બીજાને રાજા માન્યો પણ તેઓને ક્રોમવેલે* હરાવ્યા; ૧૬૫૧ માં ચાર્લસે સ્કાટલંડમાં તાજ પેહેરી લશ્કર સાથે ઈંગ્લંડ ઉપર ચઢાઈ કીધી પણ તે વુરસેસ્ટર આગળ હાર્યો ને ફ્રાન્સ જતો રહ્યો; પછી ક્રોમવેલે નવી પાર્લમેંટ કીધી, એણે સઘળી રાજસત્તા ક્રોમવેલને સોંપી ને એણે પ્રોટેકટર–રક્ષણકર્ત્તા એ નામ ધારણ કીધું (૧૬૫૩). ક્રોમવેલે વળી નવી પાર્લમેંટ કરી પોતાનો અધિકાર નક્કી કરી લીધો; સરદાર લોકની એક નવી રાજ સભા કીધી, ને રાજપદ ધારણ ન કીધું પણ જુલમથી સત્તા વાપરી. ૧૬૫૮માં તે મરણ પામ્યો ત્યારે તેના દીકરાએ પ્રોટેકટર કેહેવડાવ્યું પણ બીજે વર્ષે તેને રાજી નામું આપવાની જરૂર પડી. સ્કાટલંડના લશ્કર સાથે જેનરલ મંકે ઈંગ્લંડ આવી નવી પાર્લમેંટ બોલાવી ને એણે ચાર્લસ બીજાને ગાદીએ બેસાડ્યો (૨૯ મી મે ૧૬૬૦); એ સમે યૂરોપમાં ગ્રેટબ્રિટન તથા આયરલંડ, અમેરિકામાં ન્યૂ ઈંગ્લંડ, વરજીનીઆ, મેરીલાંડ વગેરે પ્રદેશ અને હિંદુસ્થાનમાં સુરત વગેરેમાં અને પીપલી, મદ્રાસ વગેરેમાં થોડીક જમીન, એટલું અંગ્રેજી રાજ્ય હતું. ચાર્લસે ૧૬૬૨ માં પોર્ટુગલની રાજ કન્યા સાથે પરણી પેહેરામણીમાં મુંબઈ ને તાંજોર એ મેળવ્યાં. ૧૬૬૪ પછી હાલંડ સાથે દરીઆની લડાઈઓ ચાલી; ૧૬૬૭ માં ડચના કાફલાએ ટેમ્સમાં આવી કેટલાંક વહાણોને બાળી નાખ્યાં ને કેટલાંક લીધાં; પછી તરતજ સલાહ થઈ હતી ને અંગ્રેજે ન્યૂ યોર્ક ને ડચે સુરીનામ એ મેળવ્યાં હતાં. ચાર્લસ છચોક છટેલ ને મોટો ઉડાઉ હોવાથી તે લોકનાં

---

* એ (આબરૂદાર માબાપનો દીકરો) યુનિવરસિટિમાં આળસુ છોકરો હતો; તે પ્યૂરીટન પંથ સ્વીકારી પોતાની કટેવ મૂકી દઈ એકાંત વાસ ને એકમાર્ગીપણું એના ઉપર પ્રીતિ રાખતો થયો; ને પછી પ્યૂરીટન લોકનો આગેવાન થયો હતો. (ધર્મમાં તથા રાજ્યમાં સૌ સમાન છે એવું મત પ્યુરીટનોનું હતું). પ્રજાસત્તાક રાજ્યમાં મેહેસૂલ તથા વહાણ સંબંધી ધારા થયા હતા; અને બહાર અંગ્રેજી વાવટો ફતેહમંદ હતો.

મનમાંથી ઉતર્યો; તેણે લોકને રાજી રાખવાને પોતાના પ્રધાનને (યોર્કના ડ્યૂકના સસરાને) રાજબહાર કરવાની સમ્મતિ આપી અને ફ્રાન્સની સામા ડચ તથા સ્વીડ સાથે સંપ બાંધ્યો (૧૬૬૮); પણ પછી તેણે સ્થાપિતધર્મ ને રાજ્યવ્યવસ્થા બદલવાની તદબીર કરવાનું કામ ક્લિફર્ડ આરાલી, બકીંગહામ, આરલીંગટન, ને લોડરડલ એઓને સોંપ્યું અને ફ્રાન્સના લૂઈ સાથે છૂપા કોલકરાર કરીને ડચ સામા લડાઈ ચલાવી (૧૬૭૨); અને ઈંગ્લંડના સ્થાપિત ધર્મને કબૂલ ન રાખનારાઓને માટે જે ફોજદારી ધારા હતા તેને અમલમાં આવતા અટકાવ્યા. એ ઉપરથી ઈંગ્લંડના લોક ઘણા ખિન્ન થયા હતા. ૧૬૭૪ માં ડચ સાથે સલાહ થઈ હતી. લોકસભાએ યોર્કના ડ્યૂકને ગાદી ન મળે તેવું બીલ રજુ કીધું, પણ સરદારોએ તે રદ કીધું અને રાજા તથા લોક એ બેનું સમાધાન ન થયેથી પાર્લમેંટને રજા આપવામાં આવી (૧૬૮૧). સ્કાટલંડની પાર્લમેંટ રાજાની ઇચ્છાને અધીન હતી ને ઈંગ્લંડમાં રાજપક્ષ સબળો હતો; ઈંગ્લંડમાં ઠેકાણે ઠેકાણે મસલહતો ચાલતી ને તેમાં મળતીઆ થએલા લોર્ડ રસલ તથા આલગરનન સીડની એઓને ફાંસી દેવામાં આવી. ૧૬૮૪ માં ચાર્લસ બીજો મૂઓ ને યોર્કનો ડ્યૂક જેમ્સ બીજો એ નામે રાજા થયો. એણે ઈંગ્લંડ તથા સ્કાટલંડનાં બંડો બેસાડ્યા પછી ધારા પ્રમાણે જે કબૂલાત પાળવી જોઇએ તે તેણે ન પાળી; કેટલાક પ્રોટેસ્ટંટ અમલદારોને બરતરફી આપી; કાથલિક સાધુ ને જેસુટ એઓને જાહેર રીતે આશ્રય આપ્યો અને પોપ સાથે સંદેશા વેહેવાર ચલાવ્યો. લોકે જેમ્સની દીકરી મેરીનો વર વિલિયમ જે ઓરેંજનો ભૂપ હતો તેને તેડાવ્યો ને તે ૧૬૮૮ ના નવંબરમાં આવ્યો; જેમ્સ બીજો ફ્રાન્સ જતો રહ્યો; સરદાર તથા લોકોએ સભા કરી ઠેરવ્યું કે ઓરેંજનો ભૂપ તથા તેની સ્ત્રી ઈંગ્લંડનાં રાજા રાણી થાય પણ રાજસત્તા બંનેને નામે વિલિયમ કરે; પછી રાજા વિલિયમ ત્રીજો ગાદીએ બેઠો; સભા તે પાર્લમેંટ થઈ; પ્રજાના હક સંબંધી ને ગાદીના વારસ સંબંધી ધારા થયા; અને સૌને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ મળી. સ્કાટલંડમાં એપિસ્કોપસી કહાડી નાખવામાં આવી ને નવા રાજાની સત્તા ત્યાં પણ કબૂલ રાખવામાં આવી. હવે જેમ્સ જે ફ્રાન્સ ગયો હતો તે લશ્કર સાથે આયરલંડમાં ઉતર્યો પણ વિલિયમે ત્યાં જઇ હરાવ્યો તેથી તે પાછો ફ્રાન્સ ગયો (૧૬૯૦). ઈંગ્લંડ તથા હાલંડ એ બે ફ્રાન્સની સામાં થયાં ને તેઓના કાફલાઓએ લાહોગ આગળ મોટી જીત મેળવી (૧૬૯૨). મેરી રાણી મરણ પામી (૧૬૯૫) ને પછી (૧૭૦૧)

ગાદીનો વારસો મેરીની બેન જે આન તેને મરણે જેમ્સ ૧ લાની દીકરીની દીકરી હાનોવરની સોફાયાને મળે એવું રાજ્ય ધારામાં લખાયું.* જેમ્સના પક્ષના (જાકોબૈટ) લોકે ફ્રાન્સની ઉસકેરણીથી વિલિયમની સત્તાની સાંમે ઘણાંક તરકટ ચલાવ્યાં પણ તેઓ કોઈમાં ફાવ્યા નહીં. વિલિયમે જાથુનું લશ્કર વધારવાની તજવીજ કીધી પણ પાર્લમેંટે સામે થઈ નાની નાજ

---

* ઈંગ્લંડની રાજ્યવ્યવસ્થાનું સ્વરૂપ ઘડાતાં ઘડાતાં છેલ્લું કેવું ઘડાઈ રહ્યું તે સંબંધી આ ઠેકાણે જાણવું યોગ્યછે. ઈ૦ સ૦ ૧૦૬૬ માં વિલિયમે ઈંગ્લંડને જીતી સાક્સનોનો જૂનો રાજ્યતંત્ર ભાંજી નાખી ફ્યૂડલ રાજ્યતંત્ર નવોજ દાખલ કીધો. ફ્રાન્સમાં ફ્યૂડલ સરદારોનો રાજા ઉપર અંકોશ હતો, રાજા માત્ર નામનોજ ઉપરી હતો પણ ઈંગ્લંડમાં ફ્યૂડલતંત્ર દાખલ કરનાર નિરંકુશ રાજા થયો હતો તેથી સરત પ્રમાણે જે જાગીરદાર ન ચાલે તેની જાગીર પાછી લઈ લેવાની ને વેળાએ તેને દંડ કરવાની રાજાની સત્તા હતી. ફ્રાન્સના ફ્યૂડલતંત્રમાં પરસ્પર વળગણ નહીં તેવા અનેક ભાગ હતા ને ઈંગ્લંડમાં ધાડા સંબંધથી અનેક ભાગ મળીને આખું એક જેવું હતું ને તે રાજાની સત્તાના ભારથી છૂટું ન પડીજાય તેવું ઘટ હતું. ફ્રાન્સમાં ઘણાખરા પ્રાંતોને પરસ્પર ઐક્ય નહોતું; ફ્યૂડલ સરદારો પોતપોતાના પ્રાંતના લોક ઉપર જુલમ ગૂજારતા ને એઓ વારેવારે બલવા કરતા પણ એ યત્નો (એક પ્રાંતના લોકને બીજા પ્રાંતના લોક સાથે સંબંધ નહીં તેથી) આખાં રાજ્યના લોકની સ્વતંત્રતાને અર્થે ઉપયોગી થઇ પડતા નહીં. ઈંગ્લંડમાં રાજાની સત્તાના બહુમોટા ભારથી સઘળાજ દુઃખી હતા ને સમાન દુઃખથી સઘળાઓનું ઐક્ય હતું ને એ કારણોથીજ અંગ્રેજ લોક છેલ્લી વારે પોતાનું રાજકીય સુખ પ્રાપ્ત કરી શક્યાછે.

વિલિયમે જે ધારા બાંધ્યા હતા તે ઘણાજ કરડા હતા ને જાગીરદાર તથા પેટા જાગીરદારો બારન તથા નૈટ ઘણાજ ખિન્ન થયા હતા ને તેઓ પોતાના હક મેળવવાને લાગ ખોળ્યાંજ કરતા હતા. હેનરી પેહેલાએ તથા બીજાએ કેટલાક હક આપવા કબૂલ કીધેલા પણ તે પ્રમાણે કંઇ ચાલતું નહોતું. કાંટરબરીનો આર્ચ બિશપ લાંગટન જેને રાજા જોનની ઇચ્છા ઉપરાંત પોપે નીમ્યો હતો તેની પાસે હેનરી ૧ લાએ આપેલા પટાની એક નકલ આવી ને એ ઉપરથી તેણે કેટલાક મુખ્ય બારનોને સમજાવ્યા ને એઓએ એકનિશ્ચયથી અરજી તૈયાર કરી જોનને આપી; જોને પોપને લખ્યું ને પોપે જવાબ વાળ્યો કે રાજ્યમાં બખેડા કરનારી બારનોની ટોળીઓને તોડી પાડવી; એ ઉપરથી બારનોએ બે હજાર સ્વાર ને ઘણુંક પાયદળ એની સાથે ઓકસફર્ડ જઈ તેના મેહેલને ઘેરો ઘાલ્યો; રાજાએ માન્યું નહીં; બારનોએ નોરધામટનને ઘેરો ઘાલ્યો, બેડફર્ડ લીધું, ને તેઓ લંડન ગયા ત્યાં સૌ લોક મોટી ખુશીથી તેઓને મળી ગયા; રાજા નરમ પડ્યો ને તેણે રનીમીડમાં કેટલીક આનાકાની ને પછી થોડીક ભાંજગડ કીધા પછી માગ્ના ચાર્ટા ઉપર સહી કીધી (૧૨૧૫); એ પટાથી તાલુકદાર, ધર્મશિક્ષક ને બીજા લોક એ ત્રણેના એટલે ઈંગ્લંડની સમસ્ત પ્રજાના રાજકીય

કહી. સ્પેનના વારસાની લડાઈમાં વિલિયમે સારીપેઠે ભાગ લીધો હતો. ૧૭૦૨ માં વિલિયમ મરણ પામ્યો ને આન રાણીએ જોરાભેર લડાઈ ચલાવી; મારલબરોના ડ્યૂકે બ્લેનહીમ ને રામિલીસની ફતેહ મેળવી; પછી યૂટ્રેચની સલાહથી (૧૭૧૧) ઈંગ્લંડને જીબ્રાલ્ટર, મિનોર્કા, ન્યૂફૌંડલંડ, નોવાસ્કોશિયા, વગેરે પ્રદેશ મળ્યા હતા. ઈંગ્લંડ તથા સ્કાટલંડની પાર્લમેંટો

---

—હક રાજાએ કબૂલ રાખ્યા. તે પટા પ્રમાણે રાજાઓ વર્તતા નહીં પણ તે પટાથી લોકે જાણ્યું કે આ પ્રમાણે આપણા રાજકીય હક્કછે ને તે જાળવવાની આપણી ફરજ છે. હેનરી ત્રીજાના રાજ્યમાં કેટલાક બારનોની તરફથી લીસ્ટરના અર્લે રાજા ઉપર જીત મેળવી હતી ને પછી તેણે પોતાની સત્તા કાયમ રાખવાને પોતાના પક્ષના બારનો, ઘણાક ધર્મશિક્ષકો, દરેક શાયર—પરગણાંમાંથી બબ્બે નૈટ (પેટા જાગીરદાર) ને દરેક બરો—મુખ્ય કસબાના બબ્બે સુખત્યારો એઓની સભા ભરી હતી—લંડનમાં ૧૨૬૫ ની ૨૨ મી જાનેવારીએ; એ સભા તે રાજ્યની પાર્લમેંટ કેહેવાઈ. એડવર્ડ ૧ લાને વેલ્સ તથા સ્કાટલંડ સાથે લડાઈઓ કરવાને નાણું જોઇતું હતું વાસ્તે તેણે તે, પોતાના બાપદાદાઓની પેઠે સત્તા ન વાપરતાં લોકની સમ્મતિ લઈને હકના પટા ઉપર અગિયાર વાર સહી કરીને, મેળવ્યું હતું—(એ પ્રમાણે જે લોકસભા હાલ હાઉસ આવ કોમન્સને નામે ઓળખાયછે તેની ઉત્પત્તિ થઈ); એડવર્ડે એક ધારો કીધો કે 'લાર્ડ અને કોમન્સ એઓની સમ્મતિ વિના કોઈ પણ કર કે વેરો મૂકાય નહીં.' એડવર્ડની પાર્લમેંટમાં ત્રણે વર્ગ એકઠા હતા પણ પછી સરદાર વર્ગની ને લોકની એમ બે રાજ્ય સભા થઈ હતી (૧૩૩૯—૧૩૪૩). એડવર્ડ બીજો તથા ત્રીજો ને હેનરી ચોથો એઓનાં રાજ્ય, પ્રજાને (બંને વર્ગને) અનુકૂળ હતાં;—પણ પછીનાં રાજ્યો નહોતાં; ફ્રાન્સની ને માહોમાહેની લડાઇઓને લીધે પ્રજા છેક જ નિર્માલ થઈ ગઈ હતી; હેનરી સાતમો તથા આઠમો, મેરી ને એલિઝાબેથ એઓને ધારા કરતી વેળા પાર્લમેંટ બોલાવવાની જરૂર હતી, બાકી નાણું તો તેઓને બીજે રસ્તે મળતું; એલિઝાબેથનાં રાજ્યની ઉપલી ભભકમાં લોક અંજાઇ જઈ કરડી નિરંકુશ રાજસત્તાને કેવળ આધીન થઈ રહ્યા હતા.

પણ જેમ્સ ૧ લાએ લોકનું અપજશિયું ઝુંપણ ખસેડ્યું; પાછલા રાજાઓએ બબડાટ ન કરતાં ધીમે ધીમે પોતાની સત્તા પૂરેપૂરી વધારી દીધી હતી પણ જેમ્સે તો ખુલ્લી રીતે કહ્યું કે પ્રજાને હક આપવા ન આપવા તે તેની ઇચ્છા ઉપર આધાર રાખેછે. એ મદ ભર્યું બોલવું લોકથી સંખાયું નહીં—તેઓએ પોતાના હકને માટે ઉપરા ઉપરી અરજીઓ કર્યાં કીધી. ચાર્લસે પ્રથમ તો પાર્લમેંટને સંખવી નહીં પણ અંતે લાચારીથી તેણે પ્રજાના હકની યાદી ઉપર મંજૂરી આપી (૧૬૨૮); ને એમ જ્યારે રાજા પ્રજાનું ઐક્ય થવાનો સંભવ જણાયો ત્યારે કેટલાક પુરુષ જે દેશાભિમાનીનું ડોળ ઘાલી પોતાનો લોભ પાર પાડવાને ઇચ્છતા તેઓ ખિન્ન થયા; રાજાની વર્તણુકથી નારાજ થવાના નવા પ્રસંગ આવ્યા; રાજા ને પાર્લમેંટ વચ્ચે સામસામી ચાલી ને રાજાની સત્તા પૂરેપૂરી નાશ પામી.

ભળી જઈને ખરેખરૂં એક રાજ્ય ગ્રેટ બ્રિટનનું થયું હતું તે ૧૭૦૬ માં. આન ૧૭૧૪ માં મરણ પામી; તે ઈંગ્લંડના સ્ટુવર્ટ રાજવંશમાંની છેલ્લી હતી; તેણે પોતાનાં રાજ્યના છેલ્લા ભાગમાં પોતાના ભાઈને (જેમ્સ પ્રિટેંડરને) ધર્મ બદલી ઈંગ્લંડની ગાદીએ બેસવા વિષે સમજાવ્યો હતો પણ તેણે માન્યું નહોતું.

---

–રાજાની સત્તા તદ્દન કહાડતાં અંગ્રેજો પ્રથમ તો પાર્લમેંટના કેટલાક આગેવાનોનીજ સત્તાને તાબે હતા કે જે સત્તા ક્રોમવેલે છીનવી લીધી ને પછી તે કેટલાક લશ્કરી અમલદારોનામાં વેહેંચાઈ ગઈ; પ્રજારાજ્ય નીભ્યું નહીં ને પાછી રાજાની સત્તા સ્થપાઈ. ચાર્લસ બીજાનાં રાજ્યમાં નવા ટંટા જાગ્યા ને વગર તપાસે કોઈને કેદમાં રખાય નહીં એવો ધારો પસાર થયો. જેમ્સ બીજાએ પાછો લોકના હક ઉપર હુમલો કીધો કે જેથી અંગ્રેજોએ થાકી હારી પરદેશીને પોતાનાં રાજ્યનો રાજા કીધો ને એણે તેઓના માગ્યા હક મંજૂર રાખ્યા.

રાજ્યવ્યવસ્થા, ધારા બાંધવા સંબંધી ને ધારા પ્રવર્ત્તાવવા સંબંધી એમ બે પ્રકારની છે. ધારા કરવા, રદ કરવા, ફેરફાર કરવા એ સત્તા રાજા, ઉમરાવ ને લોક એ ત્રણની એક મહાસભા જે પાર્લમેંટ કેહેવાય છે તેનીજ છે; જૂદા જૂદા પ્રગણાંના, મુખ્ય મુખ્ય કસબાના ને બે પાઠ શાળાના મળી ૫૧૩ મુખત્યારોની લોક સભા હતી અને સ્કાટલંડ તથા આયરલંડ જોડાયાથી કેટલાક વધ્યા; ૧૮૩૧ ના રીફારમ આક્ટ પ્રમાણે ઈંગ્લંડ તથા વેલ્સના ૫૦૦, સ્કાટલંડના ૫૩ ને આયરલંડના ૧૦૫, સૌ મળીને ૬૫૮ મુખત્યારોની લોકસભાછે. પ્રગણાના મુખત્યારો પસંદ કરવાનો અખત્યાર જે જમીદારો દરવર્ષે ૫૦૦ અથવા વધારે રૂપીઆ ભરતા હોય તેઓને છે અને કસબાના મુખત્યાર જેઓના ઘરનું ભાડું સૌથી વધારે હોય તેઓ તેમને નીમેછે; તેના તે મુખત્યાર ઘણામાં ઘણા ૭ વર્ષ રહી શકેછે. સરદાર સભામાં બે વડા ધર્માધ્યક્ષ, ૨૪ ધર્માધ્યક્ષ ને ડયૂક, માર્કિવસ, અરલ, વૈકૌંટ ને બારન એ પદવીના સરદારો, સ્કાટલંડના ૧૬ ને આયરલંડના ૨૮ એમ સૌ મળીને ૩૭૬ છે. સરદારો વંશ પરંપરાના હોયછે. માત્ર રાજાજ પાર્લમેંટને બોલાવી શકે, મુલતવી રાખી શકે, ને બરખાસ્ત કરી શકે. ધારાના ખરડા એકેક સભામાં ત્રણ ત્રણવાર વંચાય છે, બંને સભાએ બીલ મંજૂર રાખ્યું ને રાજાએ સહી આપી કે તે પાર્લમેંટના આક્ટ–ધારા થાયછે; એક સભાએ બીલ પસાર કીધું ને બીજીએ ન કીધું તો તે રદ થાયછે ને બંને સભાએ પસાર કીધું ને રાજાએ ના કહી તો પણ તે રદ થાયછે. નાણાં સંબંધી ધારા પ્રથમ લોકસભાજ કરે ને સરદારો રદ કરે તો પણ તે ફરે નહીં. ધારા પ્રવર્તાવવાની સત્તા રાજાનીજછે. તે પોતાના વતીના ન્યાયાધીશો રૂપે ન્યાય કરે છે; કામદારો નીમેછે ને પદવી માન આપેછે; તે ધર્મશિક્ષકોનો ને લશ્કરોનો સર્વોપરિ મુખ્ય છે; સિક્કા પાડવાની, લડાઈ કે સલાહ કરવાની સત્તા માત્ર તેનીજ છે; તોપણ તે નાણાં પ્રકરણમાં સર્વ પ્રકારે લોકસભા ઉપર આધાર રા-

આના પછી સોફીયાનો દીકરો બ્રંઝવિક કુળનો હાનોવરનો ઈલેકટર જ્યોર્જ ઈંગ્લંડનો રાજા થયો (૧૭૧૪); સ્કાટલંડમાં જેમ્સના પક્ષકારોએ ફ્રાન્સની છૂપી મદદથી બલવો ઉઠાવ્યો તે બેસાડવામાં આવ્યો (૧૭૧૬); સ્પેનનો આલબેરોની એની એક ખટપટ આ હતી કે પ્રીટેંડરને ઈંગ્લંડની ગાદીએ બેસાડવા ને તેટલા માટે સ્પેનની સામાં ચાર રાજ્યોના (આસ્ટ્રિયા, ફ્રાન્સ, ઈંગ્લંડ, ને હાલંડ) સંપમાં ઈંગ્લંડે સારી પેઠે કામ કીધું હતું અને સ્પેનના ફીલિપને દુશ્મનોનાં કહ્યા પ્રમાણે કોલકરાર કરી આપવા પડયા હતા; પાર્લમેંટ ત્રણ ત્રણ વર્ષે નવી બદલાતી તે સાત સાત વર્ષે બદલાવાનો ધારો થયો. ૧૭૨૭ માં જ્યોર્જ બીજો ગાદીએ બેઠો, તેની કારકીર્દીમાં ઈંગ્લંડે સ્પેન સાથે લડાઈ ચલાવી (૧૭૩૯); મરાયા થેરીસાનો પક્ષ કીધો; ફ્રાન્સની ઉસકેરણીથી ચાર્લસ એડવર્ડ (પ્રીટેંડરનો દીકરો) સ્કાટલંડમાં આવેલો તેને હરાવી નસાડયો (૧૭૪૬) ને પછી એઇલાશાપેલની સલાહથી (૧૭૪૮) ફ્રાન્સે સ્ટુવર્ટોને પોતાનાં રાજ્યની બહાર કરવાને કબૂલ કીધું; ૧૭૫૪ માં નોવાસ્કોશિયાની સરહદબાબત ફ્રાન્સ સાથે લડાઈ ઉભી થઇ ને પછી ૧૭૫૬ થી સાત વર્ષની લડાઈ ચાલેલી તેમાં તેણે (ઈંગ્લંડે) કાનેડા મેળવ્યું (૧૭૫૯); અને હિંદુસ્થાનમાં રાજસત્તા કરવાનો પાયો ઘાલ્યો. જ્યોર્જ ત્રીજાની કારકીર્દીમાં (૧૭૬૦–૧૮૨૦) અંગ્રેજોએ વેસ્ટ ઈંડીઝમાં મોટી ફતેહ મેળવી ને ફ્રાન્સ તથા તેના મળતીઆ યૂરોપમાં ફાવ્યા નહીં તેથી પારીસના કોલકરારથી ઈંગ્લંડ ફ્રાન્સ વચ્ચે સલાહ થઈ (૧૭૬૩); ઈંગ્લંડે ઉત્તર અમેરિકાના સંસ્થાનીઓ ઉપર કર મૂકવાની તજવીજો કરવા માંડી (૧૭૬૫) પણ લોક સામા થએથી સ્ટાંપ આક્ટને રદ કીધો (૧૭૬૬). વળી ઈંગ્લંડે કર મૂકવાની તજવીજ ચલાવી, લોક સામાં થયા પણ ઈંગ્લંડે બીજા બધા ઉપરથી કર ખસેડી ચાહ ઉપર તો જરૂર મેહેસૂલ લેવાનો મમત કીધો; તેર સંસ્થાનના લોકે એકઠા થઈ ૧૭૭૫ થી ૭ વર્ષ લડાઈ ચલાવી પોતાનું સ્વાધીન સ્વતંત્ર રાજ્ય કીધું; ૧૭૮૨ માં આયરલંડમાં ત્યાંનીજ કોરટ ને ત્યાંનીજ પાર્લમેંટ

---

–એછે; રાજા જાતે સઘળી ન્યાયની કોરટોના અમલની ઉપર છે તોપણ તેના પ્રધાનો જવાબદાર છે ને ખોટાં કામને વાસ્તે એઓને અપરાધી ઠેરવવામાં આવેછે.

વગર તજવીજે કોઇને કેદમાં ન રાખવો તે સંબંધી, દેશી પંચના અભિપ્રાયવિના ઇનસાફદારે સજા ન કરવી તે સંબંધી, અને વર્ત્તમાન પત્રોની સ્વતંત્રતા સંબંધી જે ધારાઓ છે તેથી બ્રિટિશપ્રજાના હકનું મોટું સંરક્ષણ થાયછે.

થાય એવું ઠર્યું; ૧૭૮૭ માં ગુલામના ધંધા વિષે ચર્ચા ઉઠવા લાગી; ૧૭૮૯–૯૦ માં ફ્રેંચ રેવોલ્યુશનથી ઈંગ્લંડમાં ગભરાટ ઉઠયો હતો; ૧૭૯૩ માં ફ્રેંચ વકીલને કહાડી મૂકવામાં આવ્યો, ને પછી ઈંગ્લંડ ફ્રાન્સ વચ્ચે લડાઈ ચાલી હતી. (૧૭૯૧ માં ડબલીનમાં એક સભા સ્થપાઈ હતી ને તેનો પ્રગટ ઉદ્દેશ આ હતો કે પાર્લમેંટમાં કેટલોક સૂધારો કરાવવો અને રેવોલ્યુશનના વખતથી રોમન કાથલિકને પાર્લમેંટમાંથી બાતલ કીધા હતા તેઓને પાછા દાખલ કરાવવા; એ સભાએ ઝડપથી પોતાનો વધારો કીધો હતો ને ઈંગ્લંડસરકારથી નારાજ થએલાઓને તે સભાનું કામ પસંદ પડયું હતું); ૧૭૯૬ માં કેટલાક ઐરીશોએ મદદ માગી ને વર્ષની આખેરીએ ૨૦ હજાર લશ્કરનો ફ્રેંચ કાફલો આયરલંડ ઉપર ઉતર્યો હતો પણ તોફાન લાગવાથી તે વેરાતો થઈ ઘણુંક નુકસાન ખમીને પાછો ફર્યો હતો; લડાઈ ચલાવવાને ઈંગ્લંડના લોકે પોતાની સરકારને ધીરવાની ટીપમાં ૧૮ કરોડ રૂપીઆ ૧૬ કલાકમાં ભર્યા હતા; ૧૭૯૭ ના ફેબ્રવારીમાં ૧૨૦૦ ફ્રેંચ ટૂપ ફીશગાર્ડ આગળ ઉતર્યા પણ તરતજ તેઓને કેદ કરવામાં આવ્યા; તેજ મહિનામાં ઈંગ્લંડની બેંકે નોટોનાં નાણાં આપવાં બંધ કીધાં ને માર્ચમાં ૨૦ શીલીંગની નોટો કહાડી; એપ્રિલમાં પોર્ટસમૌથના કાફલામાં મોટો બલવો થયો પણ તરતજ પાર્લમેંટે ધારો કરી ખલાસીઓના પગાર વધાર્યા ને બલવાખોરોને માફી આપી; આયરલંડમાં તોફાન વધતું ચાલ્યું ને મે મહિનામાં ત્યાં માર્શલ લા–લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો; શીઅરનેસના કાફલામાં બલવો થયો ને ખલાસીઓ જૂનની આખરસુધી પોતાનાં કામપર આવ્યા નહીં પણ પછી તેઓના આગેવાનોને મોતની સજા કરવામાં આવી હતી; એ કાફલાએ પછી બહાદુરીથી ડચને હરાવી ખોયલી આબરૂ પાછી મેળવી હતી; ફિસાદ વધવાથી પાર્લમેંટે રાજદરબારી વાતોની ચરચા કરનારી મંડળીઓનાં મકાનોને જ્યાં લોક ન્યૂસપેપર ચોપાનીઆં વગેરે વાંચવાને મળતા તે ઠેકાણાં બંધ કરાવ્યાં હતાં; તોપણ ગ્રેટબ્રિટનનો વેપાર બહુ વધ્યો હતો–ઈંગ્લંડથી બહાર ગએલા માલની કિંમત ૧૭૮૭ માં ૫ કરોડ ૭૦ લાખની ગણાઈ હતી ને ૧૭૯૭ માં ૨૯ કરોડ ને બાવીસેક લાખની ગણાઈ. ૧૭૯૮ માં ફ્રેંચે ઈંગ્લંડ ઉપર હુમલો કરવાની તૈઆરી કીધી ને આયરલંડના બલવાખોરોને મદદ આપી તે ઉપરથી ઈંગ્લંડ ફ્રાન્સ ઉપર ઘણુંજ ચીડાયું હતું; મે મહિનાથી આયરલંડના બલવાખોર સાથે ત્યાં ઠામ ઠામ લડાઈ ચાલી હતી ને સપટેંબરમાં તે બલવો પૂરેપૂરો બેઠો હતો; અકટોબરમાં ફ્રાન્સે આયરલંડ ઉપર હુમલો

કરવાને કાફલો મોકલ્યો પણ અંગ્રેજી કાફલાએ તેને હરાવી ૮૪ લડાઈનાં ને પાંચ સામાનનાં વહાણ પકડયાં; ફ્રેંચો ઈંગ્લંડ ઉપર ચઢાઇ કરવાની તૈઆરી કરતા હતા તેને માટે એ વર્ષમાં સરકારને મદદ કરવાને લોકે પોતાની ઇચ્છાથી પોતપોતાનામાં ૨॥ કરોડનું ઉઘરાણું કીધું હતું ને ચૌદ લાખ હિંદુસ્થાનના બ્રિટિશ રેસિડેંટોએ મોકલ્યા હતા. બહાર જતા માલની કિંમત ૩૪ કરોડ હતી ને ૧૭૯૯ ની આખરે ચલણી શિક્કો ૪૪ કરોડનો હતો. ૧૮૦૧ માં ગ્રેટબ્રિટન ને આયરલંડ એ બેની એક પાર્લમેંટ થવાથી તે બેનું એક આખું રાજ્ય થયું. ૧૮૦૩ માં વળી ફ્રેંચોએ ઈંગ્લંડ ઉપર હુમલો કરવાની તૈયારી કીધી ને તેને માટે ઘણીજ ઝડપથી સામી તૈઆરી થઇ હતી—માત્ર ઇઓમેનરી ને વોલંટીઅર લશ્કર ૩ લાખ ૮૦ હજારનું ઉભું થયું હતું. ૧૮૦૪ ના મેમાં મિ૦ પિટ્ટ પાછો પ્રધાન થયો તેણે ફ્રાન્સની તદબીરની સામાં સ્વરાજ્યની સર્વ પ્રકારની શક્તિઓ કામે લગાડી હતી; ૧૮૦૬ ના જાનવારીમાં પિટ્ટ મરણ પામ્યો ને રાજનીતિમાં મોટો કુશળ કેહેવાયો; તેની પછી તેનો સામાવાળો વીગપક્ષનો જોન ફોકસ પ્રધાન થયો હતો ને તે સપટેંબરમાં મરણ પામેલો તોપણ વીગ ગૃહસ્થોએ પાર્લમેંટમાં પોતાનું ઉપરીપણું જાળવી રાખ્યું; ૧૮૦૭ ના ફેબ્રુવારીમાં તુર્કસ્તાન સાથે લડાઇ ચાલી; માર્ચમાં ગુલામનો ધંધો બંધ કરવામાં આવ્યો; એપ્રિલમાં કાથલિક લોકના હક સંબંધી ચર્ચા ચાલતાં ટોરી પક્ષના ગૃહસ્થો પ્રબળ થયા અને નવેંબરમાં ઈંગ્લંડે તટસ્થ રહેલાં રાજ્યોને ફ્રાન્સ તથા તેની તરફનાં રાજ્યો સાથે વેપાર કરવાનો પ્રતિબંધ કીધો (બોનાપાર્ટે ઈંગ્લંડને માટે બર્લિનમાં ઠેરવ્યું હતું તેની સામાં). ઈંગ્લંડે વહાણોનો ઝાડો જોવાનો હક જણાવ્યો તે ઉપરથી યૂનૈટેડ સ્ટેટ્સે ક્રોધે ભરાઇ (૧૮૦૯ માં) કોઇ રાજ્ય સાથે સંબંધ રાખવો નહીં એવું ઠેરવ્યું; એજ વર્ષમાં ગ્રેટબ્રિટને તુર્કસ્તાન સાથે સલાહ કીધી અને અકટોબરની ૨૫ મીએ જ્યોર્જ ત્રીજાનાં રાજ્યને ૫૦ મું વર્ષ બેઠું તેથી તે દહાડે મહોત્સવ કરવામાં આવ્યો. ૧૮૧૦ માં રાજા પાછો વિકળ થયો ને બીજે વર્ષે ફેબ્રુવારીમાં તેનો પાટવી રાજપ્રતિનિધિ થયો. ૧૭૮૪ થી તે ૧૮૧૧ સૂધીના વખતમાં ગ્રેટબ્રિટને નવા કારખાનાં સેહેલથી કહાડવામાં અસાધારણ સુધારા કીધા હતા; અને જોકે લડાઇઓનો અતિમોટો ખરચ થયો હતો તોપણ દોલતનાં સાધન ઘણાંજ વધ્યાં હતાં. ૧૮૧૩ ના મેથી લાર્ડ વેલિંગટને સ્પેનમાં ફ્રેંચ સાંમાં ધમધોકાર લડાઈ ચલાવીને ફતેહ મેળવતાં ૧૮૧૪ ના એપ્રિલની ૧૦ મીએ ટૂલોસની લડાઈમાં માર્શલ શોલ્ટને પૂરેપૂરો હરાવ્યો. (રૂશિયા, આસ્ટ્રિયા, પ્રુશિયા એ-

ઓગ્યે માર્ચની ૩૧ મીએ પારિસ લીધું હતું ને પછી ૩૦ મી મેએ ફ્રાન્સ સાથે સલાહના કોલકરાર થયા હતા); ૨૪ મી ડિસેંબરે અમેરિકન સાથે સલાહ થઈ અને ૧૮૧૫ ના જૂનની ૧૮ મીએ વેલિંગટને વાટરલૂની મોટી લડાઈ જીતી; ૧૮૧૩–૧૪–૧૫ એ ત્રણ વર્ષમાં યુરોપની લડાઇઓમાં ગ્રેટબ્રિટને ૧ અબજ રૂપીઆ ખરચ્યા હતા.

૧૮૨૦ ના જાનેવારીની ૨૯ મીએ જ્યોર્જ ત્રીજો મરણ પામ્યો ને જ્યોર્જ ૪ થો ગાદીએ બેઠો; ફેબરવારીથી ઈંગ્લંડની બેંકે નોટનું નાણું (સુનાના સિક્કા) આપવું પાછું જારી કીધું; ૧૮૨૩–૨૪ માં કેટલોક કર ઘટાડવામાં આવ્યો; ૧૮૨૫ માં ઘણીક પેઢીઓ તૂટીને હજારો જણ દુઃખી થયા; ૧૮૨૬ માં કારખાનાંવાળાં પ્રગણાંમાં ઘણાંક હુલ્લડ થયાં ને ધંધા વગરના કારીગરોના ગુજરાનને માટે ૧૦ લાખ રૂપીઆનું લોકે ઉઘરાણું કીધું; ૧૮૨૭ માં ઈંગ્લંડ, ફ્રાન્સ ને રૂશિયા એઓના કાફલાઓએ તુર્કસ્તાન તથા ઇજીપ્ટના કાફલાઓનો, નવારીનોના ઉપસાગરમાં નાશ કીધો હતો; ૧૮૨૯ માં વેલિંગટનનાં પ્રધાનમંડળની કારકીર્દીમાં રોમન કાથલિકોને પ્રોટેસ્ટંટની પેઠે રાજકીય હક મળતા થયા; એ સમા ઉપર બ્રિટિશ ટાપુઓની વસ્તી ૨ કરોડ ૧૦ લાખ ને બ્રિટિશ હિંદુસ્થાન તથા બીજો બ્રિટિશ મુલખ એની વસ્તી ૯ કરોડની હતી. ૧૮૩૦ માં વિલિયમ ૪ થો રાજા થયો; લંડનમાં ને બીજે કેટલેક ઠેકાણે હુલ્લડ થયાં ને ઠામઠામ આગ લાગતી તે ઉપરથી નવંબરમાં પાર્લમેંટને બોલાવવામાં આવી, ને તે પ્રસંગે ડયૂક વેલીંગટને પાર્લમેંટ સંબંધી સૂધારો ન કરવા વિષે જણાવ્યું; ને એ ઉપરથી પાર્લમેંટ સારી પેઠે ઉસકેરાઇ;–વેલિંગટનનું પ્રધાનમંડળ રાજીનામું આપી ખસતું થયું ને રાજાએ લોર્ડ ગ્રેને પ્રધાન કીધો. ૧૮૩૦ ના જુલાઇમાં ફ્રાન્સના લોકે નવો રાજા કીધો તેની અસરથી લોકનાં મન ઉસકેરાયાં હતાં ને ૧૮૩૧ ના માર્ચમાં લોર્ડ જોન રસલે રીફારમ બીલ લોકસભામાં રજુ કીધું.–એકમત વધવાથી તે પાસ થયું પણ સરદાર સભામાં ૨૩ મત વધવાથી તે રદ થયું; ડિસેંબરમાં ફરીથી બીલ રજૂ કરવામાં આવ્યું; ૧૮૩૨ ના ફેબરવારીમાં લંડન તથા એડીંબરોમાં મરકીથી ઘાણક લોક મૂઆ; રીફારમબીલ લોકસભામાં બીજીવાર વંચાઈ ૧૦૯ વધુમતે પસાર થયું; પણ સરદારો ચીડથી સામા થયા તેથી ગ્રે પ્રધાનની મંડળીને રાજીનામું આપવાની જરૂર પડી; લોક એટલા તો તુંદ જોશમાં આવી ગયા કે રાજાએ તે પ્રધાન મંડળને પાછું બોલાવ્યું ને કેટલાક નવા સરદારો કીધા અને વળી બીજી કેટલીક છૂપી ખટપટ ચાલી એ સંધાંને લીધે સરદાર સભાએ પણ રીફારમ

બીલ પસાર કીધું ને જૂનની ૭ મીએ તે રાજ્ય ધારાના રૂપમાં પ્રગટ થયું. સન ૧૮૩૪ માં બ્રિટિશ સંસ્થાનોમાંના ગુલામોને છૂટા કરવાનો ધારો થયો ને તેઓના ધણીઓને ૨૦ કરોડ આપવામાં આવ્યા.

૧૮૩૭ ના જૂનની ૨૦ મીએ વિલિયમ ૪ થો મરણ પામ્યો ને તેની ભતરીજી વિકટોરીઆ એની આણ ચાલી; જુલાઇમાં મ્યુનીસિપલ ખાતાના સૂધારા સંબંધી ધારો થયો; ૧૮૪૦ ના ફેબરવારીની ૧૦ મીએ તેણે સાક્સકોબર્ગ તથા ગોથા એના ડયૂકના દીકરા પ્રિન્સ આલબર્ટ સાથે લગન કીધાં. બ્રિટન ને આયરલંડ એકઠાં થયાં હતાં તેને પાછાં જૂદાં કરવાને ઘણાક આૈરિશો કેટલાંક વર્ષ થયાં મથન કરતા હતા પણ ૧૮૪૪ માં ઓ' કોનેલને ને બીજા અગેવાનોને સજા થઇ હતી; ૧૮૪૬ માં પરદેશાથી આવતાં અનાજ સંબંધી ધારામાં ફેરફાર થયો; ૧૮૪૭ માં બટાટાનો પાક થયો નહીં તેથી ને રેલવે તથા બીજી કંપનીઓમાં કાવતરાંવાળા સટ્ટા ચાલ્યા તેથી લોક નાણાની ભીડમાં આવી રહ્યા; ઘણાંક દેવાળાં નીકળ્યાં હતાં; આયરલંડના ગરીબ દુઃખી લોકને ઈંગ્લંડ સરકારે ને ધનવંતોએ દસેક કરોડની મદદ કીધી હતી; ૧૮૪૮ માં ફ્રાન્સમાં રાજ્ય બદલાયું તેથી ઈંગ્લંડના ઉદ્યમ વેપાર ઉપર થોડીકવાર માઠી અસર રહી; આયરલંડના લોકે ભયંકર બલવો કરવાનું ડોળ દેખાડયું હતું પણ જ્યારે તે થયો ત્યારે ત્યાંની પોલીસેજ તે બેસાડયો હતો; ૧૮૪૯-૫૦ માં પાર્લમેંટમાં વહાણ સંબંધી ધારા ૨૬ થયા હતા; લોકની તનદુરસ્તી વધે તેવા ને સંસ્થાનનાં રાજ્યમાં સૂધારો થાય તેવા ધારા થયા હતા; ૧૮૫૨ ના સપટેંબરની ૧૪ મીએ ડયૂક વેલિંગટન ૮૩ વર્ષની ઉંમરે મરણ પામ્યો; ઈંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે વીજળીનો તાર પૂરો નખાઇ રહ્યો (૧ લી નવેમ્બર); પાર્લમેંટ મળી (૪ થી નવેમ્બર); ડરબીનાં પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, લોર્ડ આબરડીન પ્રધાન થયો; એ પ્રધાન મંડળીના જાણવામાં આવ્યું કે રૂશિયાના ઝારે, બ્રિટિશ એલચી સાથે વાત કરી છે કે રૂશિયા તુર્કસ્તાન લે તેમાં બ્રિટન હરકત ન કરે તો ઈજીપ્ટ બ્રિટનને આપી દેવામાં આવે, પણ એ વિચાર તુચ્છકારી કહાડવામાં આવ્યો હતો; રૂશિયા તુર્કસ્તાન વચ્ચે ચાલેલી ક્રીમીઆની લડાઇમાં બ્રિટન તથા ફ્રાન્સ એઓએ તુરકની મદદમાં રહી સીબાસ્તેપૂલનો દક્ષિણ ભાગ લીધો,-નવા ઝાર અલેકઝાંડરે સલાહની માંગણી કીધી ને પછી પારિસમાં બ્રિટન, ફ્રાન્સ, તુર્કસ્તાન, રૂશિઆ, આસ્ટ્રિયા, સાર્ડીનીઆ ને પછવાડેથી પ્રુશિયા એ રાજ્યો મળ્યાં હતાં ને કોલકરાર થયા હતા (માર્ચ, ૧૮૫૬). ૧૮૫૮ થી હિંદુસ્થાનમાં કંપનીનું રાજ્ય ટળ્યું ને મહારાણીની આણ વર્ત્તાતી થઇ છે.

ડ તથા વેલ્સ મળીને ૫૮ હજાર ચોરસ મૈલનો પ્રદેશ છે; ૩૦ હજાર ને આયરલંડનો ૩૨ હજાર છે. વસ્તી ઈંગ્લંડની લાખ ૫૦ હજાર, સ્કાટલંડની ૩૦ લાખ ને આયરલંડની ૬૦. લંડનની વસ્તી ૨૮ લાખની છે. ઈંગ્લંડનું મહારાજ્ય ૮૫ા મૈલનું (પૃથ્વીની સપાટીનો ૧/૬) ને ૨૧ કરોડ ૪૦ લાખ વ-ાની વસ્તીનો ૧/૫) છે; તેમાં પચાસેક ભાષા બોલનારા લોક છે. ફલો સર્વોત્કૃષ્ટ છે; સાતસેંક લડાઈનાં વહાણો ૧ થી તે ૧૩૧ તો-તેનું લશ્કર ૭૦ હજારથી ઉપર પણ સમય ઊપર લાખ થાય; મે લાખનું હતું. જમીનનું લશ્કર (હિંદુસ્થાનનું સાઠ હજાર બ્રિટિશ બે લાખથી વધારે પણ દહોડ લાખ મિલિશિયા, દહોડ લાખ ને બીજું, અને હિંદુસ્થાનનું દેશી તે-એ સૌ મળીને ૭ લાખનું પળ ગ્રેટબ્રિટન તથા આયરલંડ, બ્રિટિશ ઈંડિયા ને બીજાં સં-સૌનું રક્ષણ કરેછે. ખેતી ઘણી સારી, કારખાનાં ઘણાં ને ઘણાં પાર તો સર્વોપરિ બહોળો છે; વસૂલજમા (હિંદુસ્થાનની સાથે અબજ રૂપિઆથી વધારે ને કરજ આઠ અબજ છે. કેળવણી થોડીક ઓછી છે પણ વધતી જાયછે; પાઠશાળાઓ ઈંગ્લંડમાં સફર્ડ, કેંબ્રીજ, ડરહામ ને લંડન), સ્કાટલંડમાં પાંચ (એડીંબરો આયરલંડમાં એક ડબલીનની છે.



## યૂનૈટેડ સ્ટેટ્સ.

હોકાયંત્રના શોધથી વહાણ ખેડનારાઓને મોટું ઉત્તેજન મળવાથી તેઓ નવા પ્રદેશોનો શોધ કરવાને બહાર પડ્યા ને કોલમ્બસે અમેરિકાનો* શોધ કીધો

---

* દંતકથા ચાલતી કે દરીઆની (આટલાંટિકની) વચમાં મોટું રાજ્ય હતું પણ તે ઉપર પાણી ફરી વળ્યું હતું; તેવો કોઈ દેશ ખરેખરો હતો ને ત્યાંના લોક અમેરિકા જઈ વસ્યા અથવા બહેરીંગની સામુદ્રધુની (૩૬ મૈલની) કોઈ કાળે સૂકી જમીન હતી ને તે રસ્તે એશિયાના લોક અમેરિકા જઈ વસ્યા એ વિષે કંઈ નક્કી કેહેવાઈ શકાતું નથી. સ્પાનીઅર્ડોએ અમેરિકામાં મેક્સિકો ને પીરૂ અ-હીંના મોટાં રાજ્યો જોયાં હતાં; તે ઘણાં સુધરેલાં હતાં-મોટાં સુંદર દેવળ, સારાં બાંધેલાં ઘર ને રસ્તા, બજાર, સોનું રૂપું હીરા માણેક, લુગડાં, વાસણ વગેરેથી

બીલ પસાર કીધું ને જૂનની ૭ મીએ તે રાજ્ય ધારાના રૂપમાં પ્રગટ થયું. સન ૧૮૩૪ માં બ્રિટિશ સંસ્થાનોમાંના ગુલામોને છૂટા કરવાનો ધારો થયો ને તેઓના ધણીઓને ૨૦ કરોડ આપવામાં આવ્યા.

૧૮૩૭ ના જૂનની ૨૦ મીએ વિલિયમ ૪ થો મરણ પામ્યો ને તેની ભતરીજી વિક્ટોરીઆ એની આણ ચાલી; જુલાઇમાં મ્યુનીસિપલ ખાતાના સૂધારા સંબંધી ધારો થયો; ૧૮૪૦ ના ફેબ્રુઆરીની ૧૦ મીએ તેણે સાક્સકોબર્ગ તથા ગોથા એના ડ્યૂકના દીકરા પ્રિન્સ આલબર્ટ સાથે લગન કીધાં. બ્રિટન ને આયરલંડ એકઠાં થયાં હતાં તેને પાછાં જૂદાં કરવાને ઘણાંક ઐરિશો કેટલાંક વર્ષ થયાં મથન કરતા હતા પણ ૧૮૪૪ માં ઓ' કોનેલને ને બીજા અગેવાનોને સજા થઇ હતી; ૧૮૪૬ માં પરદેશથી આવતાં અનાજ સંબંધી ધારામાં ફેરફાર થયો; ૧૮૪૭ માં બટાટાનો પાક થયો નહીં તેથી ને રેલવે તથા બીજી કંપનીઓમાં કાવતરાંવાળા સટ્ટા ચાલ્યા તેથી લોક નાણાની ભીડમાં આવી રહ્યા; ઘણાંક દેવાળાં નીકળ્યાં હતાં; આયરલંડના ગરીબ દુઃખી લોકને ઈંગ્લંડ સરકારે ને ધનવંતોએ દસેક કરોડની મદદ કીધી હતી; ૧૮૪૮ માં ફ્રાન્સમાં રાજ્ય બદલાયું તેથી ઈંગ્લંડના ઉદ્યમ વેપાર ઉપર થોડીકવાર માઠી અસર રહી; આયરલંડના લોકે ભયંકર બલવો કરવાનું ડોળ દેખાડયું હતું પણ જ્યારે તે થયો ત્યારે ત્યાંની પોલીસેજ તે બેસાડયો હતો; ૧૮૪૯–૫૦ માં પાર્લમેંટમાં વહાણ સંબંધી ધારા રદ થયા હતા; લોકની તનદુરસ્તી વધે તેવા ને સંસ્થાનનાં રાજ્યમાં સૂધારો થાય તેવા ધારા થયા હતા; ૧૮૫૨ ના સપટેંબરની ૧૪ મીએ ડ્યૂક વેલિંગટન ૮૩ વર્ષની ઉંમરે મરણ પામ્યો; ઈંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે વીજળીનો તાર પૂરો નખાઇ રહ્યો (૧ લી નવેમ્બર); પાર્લમેંટ મળી (૪ થી નવેમ્બર); ડરબીનાં પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, લોર્ડ આબરડીન પ્રધાન થયો; એ પ્રધાન મંડળીના જાણવામાં આવ્યું કે રૂશિયાના ઝારે, બ્રિટિશ એલચી સાથે વાત કરી છે કે રૂશિયા તુર્કસ્તાન લે તેમાં બ્રિટન હરકત ન કરે તો ઈજીપ્ટ બ્રિટનને આપી દેવામાં આવે, પણ એ વિચાર તુચ્છકારી કહાડવામાં આવ્યો હતો; રૂશિયા તુર્કસ્તાન વચ્ચે ચાલેલી ક્રીમીઆની લડાઇમાં બ્રિટન તથા ફ્રાન્સ એઓએ તુરકની મદદમાં રહી સીબાસ્તેપૂલનો દક્ષિણ ભાગ લીધો,-નવા ઝાર અલેકઝાંડરે સલાહની માંગણી કીધી ને પછી પારિસમાં બ્રિટન, ફ્રાન્સ, તુર્કસ્તાન, રૂશિઆ, આસ્ટ્રિયા, સાર્ડીનીઆ ને પછવાડેથી પ્રુશિયા એ રાજ્યો મળ્યાં હતાં ને કોલકરાર થયા હતા (માર્ચ, ૧૮૫૬). ૧૮૫૮ થી હિંદુસ્થાનમાં કંપનીનું રાજ્ય ટળ્યું ને મહારાણીની આણ વર્તાતી થઇછે.

ગટનને સંસ્થાની લશ્કરનો સર્વોપરિ સરદાર બનાવ્યો. ૧૭૭૬ ના માર્ચમાં વાશિંગટને બોસ્ટન લીધું ને પછી તેર સંસ્થાનના પ્રતિનિધિયોએ કોંગ્રેસમાં મળી સ્વાધીનતાનું પત્ર તૈયાર કરી જુલાઈની ૪ થીએ તે પ્રવર્ત્તાવ્યું.*

---

* સ્વાધીનતાના પત્રમાં આ પ્રમાણે હતું:—

માણસને લગતા બનાવોની દોડમાં જ્યારે એક લોકને, બીજા સાથે સંબંધ રખાવનારૂં રાજકીય બંધન તોડી નાખવાની અને પૃથ્વી ઉપરની સત્તાઓમાં જુદી તથા સરખી પદવી જેને માટે સૃષ્ટિના તથા સૃષ્ટિ કર્ત્તાના નિયમ પ્રમાણે તેઓનો હક છેજ તે, ધારણ કરવાની જરૂર પડેછે, ત્યારે, માણસ જાતનાં મતને માટે સુઘડ આદર છે તેથી તેઓએ પરાણે જુદાં પડવાનાં કારણો જાહેરમાં કેહેવાંજ જોઈએ.

અમે આ સત્યને સ્વતઃ સ્પષ્ટ સમજીએ છૈયે, કે સર્વ મનુષ્યને સરખાં ઉત્પન્ન કરવામાં આવ્યાં છે; કે પોતાનાથી બીજાને નજ આપી શકાય તેવા કેટલાક હક તેઓના કર્ત્તાએ તેઓને બક્ષેલા છે; કે તેમાં પ્રાણ, સ્વતંત્રતા ને સુખને માટે યત્ન એ છે; કે એ હક જાળવવાને મનુષ્યોમાં રાજ્યો સ્થપાયાં છે ને એ પોતાની ન્યાયી સત્તા પ્રજાના અનુમતમાંથી પામેછે; કે જ્યારે કોઈ પણ પ્રકારનું રાજ્ય એ ઉદ્દેશોને નાશ કરનારૂં થાયછે ત્યારે તે રાજ્યમાં ફેરફાર કરવાનો અથવા તેને સમૂળું કહાડી નાખવાનો ને નવું રાજ્ય સ્થાપવાનો લોકને હક છે,—એવાં તત્વો ઉપર પાયો નાખીને ને એવા નિયમ બાંધીને કે જે તેઓનીજ નજરમાં પોતાનાં સંરક્ષણ તથા સુખને સોવસા પૂરાં પાડનારાં જણાય. ડહાપણ તો ખરેખર આમજ કહેછે કે લાંબા વખતના મંડાયલાં રાજ્યો હલકાં તથા ક્ષણિક કારણો ઉપરથી બદલાવાં નજ જોઈએ, અને તેમ સર્વ અનુભવે પણ દેખાડયું છે કે માણસ દુઃખી છતે પોતાનાં સહવાસવાળાં રાજ્યરૂપને કહાડી નાખી પોતાની સ્થિતિ સારી નહીં કરે પણ ખમાશે ત્યાં સૂધી ખૂંચ્યાં ખમશે—એવો માણસ જાતનો સ્વભાવ છે. પરંતુ જ્યારે અસત્ વ્યવહાર, નિંદા ને અપહરણ ઉપરાઉપરી ને એક સરખી રીતે એકજ બાબતની પાછળ લાગી રહી સાબીત કરી દેખાડે છે કે કોઈ ઇરાદો તેઓને નિરંકુશ સત્તા તળે લાવી મૂકવાનો છે ત્યારે તેઓનો હક છે, તેઓની ફરજ છે કે તેવું રાજ્ય ખસેડી નાખવું ને પોતાનાં પછીનાં રક્ષણને માટે નવા રક્ષક તૈયાર કરી રાખવા. એ પ્રમાણે આ સંસ્થાનોએ ધીરજથી વેઠયું છે અને એવીજ હવે જરૂર છે કે જે તેઓની પાસે પોતાનાં રાજ્યની પેહેલાંની વ્યવસ્થા ન છૂટકાની બદલાવેછે. ગ્રેટ બ્રિટનના હાલના રાજાનો ઇતિહાસ તે ઉપરા ઉપરી કરેલી અપકૃતિ ને અપહરણ એનો ઇતિહાસ છે કે જે સંધાનો સીધો ઉદ્દેશ આ સંસ્થાનો ઉપર નિરંકુશ સત્તા સ્થાપવાનો છે. એ સાબીત કરવાને હકીકતો સાફ દિલ દુનિયાંની આગળ રજૂ થાઓ.

તેણે લોકહિતને અર્થે સુખકર ને જરૂરના કાયદાઓને મંજૂરી આપવાની ના પાડી છે. તરતની ને ચાંપતી અગતના પણ કાયદા પસાર કરવાને તેણે,

(૧૪૯૨). પછી ત્યાં સ્પાનીઅર્ડો મેક્સિકોમાં (૧૫૧૯) તથા પીરૂમાં (૧૫૩૧) ને પોર્ટુગીસ બ્રઝીલમાં (૧૫૪૯ પછી) ને ફ્રેંચ કાનેડામાં (૧૬૦૮ પછી) વસ્યા; અંગ્રેજોએ વર્જિનિયામાં (૧૫૮૫) સંસ્થાન કરવાની તજવીજ કીધી હતી પણ તે જેમ્સની કારકીર્દીમાં થયું હતું; ન્યૂ ઈંગ્લંડના કાંઠા ઉપર (૧૬૦૬ માં) ને માસ્સાચ્યુસેટ્સમાં (૧૬૨૦) સંસ્થાનો થયાં; ધર્મના ટંટાને લીધે દુઃખ પામતા ઘણાક અંગ્રેજો સત્તરમા શૈકામાં અમેરિકા જઈ પૂર્વ કાંઠાના પ્રાંતોમાં વસ્યા; ફ્રાન્સ ને જર્મનીના કેટલા લોક પણ ત્યાં વસ્યા; હ્યુગેનોટ, પ્યુરીટન, ક્વેકર ને બીજાપંથના લોક એકઠા વસ્યા; ને એ સૌ નવા વસનારાઓએ વતનીઓને સમજાવી, બળાત્કાર કરી, લડાઈમાં હરાવી દૂર કીધા—ઘણીક જાતિયોનો નાશ કીધો. અંગ્રેજનાં સંસ્થાનો એકબીજાંથી જૂદાં હતાં; તેઓ પાછળથી રક્ષણ તથા વેપારને અર્થે ઈંગ્લડ સરકારની આણ માનતા થયાં હતાં—ઈંગ્લંડથી ગવર્નર આવતા પણ રાજસભા સંસ્થાની લોકની પોતપોતાની હતી. ઈંગ્લંડ ફ્રાન્સ સાથે સાત વર્ષ લડાઈ કરી હતી ને તેથી સંસ્થાનોનું રક્ષણ થયું હતું એ ઉપરથી જોર્જ ત્રીજાની પ્રધાનમંડળીએ તેઓના ઉપર કર મૂકવાની તજવીજ કીધી હતી; સંસ્થાનીઓ સામા થયા તોપણ ૧૭૬૭ માં ચ્યાહ, કાચ ને રંગ એ ઉપર સરકારે લવાજમ ઠેરવ્યું; લૉર્ડ નોર્થનાં પ્રધાનવટાંમાં બીજા માલ ઉપરથી કાહાડી માત્ર ચ્યાહ ઉપર મેહેસુલ રાખ્યું ને સ્પષ્ટ જણાવીને કે તેમ કરવાનો ઈંગ્લંડ સરકારનો હક છે. ચ્યાહ ઉપર મેહેસુલ જૂજ હતું પણ અમેરિકનોએ જાણ્યું કે તે કબૂલ રાખવાથી કર મૂકવાનો ઈંગ્લંડનો હક સાબીત થશે; અને તેવામાં વહાણો આવ્યાં કે તેઓએ ઉસકેરાઈ બોસ્ટનમાં માલને ડુબાડી દીધો. એ ઉપરથી ઈંગ્લંડની પાર્લમેંટે બોસ્ટનનું બંદર બંધ કરવાને ને માસ્સાચ્યુસેટની ધારા બાંધનારી સભા કહાડી નાખવાને ધારા કીધા. સઘળાં સંસ્થાનોના પ્રતિનિધિયોની સભા ૧૭૭૪ ના સપટેંબરમાં ફિલાડેલ્ફિયામાં મળી, ને તેણે રાજાને અરજી કીધી પણ રાજા તથા પાર્લમેંટ એઓએ તે લેખવી નહીં ને લડાઈ શરૂ થઈ (૧૭૭૫ ના વસંતમાં). જૂનની ૧૪ મીએ પ્રતિનિધિયોની સભાએ વાશિ-

---

—શેહેરો શોભીતાં હતાં; લોકમાં પ્રલયની દંતકથા ચાલતી; પીરૂના લોક સૂરજ વગેરેને પૂજતા ને મેક્સિકોમાં વિચિત્ર મૂર્તિયો હતી; ધર્મશિક્ષકો પરણતા નહીં; તેઓના મઠ હતા તેમાં સ્ત્રીઓને જવાનો અધિકાર નહોતો, વર્ષમાં અમુક અમુક કાળે તેઓ કેટલીક વસ્તુને ખાવામાં લેતા નહીં વગેરે. મેક્સિકોના લોક હિંદુ અથવા બાબીલનના લોક જેવા હતા, પીરૂના તે લીડીઅન જેવા ને ઉત્તર અમેરિકાના તે જૂના વખતના જર્મન જેવા હતા એમ કહીએ તો ચાલે.

હતા પણ વળી રાજકીય અંદેશાઓથી તે વિચાર ફરી ગયા; અને લ-ડાઈઓ ચાલી. બ્રિટિશ ને ફ્રેંચ કાફલાઓ સામસામાં લડ્યા,-સ્પેનનાં વહાણો ફ્રેંચની મદદમાં હતાં; ૧૭૮૦ માં ઉત્તર તથા દક્ષિણ કારોલૈનાના લોક બ્રિટિશ લશ્કરી સરદાર ક્લિટનને તાબે થયા ને લૉર્ડ કોર્નવાલિસે અમેરિકન જેનરલ ગેટ્સને ભારે શેહ આપી; ૧૭૮૧ માં જેનરલ ગ્રીને કારોલૈનાનાં બંને સંસ્થાન પાછાં લીધાં ને સપ્ટેંબરમાં અમેરિકન તથા ફ્રેંચ ઓઓએ યોર્કટૌનને ઘેરો ઘાલ્યો ને ૧૯ મી અક્ટોબરે કોર્નવાલિસે

લડાઈઓ તો આપ્યાંજ કરતી; ૧૭૭૭ ના અક્ટોબરમાં બ્રિટિશ જેનરલ હો, સારાટોગા આગળ પૂરેપૂરો હાર્યો ને પછી કરાર થયા હતા કે તેનાં લશ્કરે મુકામમાંથી બહાર આવી હથિયાર મૂકી દેવાં ને પછી ઈંગ્લંડ જવાને વહાણ ઉપર ચઢવું. હવે ફ્રાન્સ જે આટલીવાર બ્રિટન અમેરિકાનો ઝગડો આઘેરહી જોયાં કરતું અથવા અમેરિકનોને છૂપી મદદ આપતું તેણે યૂનૈટેડ સ્ટેટ્સનું નવું પ્રજાસત્તાક રાજ્ય માન્ય રાખ્યું ને જાહેર રીતે મદદ આપી. ને પાછલથી સ્પેને પણ તેમજ કીધું; ઈંગ્લંડની દરબારમાં પ્રથમ તો અમેરિકાનું નવું રાજ્ય માન્ય રાખવાના વિચાર ઉઠ્યા

---

–પોતાના ગવરનરોને મના કરી છે, અગર એઓ કરેછે તો રાજાની મંજૂરી મળવીજ જોઇએ માટે તે અમલમાં આવતા મુલતબી રેહેછે ને મુલતબી રહ્યા કે પછી તેની તે બિલકુલ દરકાર રાખતો નથી. તેણે લોકનાં મોટાં પ્રગણાંઓનાં સુખને માટે કેટલાક કાયદા બાંધવાને ના કહી છે–તે ઇચ્છે છે કે તે લોક કાયદા બાંધવામાં પોતાનો પ્રતિનિધિપણાનો હક જે તેઓને અમૂલ્ય છે ને માત્ર જુલમગારોનેજ ડરામણો છે તે છોડી દે. તેણે કાયદા કરનારા લોકની મંડળીઓને પોતાના સરકારી કાગળો જ્યાં રાખવામાં આવેછે ત્યાંથી બહુ છેટે આવવા જવાને સુગમ ન પડે તેવે ને શીરસ્તો નહીં તેવે ઠેકાણે બોલાવી છે ને એટલા માટે કે તેઓ કંટાળીને પણ તેની વાતોને કબૂલ રાખે. તેણે પ્રતિનિધિયોની સભાઓને વારે વારે ભાંજી નાખી છે કેમકે તેઓ લોકના હક ઉપર થતા હુમલાઓને અટકાવવાને મર્દાઈ વાળી મજબૂતીથી સામી થતી. તે સભાઓ ભાંજી નાખ્યા પછી તેણે ઘણીક વાર સુધી બીજાઓને નીમાવાની ના પાડી છે કે જેથી ધારા કરનારા સત્તાધારીઓ જેઓ નષ્ટ થઈ શકેજ નહીં તેઓ પોતાના ધંધાને માટે પાછા આવી લોકમાં મળ્યા છે અને તે દરમીઆન, રાજ્યને, બહારના હુમલાઓ તથા માહેના કલહ એ બેનું ભય રેહેતું. તેણે આ સંસ્થાનોની વસ્તીમાં વધારો ન થાય તેવી તજવીજ કીધી છે; તેટલા માટે તેણે પરદેશીઓને સ્વદેશી વતની કરવાના કેટલાક ધારા, વાંધા લઇ લઇને પસાર થતા અટકાવ્યા છે, તેઓનાં આવી વસવાને ઉત્તેજન મળે તેવા ધારા પસાર કરવાની તેણે ના કહી છે ને જમીન નામે ચડાવવાની સરતો વધારી છે. ઇનસાફની કોરટો સ્થાપવાના ધારાઓને મંજૂરી નથી આપી તેથી તેણે ઇનસાફનો વહિવટ બંધ પાડ્યો છે. જડજો પોતાની કારકીર્દીની મુદત ને પોતાના પગાર એને માટે તેની ઇચ્છા ઉપર આધાર રાખેછે. તેણે ઘણીક નવી સરકારી જગો ઉભી કીધી છે ને અમારા લોકને દુઃખ દેવાને તથા અમારૂં ખાઈ જવાને તેણે નવા અમલદારોનાં ઝુંડ અહીં મોકલ્યાં છે. તેણે અમારી કાયદા કરનારી સભાઓની સમ્મતિ વિના શાંતિકાળમાં પણ અમારામાં જાથુનાં લશ્કર રાખ્યાં છે. તેણે લશ્કરી ખાતાંને સિવિલ ખાતાંથી જૂદુંજ ને એનાથી ઉપરતું કરવાનો લક્ષ રાખ્યો છે. અમારી રાજ્યવ્યવસ્થાથી જૂદી ને અમારા ધારા મંજૂર ન

હતા પણ વળી રાજકીય અંદેશાઓથી તે વિચાર ફરી ગયા; અને લડાઈઓ ચાલી. બ્રિટિશ ને ફ્રેન્ચ કાફલાઓ સામસામાં લડયા,—સ્પેનનાં વહાણો ફ્રેંચની મદદમાં હતાં; ૧૭૮૦ માં ઉત્તર તથા દક્ષિણ કારોલૈનાના લોક બ્રિટિશ લશ્કરી સરદાર ક્લિંટનને તાબે થયા ને લૉર્ડ કોર્નવાલિસે અમેરિકન જેનરલ ગેટ્સને ભારે શેહ આપી; ૧૭૮૧ માં જેનરલ ગ્રીને કારોલૈનાનાં બંને સંસ્થાન પાછાં લીધાં ને સપટેંબરમાં અમેરિકન તથા ફ્રેંચ એઓએ યોર્કટૌનને ઘેરો ઘાલ્યો ને ૧૯ મી અક્ટોબરે કોર્નવાલિસે

---

—કરે તેવી પરાઈ હકુમતના તાબામાં અમને મૂકવાને તેણે બીજાઓને મળીને તજવીજ કીધી છે; તેઓના કરેલા બહાના રૂપ કાયદા ઉપર તેણે પોતાની મંજૂરી આપી છે;—અમારામાં હથિયાર વાળાં લશ્કરો રાખવાને; સત્તા વાળા અમારા લોકનાં ખૂન કરે તેની સજામાંથી તેઓને નામની તપાસથી ઉગારવાને; દુનીઆના સઘળા ભાગ સાથે અમારો વેપાર ચાલતો બંધ પાડવાને; અમારા અનુમત વના અમારા ઉપર કર મૂકવાને; જૂરીની તપાસનો ફાયદો મળે છે તે ઘણીક બાબતોમાં છીનવી લેવાને; ગુનાહને બહાને અમારી તપાસ ચલાવવાને તથા અમને દરિયા પાર લઈ જવાને; પડોસના પ્રાંતમાં અંગ્રેજી ધારાની સ્વતંત્ર વ્યવસ્થા ચાલેછે તે કહાડી નાખી ત્યાં નિરંકુશ સત્તા સ્થાપવાને ને તે પ્રદેશની સરહદ વધારવાને કે જે દાખલો ને ઘટતું સાધન થઈ પડી આ સંસ્થાનોમાં પણ તેવીજ સત્તા દાખલ થાય; અમારા સનદ પટા લઈ લેવાને, અમારા અમૂલ્ય ધારાઓ કહાડી નાખવાને ને અમારા રાજ્યોની વ્યવસ્થા સમૂળી ફેરવી નાખવાને; ધારા કરવાની અમારી સત્તા બંધ રખાવવાને ને સઘળાં કામમાં અમારે માટે કાયદા કરવાની તેઓનીજ સત્તા છે એમ ખુલ્લું જણાવવાને. અમે તેનાં રક્ષણની બહાર છૈયે એમ તેણે જાહેરમાં કહ્યું છે ને અમારી સામાં તે જોરાથી લડાઈ ચલાવેછે તેથી તેણે અહીંનાં રાજપદ ઉપરથી હાથ ઉઠાવ્યો છે. તેણે અમારા દરિયા લૂટ્યા છે, અમારા કાંઠા ઉજડ કીધા છે, અમારાં નગર બાળી નાખ્યાં છે ને અમારા લોકના પ્રાણનો નાશ કીધો છે. નાશ ને જુલમ એ રૂપી મૃત્યુનાં કામ કે જેવાં ઘણાજ જંગલી વખતોમાં પણ થયાં ન હોય ને એક સુધરેલા લોકના મુખ્યને બીલકુલ ઘટે નહીં તેવાં તેણે કરવા માંડયાં છે ને તે પૂરાં કરવાને તે અમણાં પરાયા ભાડુતી મોટાં લશ્કરો બીજાં બંદરોથી અહીં આણાવી ઉતારે છે. અમારા નગર ભાઈ જે મોટા દરીઆમાં કેદી પકડાયલા તેઓના ઉપર જબરદસ્તી કરી તેઓને પોતાના દેશની સામાં હથિયાર ઊંચકનારા ને ભાઈ મિત્રને કાપનારા અથવા એઓને હાથે કપાઈ પડનારા કીધા છે. તેણે અમારામાં માહોમાહે બખેડા થાય તેવી ઉસકેરણી કીધી છે અને સરહદ ઉપર રેહેનારા ઘાતકી ઈંડિયન કેહેવાતા જંગલીઓ કે જેની જણાયલી લડવાની રીત, વય—જાત—વચન એ સંધાનો એક સરખો નાશ કરવાની છે તેઓને આણવાની તજવીજ કીધી છે. એ જુલમોની દરેક મજલે અમે અ-

ચેસ્ટટૌન તથા ગ્લોસેસ્ટર પોઈંટ એ મુકામે (ગારીસન લશ્કર સાથે) ને બંદરમાં જે વહાણો હતાં તે (ખલાસીઓ સાથે) અમેરિકા તથા ફ્રાન્સનાં જમીનનાં તથા દરીઆનાં લશ્કરોનાં હવાલામાં આપી દીધાં. પછી ઈંગ્લંડમાં પ્રધાનમંડળી બદલાઈ હતી ને ૧૭૮૨ ના નવંબરની ૩૦ મીના વરસેલીસના કરાર ઉપર ઈંગ્લંડે ૧૭૮૩ ના જાનેવારીની ૨૦ મીએ યુનૈટેડ સ્ટેટ્સને જૂદું સ્વાધીન તથા સ્વતંત્ર રાજ્ય માન્યું હતું. તેર સંસ્થાનોએ પોતાની રાજ્યવ્યવસ્થા કરવાને વાશિંગટનને પ્રમુખ ઠેરવ્યો હતો ને તે ૧૭૯૬ સુધી હતો.

---

—મારાં દુઃખનાં નિવારણને માટે બહુજ કરગરીને અરજીઓ કીધી છે; અમારી વારંવારની અરજીઓના જવાબમાં માત્ર ઉપરા ઉપરી નુકસાન કર્યું છે. એ પ્રમાણે જે રાજા પોતાનાં દરેક કામથી પ્રજાપીડક અંકાયલો છે તે સ્વતંત્ર લોકનો સત્તાસ્વામી થવાને લાયક નથી.

વળી અમે અમારી તરફથી અમારા બ્રિટિશ ભાઇઓને વિવેક કરવામાં ઉણું રાખ્યું નથી. તેઓની ધારા બાંધનારી સભાએ અમારા ઉપર હક ઈનસાફ વગરની હકુમત વધારવાની તજવીજો કરેલી તે વિષે અમે વખતે વખતે તેઓને ચેતવણી આપીછે. ઈંગ્લંડ છોડી અહીં આવી વસવાને લગતી બીનાઓ અમે તેમને યાદ દેવડાવી છે; અમે તેઓની પ્રકૃત ન્યાય બુદ્ધિને તથા તેઓનાં મોટાં મનનાં ઔદાર્યને વિનવ્યાં છે, અને જેથી આપણો સંબંધ ને વેહેવાર ન છૂટકાનો બંધ પડે તેવાં આ અપહરણ તમારે કબૂલ ન રાખવાં એ વિષે અમે અમારાં સામાન્ય સગપણાના સોગન ખાઇને તેમને કહ્યું છે. પણ તેઓ ન્યાય તથા સગપણ જે કેહે તે સાંભળવે બેહેરા થયા છે. તેટલા માટે જે જરૂરી આતની ધમકીથી અમારૂં જૂદું પડવું થાયછે તેને અમારે કબૂલ રાખવી જોઇએ, અને અમે જે પ્રમાણે માણસ જાતમાંનાં બીજાને તે પ્રમાણે તેઓને પણ ગણીયે છૈયે, લડાઇમાં શત્રુ ને સલાહમાં મિત્ર.

એટલા માટે અમે અમેરિકાના એકત્ર સંસ્થાનોના પ્રતિનિધિ જેનરલ કોંગ્રેસમાં ભેળા થઈ અમારી શુદ્ધ બુદ્ધિને માટે જગતના સર્વોપરિ ન્યાયાધીશને વિનવી, આ સંસ્થાનોને નામે ને સંસ્થાનોના ગૃહસ્થાઈવાળા લોક સમસ્તને માટે સત્યનું સ્મરણ કરી પ્રગટ કરીએ છૈયે ને કહીએ છૈયે કે આ એકત્ર સંસ્થાનો સ્વાધીન તથા સ્વતંત્ર છે ને હકથી થવાં જોઇએ; કે તેઓ બ્રિટિશ રાજાની સઘળી આણથી મુક્ત થયાં છે, અને તેઓ તથા ગ્રેટબ્રિટનનું રાજ્ય એ બે વચ્ચે સઘળો રાજકીય સંબંધ પૂરે પૂરો તૂટ્યો છે ને તૂટવો જોઇએ; અને સ્વતંત્ર તથા સ્વાધીન સંસ્થાનો દાખલ તેઓને લડાઈ કરવાની, સલાહ કરવાની મૈત્રિ સંબંધ કરવાની, વેપાર સ્થાપવાની અને બીજાં સઘળાં કામ ને ચીજો જે સ્વાધીન રાજ્યો હકથી કરે તે કરવાની પૂરેપૂરી સત્તા છે.

અને આ પ્રકટીકરણને પુષ્ટી આપવાને ઈશ્વરી કૃપાના આશ્રય ઉપર દૃઢ ભાવ રાખી અમે અમારા પ્રાણ, અમારા ગરથ ને અમારૂં પવિત્ર માનગૌરવ એ પરસ્પર ગિરવી કરી રાખીએ છૈએ.

વર્તમાનમાં (૧૮૬૬) યૂનૈટેડ સ્ટેટ્સનો રાજ્ય પ્રદેશ ૩૫ સ્ટેટ્સ, ૧ ડિસ્ટ્રિક્ટ ને ૬ ટેરીટરી મળીને ૩૦ લાખ ચોરસ મૈલછે; વસ્તી ૩ કરોડ ૧૦ લાખછે; ન્યૂયૉર્કની ૮ લાખ, ને ફિલાડેલ્ફિયાની ૫ લાખછે; સત્તાવીસથી વધારે ધર્મપંથ છે પણ તે ઘણાક પ્રોટેસ્ટંટ છે, પણ રાજ્યનો કોઇએક સ્થાપિત ધર્મ નથી. ખેતી સારીપેઠે વધતી જાયછે; કારખાંનાંઓ ઘણાં ને વેપાર ખહોળો છે. લશ્કર જમીનનું ને વહાણનું ઘણું મોટું છે—૧૮૬૧ ની પેહેલાં ઉત્તરનાં સંસ્થાનોનું લશ્કર ૧૨ હજાર હતું પણ પછી લડાઇ ચાલી તેમાં ૧૦ લાખનું થયું હતું ને પાંચ લાખ સોજરો કપાઈ પડ્યા હતા; વહાણનો કાફલો ફ્રાન્સથી ઓછો છે પણ બળમાં માત્ર ઈંગ્લંડથીજ ઉતરતો છે. કેળવણી સારી ને સૌને છે, યૂનીવર્સિટી ઘણીક છે. ૧૮૬૧ થી ગુલામોના છૂટકારા સંબંધી ઉત્તરનાં સઘળાં સંસ્થાનો તથા દક્ષિણના ૧૧ સંસ્થાનો વચ્ચે લડાઇઓ ચાલી હતી ને તેમાં અંતે ઉત્તરવાળા જીત્યા હતા. રાજ્યનું કરજ ૬ અબજ રૂપીઆ છે. રાજ્ય વ્યવસ્થા આ પ્રમાણે છે—એક રાજસભા (કોંગ્રેસ) છે ને તેની બે શાખા છે, ઉપલી તે સેનેટરની ને નીચલી તે પ્રતિનિધિયોની; પ્રમુખ ચાર ચાર વર્ષે પસંદ થઇ નીમાય છે, સેનેટરો છ છ વર્ષે (દરવર્ષે તીજો ભાગ બદલાય છે) ને પ્રતિનિધિયો બે બે વર્ષે; દરેક સ્ટેટ પોતાની રાજ્યમંડળીમાં પસંદ કરીને બે બે સેનેટર મોકલેછે ને હાલમાં ૭૦ સેનેટરો છે; પ્રતિનિધિયોની સંખ્યા ૨૩૩ છે કે જે જૂદાં જૂદાં સ્ટેટ પોતાની વસ્તીનાં પ્રમાણ પ્રમાણે મોકલે છે, દરેક ટેરીટરી પોતાનો જે મુખત્યાર પ્રતિનિધિયોની સભામાં મોકલે છે તેને બોલવાનો હક છે પણ મત આપવાનો નહીં; ધારા પ્રવર્ત્તાવાનું કામ પ્રેસિડેંટ—પ્રમુખનું છે પણ સલાહકરાર કરવામાં ને અમલદારો ઠેરવવામાં બે ભાગ જેટલા સેનેટરોની સમ્મતિ જોઇએ; પ્રમુખ બંને રાજસભાએ કરેલો ધારો એકવાર રદ કરી શકે પણ દરેક સભાના બે ભાગથી વધારે જણનાં મતથી તેનો તેજ ધારો પસાર થયો તો તે પ્રમુખની સમ્મતિવિના રાજ્યનો ધારો થાયછે; ધારા બાંધવાનું કામ કોંગ્રેસનું છે; તે ડિસેંબરને પેહેલ સોમવારે મળેછે ને પછી બે વર્ષ સૂધી અધિકાર રાખી રહેછે; કોંગ્રેસના સભાસદોને દરરોજ ૮ ડાલર આપવામાં આવેછે; જવા આવવાનો ખરચ જૂદો; દરેક સ્ટેટ પોતાની વ્યવસ્થા પોતાની સેનેટ મંડળી ને પોતાની પ્રતિનિધિયોની મંડળી ને એક ગવર્નર એ ત્રણવડે રાખેછે.

# એશિયા.

સોળમા સૈકાથી તે આમણા લગીના જાણી રાખવા જેવા બનાવો આ પ્રમાણે છેઃ યૂરોપના બે ખ્રિસ્તી રાજ્યે એશિયામાં પોતાની મોટી સત્તા સ્થાપી છે. રૂશિયાએ સોળમા સૈકામાં સૈબીરીઆ ને પછી ઇરાનનો કેટલોક ભાગ એ મેળવીને આજ આખાં યૂરોપના કરતાં ૧/૩ વધારે એટલો પ્રદેશ પોતાનો કીધોછે; અને ઈંગ્લંડ અઢારમા સૈકામાં હિંદુસ્થાનમાંનો કેટલોક ભાગ ને બીજા દેશમાં કેટલીક જગા મેળવી આજ સુમારે આખાં યૂરોપના ૧/૪ જેટલો પ્રદેશ પોતાનો કરી રાખ્યોછે. ચીનનાં મહારાજ્યનો પ્રદેશ આખા યૂરોપના કરતાં ૧/૩ વધારે છે. વળી કોન્સ્ટટિનોપલવાળાનું રાજ્ય, આરબસ્તાનનાં રાજ્યો, ઇરાનનું રાજ્ય (૧૬ મા સૈકામાં મંડાયલું), આફગાનીસ્તાનનું રાજ્ય (૧૮ મા સૈકામાં મંડાયલું), બલૂચીસ્તાનનું રાજ્ય, સ્વતંત્ર તાતાર દેશનાં રાજ્યો, બ્રહ્મદેશનું રાજ્ય ને જપાનટાપુનું રાજ્ય વગેરે મળીને આખું યૂરોપ ને કંઈક વધારે એટલો પ્રદેશ છે. હિંદુસ્થાન, ચીન ને જપાન એ ત્રણમાં બહુજ ધાડી વસ્તી છે.

જેવામાં યૂરોપમાં ફીલિપ બીજો ને એલિઝાબેથ, તેવામાં એશિયામાં તમસ તથા આબાસ ને અકબર બાદશાહ એ હતા; જેવામાં યૂરોપમાં ફ્રાન્સમાં લૂઈ ૧૩ મો તથા ૧૪ મો એ હતા (૧૬૧૦–૧૭૧૪) તેવામાં એશિયામાં હિંદુસ્થાનમાં જહાંગીર શાહજહાં ને ઔરંગજેબ એ (૧૬૦૫–૧૭૦૭) હતા ને ચીનમાં માંચુ તાર્તર રાજા ચુંત્ચી (૧૬૪૪થી) ને તેનો દીકરો કાંગહે (૧૬૬૧–૧૭૨૨) એ હતા. અઢારમા સૈકામાં નાદિરે (૧૭૩૨–૧૭૪૭) ઇરાનનું રાજ વધાર્યું પણ પછી આફગાનીસ્થાનનું જૂદું પડયું હતું; હિંદુસ્થાનમાં મોગલાઇની પડતીમાં રજપૂતોનાં, સીકનાં, મરેઠાનાં, મુસલમાનોનાં ને યૂરોપીઅનોનાં એમ જૂદાં જૂદાં રાજ્ય થયાં તેમાં મરેઠાઓની હાક વાગી; પણ તે અસ્તાવ્યસ્તામાં અંગ્રેજી રાજ્યની સ્થાપના ને વૃદ્ધિ થઈ; ૧૭૫૨ માં બ્રહ્મદેશાનું નવું રાજ્ય મંડાયું; ચીનનાં રાજ્યમાં આબાદી હતીજ. પૂર્વ યૂરોપમાં રૂશિયાનું રાજ્ય ૧૬૮૯ થી વૃદ્ધિ પામી શોભેછે તેમ પૂર્વ એશિયામાં ચીનનું રાજ્ય ૧૬૪૪ થી ઠામ પડી પોતાની આબાદાનીમાં વધારો કરતું શોભેછે.*

---

* ચીનાઓ પ્રાચીનકાળથી પોતાની વિદ્યાકળાથી વિખ્યાત છે; તેઓ શિલાપી કે બીબાંથી ગ્રંથ છાપતા નથી પણ લખાણને પાટિયાંઓ ઉપર ઊંધે

ધર્મ સંબંધી ફેરફાર આ પ્રમાણે હતા—અલીની ઓલાદના એક શેખ હૈદરે નવો ધર્મ ચલાવતાં પ્રાણ ખોયો પણ ઇસ્માએલ પોતાના બાપના સાગીર્દોની મદદે સુલતાન સામાં લડાઈઓ કરી નવા ધર્મની ઇરાનમાં સ્થાપના કીધી (૧૫૦૧)—મુસલમાન લોકમાં શીઆ ને સુની એ બે ધર્મમાર્ગ થયા (યૂરોપમાં જેમ પ્રોટેસ્ટંટ ને કાથલિક તેમ). હિંદુસ્થાનમાં વૈષ્ણવ ધર્મમાંથી બાલમુકુન્દની—રાધાકૃષ્ણની પ્રેમભક્તિનો નવો માર્ગ ઉત્પન્ન થયો—વલ્લભાચાર્યે વ્રજમાં ગોવર્ધન પર્વત ઉપર શ્રીનાથજીની મૂર્ત્તિ બેસાડી (૧૫૨૦) અને ચૈતન્ય ૧૫૦૯ માં ઉપદેશ કરવા નીકળ્યો;* ચીનમાં ૧૫૫૫ થી ખ્રિસ્તી ઉપદેશકો ને ૧૬૦૧ થી ખ્રિસ્તી સાધુ જેસુટો દાખલ થયા હતા; ૧૬૧૫ માં ખ્રિસ્તીઓના ઉપર સખતી ચાલી હતી તોપણ ૧૬૪૪ માં માંચુ તારતરનાં લશ્કરના બે સરદાર તે વટલેલા ખ્રિસ્તી હતા; ૧૬૬૪ માં વળી પાછો ખ્રિસ્તીઓના ઉપર માર ચાલ્યો હતો; અને ૧૭૪૬ માં ચીનનાં મહારાજાએ ખ્રિસ્તીઓનો છેલ્લો મોટો સંહાર કરાવ્યો હતો. જાપાનમાં ૧૫૫૯ માં ખ્રિસ્તી ધર્મ દાખલ થયો હતો પણ પછી ૧૫૯૦ માં વીસ હજાર ખ્રિસ્તીઓની ને ૧૬૩૮ માં સાડતીસ હજાર ખ્રિસ્તીઓની કતલ કરી નાખવામાં આવી હતી.

બ્રહ્મદેશ, ચીન, જપાન, મોંગોલીઆ, તીબેટ, કોરીઆ વગેરેની બુદ્ધ ધર્મ માનનારી વસ્તી ૪૫ કરોડ છે (કોઈ ૩૮ ને કોઈ ૩૬।। લખે છે); હિંદુસ્થાનમાં બ્રિટિશ રાજ્યમાં હિંદુઓ ૧૨ કરોડ ૩૫ લાખ ને ૬ કરોડની દેશી રાજ્યોની વસ્તીમાંના તે જૂદા; બ્રિટિશ હિંદુસ્થાનની મુસલમાન વસ્તી

---

—અક્ષરે કોતરીને પછી તે ઉપર કાગળો ડાબી કહાડેછે; એ રીતે અનેક વિષયના અનેક ગ્રંથ છપાયછે ને લોક વાંચેછે. ચીનાઓ બીજા રાજ્યોના લોકના સંબંધથી દૂર રહ્યાછે ને તેઓએ પારકો સૂધારો પોતાનામાં દાખલ કીધો નથી ને તેઓએ પોતાનાજ રાજકીય વહેવારમાં, ધર્મવિષયમાં ને કળાકૌશલ્યમાં આનંદ માન્યોછે. એ પ્રમાણે તેઓની જડ પ્રકૃતિ છતાં (૧૮૫૮ ના પ્રસંગ પછી) તેઓએ ચંચળવૃત્તિ રાખવા માંડીછે ને આજકાલ સંભળાયછે કે તેઓએ યૂરોપની કળાઓ ને અવશ્યે કરીને લડાઈની પોતાનામાં દાખલ કરીછે—યૂરોપના જેવી બંદુક તોપ તેઓ બનાવતા વાપરતા થયાછે, યૂરોપના જેવી મનવારો બાંધીને દરીઆમાં ફેરવતા થયાછે, યૂરોપની કવાયત તેઓએ લશ્કરમાં દાખલ કરીછે.

* વલ્લભાચાર્યે પરણીને ને ચૈતન્યે ગૃહસ્થાશ્રમ છાંડીને પોતપોતાના પંથ ચલાવ્યા. સાધુ લ્યૂથર ધર્મ ચલાવ્યા પછી એક આરજા સાથે પરણ્યો હતો.

ચાર કરોડ (દેશીરાજ્યોમાંની તે જૂદી); અને તુરક, આરબ, ઈરાની આફ્ગાન, બલૂચી, સ્વતંત્ર તાર્તરીના ને સૈબીરીઆના તારતર, મલાઈ એ સૌ મળીને સાડાચાર કે પાંચ કરોડ છે; ખ્રિસ્તીઓ હિંદુસ્થાનમાં ૧૪ લાખ, રૂશિયાના પ્રદેશમાં પાંચ લાખ ને સુલતાનના એશિયામાંના રાજ પ્રદેશમાં છે તે જૂદા.



## યૂરોપ.

આખાં યૂરોપના ½ કરતાં વધારે પ્રદેશ રૂશિયાનો છે; સ્વીડન, નૉર્વે, ડેન્માર્ક, હાલંડ, બેલજીઅમ, પોર્ટુગલ, સ્વિટઝરલંડ, ગ્રીસ ને કોન્સ્ટંટિનોપલનું રાજ્ય, એ સૌ મળીને યૂરોપના ⅙ થી ઓછો પ્રદેશ છે; અને ગ્રેટબ્રિટન (આયરલંડ સાથે), સ્પેન, ફ્રાન્સ, જર્મની, પ્રુશિયા, આસ્ટ્રિયા, ઈટલી એ સૌ મળીને યૂરોપના ⅓ થી એટલે ૧૩ લાખ ચોરસ મૈલ કરતાં કેટલોક ઓછો પ્રદેશ છે.

સોળમા શૈકામાં ડેન્માર્ક, સ્વીડન, રૂશિયા, પોલંડ એ રાજ્યોને પરસ્પર થોડોક સંબંધ થયો અને ઈંગ્લંડ, ફ્રાન્સ, સ્પેન, આસ્ટ્રિયા, જર્મની ને ઈટલીનાં રાજ્ય એઓનો પરસ્પર સંબંધ હતો તે ઘણોજ વધ્યો; ઉત્તરનાં રાજ્યો કરતાં દક્ષિણનાં રાજ્યો વધારે સૂધરેલાં હતાં; ને ઘણીક વાતે સરખાં જેવાં સૂધરેલાં હતાં; તોપણ હજી પ્રત્યેક રાજ્યનું ને સઘળાનું સમગ્ર એક સ્વરૂપ ઘડાયું નહોતું. દક્ષિણ યૂરોપનાં રાજ્યોનું એક સ્વરૂપ ઘડાવું, ઉત્તરનાં રાજ્યોનું એક સ્વરૂપ ઘડાવું અને બંને સ્વરૂપનું પાછું એક થઈ જવું ને શોભવું એ દર્શન તે યૂરોપનું પોતાનુંજ છે.

એ દર્શનનું મુખ્ય તત્વ રાજ્યોની સત્તાતુલા છે કે જેથી જૂદાં જૂદાં રાજ્યો અંગ રૂપે બની યૂરોપને એક મોટું ફ્યૂડલ રાજ્ય કરી શોભાવે છે. બે રાજ્યો સામ સામાં લડાઈમાં ઉતરે છે ત્યારે તે બીજાં રાજ્યોને પોતપોતાની મદદમાં રાખેછે અથવા જ્યારે એક મોટું તે બીજાં નાનાંઓને ગળી જવાનું કરેછે ત્યારે એ બધાં પરસ્પર સંપ બાંધે છે—જૂદા જૂદા અથવા એકઠા મદદકરાર કરેછે; લડાઈમાં ઉતરે છે ને સલાહકરાર કરેછે. રાજ્યો હોય ત્યાં તેવા વેહેવાર હોયજ; એશિયામાં તેવા વેહેવાર હતાજ;

અને યૂરોપમાં તે વેહેવાર પેહેલ વેહેલા ઇટલીમાં * પંદરમા શૈકાના અંતમાં આવ્યો ને ત્યાંથી પછી સોળમા શૈકાથી બધા ખંડમાં પ્રસાર પામતો થયો. પણ થોડા પ્રદેશમાં ઘણાંક રાજ્ય ને તે ફ્યૂડલસત્તા ટળીને કેવળ રાજાની સત્તા ચાલેલી એવાં લશ્કરી રાજ્ય, નાનાં તે સ્વાધીન સ્વતંત્રપણું સાચવવાની ચિંતામાં ને મોટાં તે વધારે મોટાં થવાના લાભમાં હતાં,—એવી સ્થિતિને લીધે યૂરોપનાં રાજ્યોનો વેહેવાર (મદદકરાર ને લડાઇયો ને સલાહકરાર ને ખટપટ કરવાનો) તે નિરંતર વ્યવસ્થાપદ્ધતિ સાથે ચાલૂ રહ્યો. એ પ્રકારનાં રાજકીય વેહેવારથી રાજ્યસત્તાઓ જ્યારે ત્યારે સામ સામી તોળાય છે; નિર્બળનું રક્ષણ થાયછે ને ઉદ્ધત બળિયું ડાબમાં રેહેછે; અને એટલા માટે યૂરોપના લોકે સત્તાતુલાની નીતિને પ્રધાન માની છે.†

---

* ઇટલીનાં રાજ્યોની અવ્યવસ્થા જોઇ સ્પેન, ફ્રાન્સ ને જર્મની એ રાજ્યો ત્યાંનો થોડો ઘણો પ્રદેશ પોતાનો કરી લેવાને સરસાઇ ભર્યા લોભથી ને રખેને કોઇ વધારે જબરૂં થાય તેના ભયથી ત્યાં લડાઇઓ કરતાં. ચાર્લ્સ આઠમો નેપલ્સ જીતવા નીકળ્યો ત્યારે સ્પેન, પોપ ને વેનીશીઅન એઓએ ફ્રાન્સની સામાં સંપ બાંધ્યો હતો (૧૪૯૪); ફ્રાન્સ, સ્પેન, જર્મની ને પોપ એઓએ વેનીસની સામાં સંપ કીધો હતો (૧૫૦૮) ને પછી પોપે વેનીસને મળી જઇ બીજે વર્ષે ફર્ડિનાંડ, હેનરી આઠમો ને માક્સિમિલિયન એ ત્રણેને પોતાની તરફના કરી લેઇ ફ્રાન્સની સામાં લડાઇયો ચલાવી હતી (૧૫૧૧). ફ્રાન્સિસ તથા ચાર્લ્સ પાંચમો એ બેની લડાઇયોના પ્રસંગમાં ઈંગ્લંડ, ઇટલીનાં રાજ્યો ને કોન્સ્ટંટિનોપલનું રાજ્ય, એ સૌ સામાન્ય રાજકીય વ્યવહારમાં સામેલ હતાં.

† સત્તાતુલા એટલે દરેક રાજ્ય સરખી સત્તા ધરાવતું થાય એમ ન સમજવું, તેમતો થાયજ નહીં; રાજ્ય સારા ધારાથી, ખેતી વેપાર કારખાનાથી, લગન વારસામાં મેળવીને—હરકોઇ રીતે બીજાને નુકસાન ન કરતાં પોતાની વૃદ્ધિ કરે તેમાં કંઇ ખોટું નથી; પણ કોઇને નુકસાન થયું હોય કે થવાનો સંભવ હોય, એક તે બીજાને ગ્રાસી લેતું હોય તો તે ખોટું છે; ને એ અનીતિનો અટકાવ કરવો કે જેથી નબળાનું રક્ષણ થાય ને નિરંકુશ તે અંકુશિત થાય તે કર્મ—પ્રકાર—નીતિ તે સત્તાતુલા સમજવી. સત્તાતુલા રાખવાને બહાને વચમાં પડવાના હકથી લડાઇઓ ઉભી થાય છે; પરસ્પર અદેખાં એવાં રાજ્યો પોતપોતાના લાગ શોધે છે; રાજ્યોને પરસ્પર પ્રતીતિ રેહેતી નથી; અને સત્તાતુલાની નીતિ પ્રમાણે આજ લગીમાં રાજ્યો વર્ત્યાં નથી; એવું છે તોપણ સત્તાતુલાનું વલણ ફાયદાજ કરવા તરફ છે—બીજાં રાજ્યોની સાંમાં થવાને માટે પોતાની પૂરી તૈયારી હોય તોજ લડવા નીકળાય ને એ કારણથી લડાઇઓ ઓછી થાય છે, ભવિષ્યને માટે સારૂં થાયછે, લોભીની સામા થવાને સઘળાંઓને ચેતવણી મળે છે, પડોસનાં ને બીજાં રાજ્યોમાં શું ખટપટ ચાલેછે ને આગળ શું થશે તે

સોળમાં શૈકામાં રાજ્યોનો પરસ્પર વ્યવહાર ચાલતો થયો એટલે પછી તે સંબંધી ખટપટી કામમાં રાજા પ્રધાનો મન ઘાલતા થયા; સત્તરમાં શૈકામાં રાજાઓની સત્તા પૂરેપૂરી ચહડી રહી ને ઘણાકની વ્યવસ્થિત થઈ; ફ્રાન્સમાં લૂઇ ૧૪ મો (૧૬૪૩–૧૭૧૫) પૂર્ણ નિરંકુશ હોઇને રાજ્યને બારથી વ્યવસ્થિત દાબતો હતો; જર્મનીમાં વેસ્ટફેલિયાના કરારથી નવી વ્યવસ્થા થઈ હતી (૧૬૪૮); ઈંગ્લંડમાં ચાર્લસ ૧ લો શિરચ્છેદ પામ્યો હતો (૧૬૪૯); પ્રજાસત્તાક ૧૧ વર્ષ રહ્યું હતું, વળી રાજા થયા હતા ને પછી હાલંડથી વિલિયમ આવ્યો હતો (૧૬૮૯); અને લીઓપોલ્ડ મહારાજાની કારકીર્દીમાં તુરકોએ આસ્ટ્રિયાનો પ્રદેશ પડાવી લેવાને ઉપરાઉપરી હુમલા કીધા હતા પણ આસ્ટ્રિયાએ તુરકોને ઝેંટા આગળ પૂરેપૂરા હરાવી કેટલોક પ્રદેશ મેળવ્યો હતો (૧૬૯૭). ધર્મસંબંધી ચાલેલી લડાઇઓનો અંત પણ તેજ શૈકામાં આવ્યો: જર્મનીમાં પુનઃસંસ્કાર થયો (૧૫૧૭); પ્રોટેસ્ટંટ જીત્યા (૧૫૫૨); તીસવર્ષની લડાઇ પૂરી થઇ (૧૬૪૮) ને કાથલિક પ્રોટેસ્ટંટનું રાજકીય ઐક્ય થયું; ઈંગ્લંડમાં પુનઃસંસ્કાર થયો (૧૫૩૪) ને પછી કાથલિક પ્રોટેસ્ટંટોના ટંટા ચાલ્યા તેનું શેવટ ઘણે વર્ષે આવ્યું હતું; પારિસમાં કાલ્વિને પોતાનાં મત પ્રગટ કર્યાં (૧૫૩૨); પછી ૩૬ વર્ષે ચાલેલા ઝગડા નાંટીસના કરારથી પત્યા (૧૫૯૮), રીચીલ્યુએ હ્યુગેનોટનો નાશ કીધો (૧૬૨૮), લૂઇએ ૧૬૮૫ માં નાંટીસનો કરાર રદ કરી રાજ્યમાં કાથલિક ધર્મ રાખ્યો; અને સ્પેને પોતાનાં રાજ્યમાં પ્રોટેસ્ટંટોને રાખવાની તજવીજ કીધી તેમાં તે ફાવ્યું નહીં ને હાલંડનું નવું રાજ થયું (૧૫૭૯). પછી (૧૭૦૦) બૂરબોં વંશનો ફીલિપ પાંચમો સ્પેનનો રાજા થયો તેની કારકીર્દીમાં પણ ૧૪ હજાર ૬૬ જણોને ઈંક્વિઝિશને અનેક પ્રકારે વ્યથા કીધી હતી.

---

–વિષે સૌનો નિરંતર લક્ષ રેહેછે, (એલચી રેસીડેંટના હક ઊભા થાય છે), સૌ પોતપોતાની તૈયારી આગળથી કરી મૂકેછે વગેરે. સત્તાતુલા વડેજ પોર્ટુગલ, હાલંડ, સ્વીડન, ડેન્માર્ક, સ્વિટઝરલંડ ને ઇટલીનાં રાજ્યો ત્રણસેં વર્ષ થયાં હજી ક્ષેમ રહ્યાં છે; એક વર્ષમાં રોમે જેટલો મેળવ્યો હતો તેથી ઓછો પ્રદેશ મેળવવાને ફ્રાન્સને બશેં વર્ષ લાગ્યાં તે સત્તાતુલાનેજ લીધે. શોકકારક વાર્ત્તા છે કે ૧૭૭૨ માં સત્તાતુલાની નીતિ લેશ રહી નહોતી; બુદ્ધિ ઉઠાવી પાકું તરકટ રચી ત્રણ લૂટારાં રાજ્યોએ કોઈને નુકસાન ન કરનારૂં એવું જે પોલંડ તેને સમૂળું ઉખેડી નાખી વેહેંચી લીધું હતું; ફ્રાન્સ પાછલી લડાઇઓથી કમજોર થએલું એટલે તે એકલું સામે થવાને શક્તિમાન નહોતું અને ઈંગ્લંડે તો ખરેખર અખાડાજ કીધા હતા.

પ્રત્યેક રાજ્યમાં રાજા પ્રજા, સરદાર સરદાર, ભૂપ ભૂપ, એઓમાં રાજકીય હક સંબંધી ને ધર્મ સંબંધી લડાઇઓ ચાલેલી અને એક રાજ્યને બીજાં રાજ્યં સાથે અથવા કેટલાંક રાજ્યોને બીજાં કેટલાક રાજ્યો સાથે લડાઇઓ ચાલેલી તેથી રાજ્યના સઘળા વર્ગના લોક પરસ્પર ભળી જઇ રાજકીય પ્રકરણમાં ભાગ લેતા થયા હતા; વળી પ્રત્યેક રાજ્યના લોક ભાષા વિદ્યા કળામાં સારો અભ્યાસ કરતા, નવા પ્રદેશો શોધતા, સંસ્થાનો સ્થાપતા ને વેપારને વધારતા થયા હતા; ઠામ ઠામ પ્રવૃત્તિના ઉદ્યમમાં લોક મચ્યા હતા. અઢારમા શૈકામાં ૧૭૬૩ સુધી રાજ્યોએ લોભ સ્વાર્થ ને પ્રપંચ સાથે પણ સત્તાતુલાની મોટી મોટી ખટપટો કરી લડાઇઓમાં ઉતરી પોતપોતાનાં પરાક્રમ દેખાડયાં. સ્પેનની ગાદીના વારસા માટે લડાઇઓ થઇ તેનું શેવટ ૧૭૧૪ માં આવ્યું હતું. સ્પેનમાં બૂરબોં રાજવંશ સ્થપાયો; ઈંગ્લંડને અમેરિકામાં ઘણોક પ્રદેશ મળ્યો; નેપલ્સ, મીલાન ને સ્પેનનું નેધરલંડ તે આસ્ટ્રિયાને મળ્યાં; અને સવોયના ડયૂકને સીસિલિનું રાજ્ય મળ્યું. ૧૭૩૩ માં ફ્રાન્સે પોલંડના પદભ્રષ્ટ રાજાની તરફથી આસ્ટ્રિયા તથા રૂશિયાની સામાં લડાઇ ચલાવી હતી ને ૧૭૩૫ માં નેપલ્સ ને સીસિલી ડાન કારલોને મળવાથી યૂરોપમાં ત્રીજો બૂરબોં વંશ સ્થપાયો.

હવે ઉત્તરપૂર્વ યુરોપનાં રાજ્યોની સત્તાતુલા વિષે. ડેન્માર્કની રાણી મારગરેટે વારસાથી નોર્વે તથા જીતથી સ્વીડન એ મેળવ્યાં હતાં ને પછી કાલમરના કોલકરારથી તેણે ત્રણ રાજ્યનું એક રાજ્ય કીધું હતું (૧૩૯૭); ક્રિશ્ચિયન બીજાએ સ્વીડલોકના બલવા બેસાડતાં ૯૪ સરદારોને ફાંસી દીધા પણ એમાંના એકનો દીકરો ગસ્ટાવસ વાસા એણે ડેન્માર્કની સાથે લડાઇઓ કરીને સ્વીડનનું સ્વાધીન રાજ્ય કીધું (૧૫૨૩); ડેન્માર્કના રાજાઓએ સ્વીડન પાછું પોતાનું કરવાને પચાસ વર્ષ ફાંફાં માર્યાં પણ અંતે સ્ટેટિનના કોલકરારથી તેઓને સ્વીડનનું સ્વાધીનપણું કબૂલ રાખવું પડયું (૧૫૭૦). ડેન્માર્ક થકી છૂટાં પડયા પછી સ્વીડને સરસાઇમાં પોતાની સારી વ્યવસ્થા કરી ને એના ગસ્ટાવસ આડોલ્ફસે (૧૬૩૦-૩૨) દક્ષિણ યૂરોપની લડાઇના મેદાનમાં પોતાના સ્વીડનું ઉત્સાહ ભર્યું પરાક્રમ દેખાડાવ્યું. પોલંડમાં સીજીસમંડ ત્રીજાની કારકીર્દીમાં તેના સરદારે રૂશિયા ઉપર હલ્લો કરી ત્યાંના લોક પાસે પોલંડના પાટવીને ઝાર મનાવ્યો (પોલંડની સાથે સ્વીડ પણ રૂશિયા ઉપર હુમલો કીધો હતો,) પણ પછી રૂશિયનોએ

સ્મોલિન્સ્ક ને બીજા પ્રાંતો શિવાયે બીજે બધેથી પોલ લોકને હાંકી કહાડયા હતા (૧૬૧૮); અને ઓહીમીઆમાં બંડ થયું ત્યારે પોલંડે આસ્ટ્રિયાની મદદમાં લશ્કર મોકલ્યું હતું અને રાજા જોન કસિમિરની કારકીર્દીમાં કોસ્સાક લોકે ક્રિમીઆના તારતરોની મદદે જોરાથી બલવો ચલાવ્યો ને રૂશિયાના આલેક્સિસે બલવાખોરની કુમકે મોટું લશ્કર મોકલ્યું; એ સમા ઉપર રાજાએ સ્વીડનના ચાર્લસ ૧૦ માનો હક કબૂલ ન રાખ્યો તે ઉપરથી એણે પોલંડ ઉપર હુમલો કીધો પણ લોકે પોતાના રાજાને માટે મેહેનત કીધી, રશિયનોએ પોલ સાથે તહકરાર કીધા ને સ્વીડ લોકને પોલંડમાંથી ખસીજવાની જરૂર પડી; બ્રાંડનબર્ગના ઇલેકટર જેણે પોલંડ ઉપરના હુમલામાં મદદ કરેલી તેણે પોલંડના રાજા સાથે સલાહકરાર કરી પોતાના આગલા દોસ્તોની સામાં હથિયાર ધર્યાં ને એ ઉપરથી તે પોલંડથી સ્વતંત્ર થયો હતો (૧૬૫૭); મૈકલની કારકીર્દીમાં તુરકોએ પોલને હરાવી યૂક્રેન લીધું (૧૬૭૨) પણ પછી સોબીએસ્કીએ ઉપરા ઉપરી જીત મેળવતાં તુરકોને વીએના પાસે છેલ્લા હરાવી પોલંડનું સર્વોત્કૃષ્ટ શૌર્ય ને યુદ્ધકૌશલ્ય દેખડાવ્યું હતું. સ્વીડનનો ચાર્લસ ૧૨ મો (૧૬૯૭–૧૭૧૮) રૂશિયા, પોલંડ ને ડેન્માર્ક એઓની સાથે લડાઇમાં ગુંથાયો; ને રૂશિયાના પીટરે પલ્ટોવા આગળ ચાર્લસને પૂરેપૂરો (૧૭૦૯) હરાવ્યો, તુરક સાથે લડાઇ કીધી ને એઝોફ આપી દીધું, સ્વીડન સાથે વળી પાછી લડાઇ કરી કેટલોક પ્રદેશ મેળવ્યો (૧૭૧૩); ચાર્લસ મરણ પામ્યો ત્યારે સ્વીડનને, પ્રુશિયા (૧૭૦૧ માં જુદું રાજ્ય થયું હતું), ડેન્માર્ક તથા રૂશિયા એ રાજ્યો સાથે કોલ કરાર કરી ભારે નુકસાન ખમવાની જરૂર પડી હતી;–ઉત્તરનાં રાજ્યોમાં રૂશિયા સર્વોપરિ થયું. પોલંડનું રાજપદ પદભ્રષ્ટ સ્ટાનીસલઅસને અપાવવાને ફ્રાન્સે યત્ન કીધો પણ રૂશિયાએ લશ્કર મોકલી આગસ્ટસ ત્રીજાને રાજા ઠેરવ્યો ને પછી આસ્ટ્રિયાને સાથે રાખી સુલતાન સાથે લડાઈ કરી એઝોફ પાછું મેળવ્યું (૧૭૩૯).

૧૭૪૦ માં ફ્રાન્સમાં લૂઈ ૧૫ મો ને ઈંગ્લંડમાં જ્યોર્જ બીજો હતો; એજ વર્ષમાં આસ્ટ્રિયન કુળનો પુરુષવંશ જર્મનીને ઉત્તરોત્તર ૧૬ મહારાજા આપીને ચાર્લસ છઠ્ઠાનાં મરણથી સમાપ્ત થયો; પ્રુશિયામાં ફ્રેડરિક બીજો રાજા થયો; અને બીજે વર્ષે રૂશિયામાં એલિઝાબેથ ગાદીએ બેઠી હતી. મરાયા થેરીસાએ બાપના વારસ દાખલ આસ્ટ્રિયાની રાણી કેહેવડાવ્યું; સામા દાવા કરનારા ઉભા થયા; ફ્રેડરિકે આસ્ટ્રિયાના પ્રદેશ ઉપર હલ્લો કીધો;

ફ્રાન્સે બવેરીઆને અને ઈંગ્લંડ તથા પછવાડેથી રૂશિયાએ આસ્ટ્રિયાને મદદ કીધી હતી; ૧૭૪૮ માં સલાહકરાર થઇ સૌએ પોત પોતાની જીત આપી દીધી હતી પણ સીલીશીઆ પ્રુશિયાનું થયું હતું–એ લડાઇઓમાં ફ્રેડરિકે ને તેનાં લશ્કરે યૂરોપમાં ઊંચા પ્રકારનું લશ્કરી માન મેળવ્યું અને પ્રુશિયાએ ઝબક ઝળકી દક્ષિણપશ્ચિમ યૂરોપ ને ઉત્તરપૂર્વ યૂરોપ એ બેનું ઐક્ય કરી આપ્યું. આઠ વર્ષ પૂરાં ન થયાં તેટલામાં સાત વર્ષની લડાઇ જે દુનીઆના ઘણાક ભાગમાં ફેલાઇ હતી તેનું શેવટ ૧૭૬૩ માં આવ્યું જેથી પ્રુશિયાએ આસ્ટ્રિયાનો દોર ઓછો કીધો ને ઈંગ્લંડે ફ્રાન્સને નીચું જોવડાવ્યું. પછી રૂશિયાએ પોતાનો દોર ચલાવ્યો–પોલંડના બલવાખોરોને હાંકી કહાડતાં રૂશિયનોએ સુલતાનની ઉત્તર સરહદ વણસાડી હતી તે ઉપરથી સુલતાને લડાઇ ચલાવી પણ કાથેરાઇને દક્ષિણ ગ્રીસના લોક પાસે બલવો કરાવી એઓને મદદ આપી વહાણની તથા જમીનની લડાઇઓમાં જીતી કેટલોક પ્રદેશ મેળવ્યો (૧૭૭૦); પછી રૂશિયાએ પ્રુશિયા તથા આસ્ટ્રિયાને સાથે રાખી પોલંડનો રાજ્યપ્રદેશ વેહેંચી લીધો હતો, (૧૭૭૨, ૧૭૯૩, ૧૭૯૫). ૧૭૯૨ માં આસ્ટ્રિયા તથા પ્રુશિયા એઓએ લૂઇ ૧૬ માનો પક્ષ કીધો તે ઉપરથી ફ્રાન્સના લોકે તે રાજ્યો સામાં લડાઈ ચલાવી; ૧૭૯૫ માં પ્રુશિયા, સ્વીડન, સ્પેન ને ટસ્કની એઓને અને ૧૭૯૭ માં આસ્ટ્રિયાને ફ્રાન્સ સાથે સલાહ કરવી પડી; પણ પાછી લડાઇઓ ચાલી હતી–રૂશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા, ઈંગ્લંડ એઓએ નેપોલીઅનની સામાં ચારવાર સંપ કીધો પણ એણે સૌને ફ્રાન્સની હાક માનતા કીધા હતા (૧૮૦૪–૧૮૧૦); ૧૮૧૨ માં ફ્રેંચ લશ્કરની રૂશિયામાં ને ત્યાંથી પાછાં ફરતાં દુર્દશા થઇ ને પછી ૧૮૧૩ થી રૂશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા એઓએ ઈંગ્લંડને સાથે રાખી ફ્રાન્સની સામાં લડાઇઓ ચલાવી નેપોલિયનને પૂરેપૂરો હરાવ્યો હતો (૧૮૧૫) ને પછી રાજ્યોની નવી વ્યવસ્થા થઇ હતી.* સત્તાતુલાના વેહેવારથી રાજકીય ખટપટવિદ્યા એડાઈ

---

* રૂશિયાનું રાજ્ય ૧૭૦૯ થી યૂરોપમાં બળવાન ગણાતું થયું ત્યારથી તે લશ્કરી બળ ને પ્રદેશસત્તામાં પોતાનો વધારો કર્યાંજ કરેછે. પ્રુશિયાએ ૧૭૪૦ થી તે ૧૭૯૫ સૂધીમાં પોતાની વૃદ્ધિ કરી, ને ૧૮૦૫માં તે અવ્યવસ્થિત થયું પણ પાછું વ્યવસ્થિત થતું ચાલ્યું; ઇટલીના લોકે જોસેફ મઝીનીએ કરાવેલાં ઐક્યની ફળસિદ્ધિ ૧૮૬૧ માં દેખાડી ત્યાર પછી જર્મનીનું ઐક્ય થવા માડ્યું ને પ્રુશિયાએ આગળ પડી મોટો જય મેળવ્યો (૧૮૭૦). આસ્ટ્રિયન રાજકુળની પ્રૌઢપ્ર-

ઇ॰ સ॰ ૬૦૭ માં રોમના ધર્માધ્યક્ષે પોતાને આચાર્ય કેહેવડાવ્યું; આઠમા શૈકામાં ફ્રાન્સના પેપિને રાવેનાના પ્રદેશનું રાજ સેંટપીટરના નામનું કરી પોપની સત્તામાં આપ્યું; કોન્સ્ટંટિનોપલના ગ્રીક પેટ્રિયાર્ક પોપનાં સર્વોપરિપણાંના દાવાની સામાં હતા પણ ૧૦૭૩ માં પોપ ગ્રેગરી સાતમો થયો તેણે રોમન કાથલિકધર્મની વ્યવસ્થાપૂર્વક સ્થાપના કીધી ને આચાર્ય રૂપે પોપના હક સર્વોપરિ કીધા; તેણે જર્મનીના મહારાજાને ખ્રિસ્તી મંડળ બાહાર કીધો, રાજપદથી ટાળ્યો ને પ્રાયશ્ચિત કરાવી પગે લગડાવ્યો; પોપ ઇનોસેંટ ત્રીજો (૧૧૯૮–૧૨૧૬) કેહેતો કે રાજા ને મહારાજા તે મારા નોકર ને લોંડા છે; તેણે રોમના કાથલિક શિવાય અન્યધર્મ માનનારા ખ્રિસ્તીઓને ખોળી કાહાડી જીવતા બાળી મૂકાવ્યા, ફાંસી દેવા ન્યાયસભાઓ સ્થાપી ને ઠામ ઠામ સાધુઓના મઠ સ્થાપ્યા; ૧૨૯૯ માં ધર્મસભાએ ઠરાવ કીધો કે જૂના યા નવા કરારમાંથી કોઈ પણ ભાગનું ભાષાંતર કોઇયે કોઇપણ દેશી ભાષામાં કરવું નહીં; એ પ્રમાણે પોપની નિરંકુશ સત્તાની હાક વાગતી; પણ ૧૪ મા શૈકાથી તે સત્તા નિસ્તેજ થતી ચાલી. પોપ બોનીફેસ આઠમો (૧૨૯૪–૧૩૦૩) ફ્રાન્સના ફીલિપ ફૂટડાની સામાં ભભકો

---

–માંનાં એક દાખલ ઇંગ્લંડે ફ્રાન્સની સામાં પોતાનું સમોવડીઆપણું રાખી શોભાવ્યું–નિડર નેલ્સને ને ધીટ વેલિંગટને ખરેખર રંગ રાખ્યો. ઇંગ્લંડે ૧૮૨૭ માં ગ્રીસને ને ૧૮૫૪–૫૬ માં તુરકને મદદ કરી હતી. તે વાર પછી ઇંગ્લંડ કોઇ પણ રાજ્યની સામાં લડાઈ કરવા નીકળ્યું નથી. ઇંગ્લંડનું રાજ્ય માંહે ને બહાર ૧૭૫ વર્ષ થયાં વ્યવસ્થિત ચાલેછે ને આજ સકળ સમૃદ્ધિથી પૂર્ણ શોભેછે.

એ સુંદર રાજ્યોએ યૂરોપનું એક સુંદર સ્વરૂપ ઘડાયુંછે પણ એ રાજ્યો શુદ્ધ બુદ્ધિયે એકસંપે રહ્યાં ને યૂરોપે અધિક સુંદર દર્શન આપ્યું એ દહાડો જોવો તો દુર્લભ છે. દરેક રાજ્યમાં દરેક વર્ગમાં સત્તા ને સ્વતંત્રતા એ બેનું જુદ્ધ ચાલેછે ને તેના બીજા દેશોમાં પક્ષકારો હોયછે. રૂશિયા, આસ્ટ્રિયા એ નિરંકુશ ને ફ્રાન્સ, ઇંગ્લંડ એ અંકુશિત રાજ્યો છે; એકેક રાજ્યમાં પણ સંપ નથી અને રાજ્યોને પરસ્પર વિશ્વાસ નથી. એકપાસથી રાજાઓ એક બીજાની મુલાખાત કરેછે, સુઘડ પ્રપંચે વાતો કરેછે, શાંતિ છે તથા રેહેશે એવા શબ્દ સર્વત્ર સંભળાયછે પણ બીજી પાસથી લડાઇની તૈયારી થાયછે. ૧૮૫૯ માં રૂશિયાનું લશ્કર ૧૨ લાખ ઉપર, આસ્ટ્રિયાનું છ લાખ ઉપર, જર્મનીનું ૮ લાખ ઉપર, ફ્રાન્સનું છ લાખ ઉપર ને ગ્રેટબ્રિટનનું બે લાખ ઉપર હતું પણ હાલ ૧૮૭૪ માં રૂશિયાનું ૧૫ લાખ ઊપર, આસ્ટ્રિયાનું ૮ લાખ ઉપર, જર્મનીનું ૧૨ લાખ ઉપર, ફ્રાન્સનું નવ લાખ ઉપર ને ગ્રેટબ્રિટનનું ૪ લાખ ઉપર છે–લડાઇનો વખત આવે તો પ્રુશિયા ૨૦ લાખ, ફ્રાન્સ ૧૬ લાખ ને રૂશિયા ૩૦ લાખ લશ્કર ઉભું કરી શકે.

કરવા ગયો પણ એણે તેને તુચ્છકારી કહાડ્યો; બોનીફેસનાં મરણ પછી ફીલિપે કલેમેંટને પોપ કીધો ને એણે ફ્રાન્સમાં ગાદી રાખી; સાત પોપ ઉત્તરોત્તર ત્યાં રહ્યા ને તે ફ્રાન્સના વતની હતા; ૧૩૭૮ થી એક રોમમાં ને એક આવિગનનમાં એમ બે પોપ નીમાતા થયા હતા; એ પ્રમાણે પોપની સત્તા અવ્યવસ્થિત થઈ હતી ને તેઓ છયેક અનાચારે વર્તતા. ઈટલીની ખિડોના વાલેન્સિઝ, ફ્રાન્સની દક્ષિણના વાલડેન્સિઝ ને આબી ગામના આલ્બિજેન્સિઝ, જેઓને અગાઉ થઈ ગએલા પોપની કારકીર્દીમાં ભુંડી રીતે દેહાંત કરવામાં આવેલા તેઓમાંના ઉગરેલાઓ પોતાનાં ધર્મ-મત (રોમન કાથલિકથી જુદાં) ને પોપની અનીતિ એ વિષે ઠામ ઠામ બોલતા થયા હતા. ઈંગ્લંડમાં વિક્લિફે પોપની ઘણીક ભૂલ જાહેરમાં આણી; તેણે આલ્બિજેન્સિઝ પાસેથી બૈબલનું જ્ઞાન મેળવ્યું હતું; લંડનમાં મળેલી ધર્મસભાએ તેને જાહેરમાં બોલતો બંધ કીધો પણ પછી તેણે બૈબલનું અંગ્રેજી ભાષાંતર પુરૂં કીધું હતું. વિક્લિફનાં મત બોહીમીઆમાં હસ્સ ને જેરોમ એ નામાંકિત પુરૂષોએ ચલાવ્યાં ને ધર્મશિક્ષકોની અનીતિ વિષે ભાષણો કીધાં, ને એ ઉપરથી કોન્સ્ટન્સની સભાના ઠરાવથી તેઓને બાળી મૂકવામાં આવ્યા હતા (૧૪૧૫–૧૬*). બોહીમીઆના લોકે

* કોન્સ્ટન્સમાં મળેલી ધર્મસભાનો હેતુ એવો કે પોપની સત્તા અંકુશિત કરવી ને જે વાતોથી ધર્મ નિંદાતો હોય તે સુધારવી; ધર્માધ્યક્ષો, મઠાધિપો, પાઠશાળાના મુખત્યારો, રાજાઓના એલચીઓ, ઇશ્વરવિદ્યાના પંડિતો ને ન્યાય–ધારા જાણનારા પંડિતો દેશદેશના મળીને તે સભા થઇ હતી; ઇટાલીયન ધર્માધ્યક્ષોની વગસત્તાનું ફાવે નહીં તેને માટે સરખા હક આપી સભાસદોની વેહેંચણ કરી હતી–ઈટાલીઅન, જર્મન, ફ્રેંચ ને ઈંગ્લિશ એ ચારેનાં ઘણાં મત પ્રમાણે ઠરાવ કરવાનું રાખ્યું હતું, પણ ઈટાલિયનોએ રાજ્ય રાજ્યની અદેખાઇનો ફાયદો લઈ એવી તજવીજ કીધી કે તે સભાથી કઈં નીપજ્યું નહીં; માર્ટિન પાંચમાને નીમવામાં આવ્યો (૧૪૧૭) કે તેણે તરતજ સભાને વિસર્જન કરી હતી; બીજીવાર બાસલમાં મળેલી ધર્મસભાએ કેટલાક સુધારા કરવાનો ઠરાવ કીધો, ને તે પોપ યુજીનીઅસે કબૂલ ન રાખ્યો તે ઉપરથી તેને પદચ્યુત કરી નવો પોપ કીધો; પણ એ સાહસ કામ કેટલાંક રાજ્યોને પસંદ પડ્યું નહીં ને નવા પોપે રાજીનામું આપ્યું; પછી સઘળા પોપ (એક શિવાય) ઈટાલિયનજ હતા. તે સભાના સુધારામાંથી અનુકૂળ આવ્યા તે તે ફ્રાન્સ ને જર્મનીમાં દાખલ થયા પણ પોપે તે પત નજ કીધા–આટલું ખરૂં કે ૧૪૫૨ માં જર્મનીએ રોમ ઉપરથી પોતાના હક ઉઠાવ્યા ત્યારથી ઈટલીની બાહારનાં રાજ્યોમાં પોપની રાજકીય સત્તા ઘણીક રીતે ઓછી થઈ; અને ધર્મ વિષયમાં તેઓનીજ ચક્રવર્ત્તી સત્તા હતી તેના ઉપર સકળ ખ્રિસ્તી મંડળની મોટી સભાનો અંકુશ થયો.

કરવા ગયો પણ એણે તેને તુચ્છકારી કહાડ્યો; બોનીફેસનાં મરણ પછી
ફીલિપે કલેમેંટને પોપ કીધો ને એણે ફ્રાન્સમાં ગાદી રાખી; સાત પોપ
ઉત્તરોત્તર ત્યાં રહ્યા ને તે ફ્રાન્સના વતની હતા; ૧૩૭૮ થી એક રોમમાં
ને એક આવિગનનમાં એમ બે પોપ નીમાતા થયા હતા; એ પ્રમાણે
પોપની સત્તા અવ્યવસ્થિત થઈ હતી ને તેઓ છયોક અનાચારે વર્ત્તતા.
ઈટલીની ખિડાના વાલેન્સિઝ, ફ્રાન્સની દક્ષિણના વાલડેન્સિઝ ને આલ્બી
ગામના આલ્બિજેન્સિઝ, જેઓને અગાઉ થઈ ગએલા પોપની કારકીર્દીમાં
ભુંડી રીતે દેહાંત કરવામાં આવેલા તેઓમાંના ઉગરેલાઓ પોતાનાં ધર્મ-
મત (રોમન કાથલિકથી જૂદાં) ને પોપની અનીતિ એ વિષે ઠામ ઠામ
બોલતા થયા હતા. ઈંગ્લંડમાં વિક્લિફે પોપની ઘણીક ભૂલ જાહેરમાં
આણી; તેણે આલ્બિજેન્સિઝ પાસેથી બૈબલનું જ્ઞાન મેળવ્યું હતું; લં-
ડનમાં મળેલી ધર્મસભાએ તેને જાહેરમાં બોલતો બંધ કીધો પણ પછી
તેણે બૈબલનું અંગ્રેજી ભાષાંતર પુરૂં કીધું હતું. વિક્લિફનાં મત બોહીમી-
આમાં હસ્સ ને જેરોમ એ નામાંકિત પુરૂષોએ ચલાવ્યાં ને ધર્મશિક્ષકોની
અનીતિ વિષે ભાષણો કીધાં, ને એ ઉપરથી કોન્સ્ટન્સની સભાના ઠરાવથી
તેઓને બાળી મૂકવામાં આવ્યા હતા (૧૪૧૫–૧૬*). બોહીમીઆના લોકે

* કોન્સ્ટન્સમાં મળેલી ધર્મસભાનો હેતુ એવો કે પોપની સત્તા અંકુશિત
કરવી ને જે વાતોથી ધર્મ નિંદાતો હોય તે સૂધારવી; ધર્માધ્યક્ષો, મઠાધિપો,
પાઠશાળાના મુખત્યારો, રાજાઓના એલચીઓ, ઇશ્વરવિદ્યાના પંડિતો ને
ન્યાય–ધારા જાણનારા પંડિતો દેશદેશના મળીને તે સભા થઈ હતી; ઇટાલીયન
ધર્માધ્યક્ષોની વગસત્તાનું ફાવે નહીં તેને માટે સરખા હક આપી સભાસદોની
વેહેંચણ કરી હતી–ઈટાલીઅન, જર્મન, ફ્રેંચ ને ઈંગ્લિશ એ ચારેનાં ઘણાં
મત પ્રમાણે ઠરાવ કરવાનું રાખ્યું હતું, પણ ઈટાલિયનોએ રાજ્ય રાજ્યની અ-
દેખાઈનો ફાયદો લઈ એવી તજવીજ કીધી કે તે સભાથી કંઈ નીપજ્યું નહીં;
માર્ટિન પાંચમાને નીમવામાં આવ્યો (૧૪૧૭) કે તેણે તરતજ સભાને વિસ-
ર્જન કરી હતી; બીજીવાર બાસલેમાં મળેલી ધર્મસભાએ કેટલાક સૂધારા
કરવાનો ઠરાવ કીધો, ને તે પોપ યુજીનીઅસે કબૂલ ન રાખ્યો તે ઉપરથી તેને
પદભ્રષ્ટ કરી નવો પોપ કીધો; પણ એ સાહસ કામ કેટલાંક રાજ્યોને પસંદ પડ્યું
નહીં ને નવા પોપે રાજીનામું આપ્યું; પછી સઘળા પોપ (એક શિવાય) ઈટા-
લિયનજ હતા. તે સભાના સૂધારામાંથી અનુકૂળ આવ્યા તે તે ફ્રાન્સ ને જ-
ર્મનીમાં દાખલ થયા પણ પોપે તે પત નજ કીધા–આટલું ખરૂં કે ૧૪૫૨ માં
જર્મનીએ રોમ ઉપરથી પોતાના હક ઉઠાવ્યા ત્યારથી ઈટલીની બાહારનાં રાજ્યોમાં
પોપની રાજકીય સત્તા ઘણીક રીતે ઓછી થઈ; અને ધર્મ વિષયમાં તેઓ-
નીજ ચક્રવર્ત્તી સત્તા હતી તેના ઉપર સકળ ખ્રિસ્તી મંડળની મોટી સભાનો
અંકુશ પડ્યો.

ક્રોધે ભરાઈ લડાઈ આપી જર્મન તથા રોમન લશ્કરોને હરાવ્યાં ને ૫૫૦ કાથલિક મઠનો નાશ કીધો હતો. કોન્સ્ટંટિનોપલ ભાગવાથી ઇટલી જર્મનીના લોક ભણેલા ગ્રીકજનોના સહવાસમાં આવ્યા હતા ને છાપખાનાં નીકળવાથી છપાયલાં બૈબલો લોકે વાંચવા માડયાં હતાં.

પોપ જૂલિયસે રોમમાં સેંટ પીટરનું દેવળ બંધાવવા માડયું ને તારણપત્રિકાઓ કાહાડી સાધુઓને ઠામ ઠામ વેચવા મોકલ્યા. એઓ કેહેતા કે જે ખ્રિસ્તીઓ નાણું જેવર આપી તારણપત્રિકા પોતાની પાસે રાખશે તે ને તેના પૂર્વજો નરકયાતનાથી મુક્ત થશે. પોપ લીઓ ૧૦ મો (૧૫૧૩–૧૫૨૨) જેની દરબારમાં મોજમઝા ને છટેલાઈ અતિસેં ચાલતી ને જેને તેટલા સારૂ ઘણુંક નાણું જોઇતું હતું તેણે પણ દેવળના ખરચને બહાને પત્રિકા વેચવા કાહાડી (૧૫૧૭); જર્મનીમાં ડામીનીકન સાધુઓ સોદાઇથી ને ધમકીથી તે વેચતા. જ્યારે તેતઝલ નામના સાધુએ વિટેનબર્ગમાં પત્રિકાનો ધંધો ચલાવ્યો ત્યારે માર્ટિન લ્યૂથર * જે આગસ્ટિનિયન મઠનો સાધુ ને વિટેનબર્ગની પાઠશાળામાં ઈશ્વરવિદ્યાનો શિક્ષાગુરુ પંડિત હતો તેણે ક્રોધે ભરાઈ પત્રિકાની વિરુદ્ધ પંચાણું કલમનો એક વિષય લખી કાહાડી કિલ્લાના દેવળના દરવાજા ઉપર ચોડયો ને જણાવ્યું કે તે વિષે કોઈપણ સાથે વાદ કરવાને હું તૈયાર છઉં. એ પંચાણું કલમોનો વિષય જર્મનીમાં સર્વત્ર જાણવામાં આવ્યો. કોઇયે ધમકી આપવાથી કે મેહેરબાની બતાવાથી લ્યૂથરે પોતાનું લખેલું ફેરવ્યું નહીં; એ કેહેતો કે ધર્મ વિષયમાં માત્ર એક પ્રભુનાં વચન શિવાએ બીજા કોઈની સત્તાને હું માનનાર નથી; પોપે તેને આજ્ઞાપત્રથી ખ્રિસ્તી મંડળ બહાર કીધો (૧૫૨૦); પણ સાકસનીનો ઇલેક્ટર ભૂપ ફ્રેડરિક ડાહ્યો જેને માક્સિમિલિયનનાં મરણ પછી મહારાજ્યનો પ્રતિનિધિ ઠેરવવામાં આવ્યો હતો તેની ઉંફે લ્યૂથરે પોપનો આજ્ઞાપત્ર વિટેનબર્ગના દરવાજા આગળ સૌના દેખતાં બાળી નાખ્યો. એ પ્રસંગથી ઘણાલોક રાજી થયા, કેમકે ધર્મશિક્ષકો અભણ, આળસુ

* એ એક ગરીબ ખાણ ખોદનારાનો દીકરો હતો; બાપે પડોસના કસબામાં નીશાળ હતી ત્યાં મોકલ્યો; દીકરો કસબાના લોકને બારણે ગાઈ ગાઈને મુશ્કેલીથી પોતાનું ગુજરાન ચલાવતો; પછી તેને એક ધર્માત્મા સ્ત્રીએ પોતાનાં કુટુંબમાં લીધો, ને ૧૯ મે વર્ષે તે એરફર્ટની પાઠશાળામાં ગયો ને ચાર વર્ષ પછી તેજ કસબાના ઓગસ્ટેન મઠનો સાધુ થયો; એક ઘરડા સાધુના બોધથી તે ખંતથી બૈબલનો અભ્યાસ કરતો, ઈસુના ઉપર પૂર્ણ ભાવ રાખતો ને તેથીજ તારણ છે એમ માનતો; પચ્ચીસ વર્ષની વયે (૧૫૦૮) તે પાઠશાળામાં શિક્ષાગુરુ થયો ને તે ભાષણો કરતો તેનો સૌ આદર કરતા.

મોજીલા ને સ્ત્રીલંપટ હતા; તેઓ બળાત્કારે નાણું કહડાવતા ને દેવળોમાં પણ મજાક ઠઠ્ઠાની વાતો ચલાવી ખડખડાટ હસાહસ કરતા; વળી વાલ્ડેન્સિઝ, વિક્લિફ્મતના ને બોહીમીઆવાળા જેઓ વેરાતા થઈ ગયા હતા તેઓ, લ્યૂથરે જે બોલ્યું ને કીધું તેને સમ્મત થઈ તેનું લખાણ વારે વારે વાંચી સદ્ધર્મને અર્થે વધારે હિંમત ધરતા થયા. ચાર્લ્સ પાંચમાને ફ્રાન્સની સામાં લડાઈ ચલાવવામાં પોપની મદદની જરૂર હતી. તેથી તેણે પોપની ખાતર વર્મ્સની સભામાં લ્યૂથરને તેડાવ્યો; લ્યૂથરે જઈ પોતાનું એક પણ મત ફેરવવાની ના કહી; તેને ને તેનાં મતને માનનારાને સભાએ રાજ્યના ધારાની બહાર ઠેરવ્યા પણ તેને કંઈ ઇજા ન કરતાં જવા દીધો. ચાર્લ્સ લડાઈમાં એટલો ગુંચવાયો હતો કે જર્મનીમાહેનાં કામ કાજમાં તેનાથી હાથ ઘલાયો નહીં, ને એ ચાર્લ્સની ગેરહાજરીમાં નવું મત સારી પેઠે પ્રસાર પામ્યું;–એવું કે પછવાડેથી મહારાજાઓએ અટકાવવાની મેહેનત કીધી તેમાં તે ફાવી શક્યા નહીં. લ્યૂથરે પોતાના મુરબ્બી ફ્રેડરિકની સલાહ પ્રમાણે વર્ટબર્ગના કિલ્લામાં ગુપ્ત રહી બૈબલનું ભાષાંતર પૂરું કીધું (૧૫૨૨) ને વાદવિષય તૈયાર કીધો. જ્યાંસૂધી ચાર્લ્સને પોપ સાથે શત્રુવટ હતી ત્યાંસૂધી તેણે સૂધારાવાળાની સામાં થવાની કાળજી રાખી નહીં; પણ પાછળથી પોતાનાં મહારાજપદની સત્તાને ધોકો લાગશે એવું જાણ્યું ત્યારે સ્પાયર્સની સભા કરી વર્મ્સની સભાનો ઠરાવ બહાલ રાખ્યો. સાક્સનીનો ઇલેક્ટર, હેસ્સીનો લાંડગ્રેવ, લ્યૂનેબર્ગનો ડ્યૂક, આનહાલ્ટનો ભૂપ ને ચૌદ શેહેરના મુખત્યારો એઓ તે ઠરાવની સામા થયા ને તે ઉપરથી તેઓ પ્રોટેસ્ટંટ કેહેવાયા. આગસબર્ગની સભામાં (૧૫૩૦) પ્રોટેસ્ટંટ ભૂપોએ પરસ્પર સમ્મત થઈ પોતાનો ધર્મમાર્ગ વાંચી સંભળાવી સ્થાપિત કીધો. ૧૫૩૨ માં ચાર્લ્સ બંને ધર્મમાર્ગવાળાઓમાં સલાહ થાય તેવી ગોઠવણ કરવાને કબૂલ થયો હતો પણ થોડા વખત પછી તેના દુશ્મનો એટલા તો નબળા પડી ગયા હતા કે તેઓ પાછો કાથલિક ધર્મ સ્વીકારવાની તૈયારીપર આવી રહ્યા હતા (૧૫૪૯); પણ ચાર્લ્સનો લાભ પ્રોટેસ્ટંટ ભૂપોની રાજકીય સત્તા ઉપર અંકુશ રાખવાનો જણાયો તેથી સાક્સનીનો મોરીસ જે ચાર્લ્સનાં લશ્કરનો સરદાર હતો તેણે ફ્રાન્સને મદદમાં રાખી જર્મનીના પ્રોટેસ્ટંટોની તરફથી આગેવાન થઈ ચાર્લ્સને સપડાવ્યો–પાસ્સોમાં સલાહકરાર થયા ને પછી આગસબર્ગની સભામાં પ્રોટેસ્ટંટો વગર હરકતે પોતાનો માર્ગ પાળે તેવી છૂટ આપવાની ચાર્લ્સને જરૂર પડી (૧૫૫૫). બીજા દેશોમાં પણ લોક પ્રોટેસ્ટંટ થયા હતા. સ્વીટ્ઝર-

લંડમાં ઝ્યુરિચનો એક ધર્મશિક્ષક ઝવીંગલ (લ્યૂથરનો સંબંધ ન રાખતાં સ્વતંત્રે) તારણપત્રિકાની સામો થયો હતો (૧૫૧૮) ને પછી તેની ને તેનાં મરણ પછી જીનીવાના કાલ્વિનની મેહેનતથી ઘણાંક પ્રગણાં પ્રોટેસ્ટંટ થયાં હતાં. કાલ્વિનનાં મત ફ્રાન્સમાં દાખલ થયાં (૧૫૧૯) તેને અટકાવામાં આવ્યાં (૧૫૨૧) પણ તેનાં મતને વિદ્વાનો માન આપતા થયા; ફ્રાન્સમાં જે પ્રોટસ્ટંટ માર્ગના હતા તે હ્યુગેનોટ કેહેવાતા ને તેઓના ઉપર બહુ જૂલમ ગૂજરતો હતો. ઈંગ્લંડમાં વિક્લિફના મતને માનનારા કેટલાક જણ હતા પણ તેમાંનો કે કોઈ બીજો બહાર પડયો નહોતો; હેનરી આઠમો લ્યૂથરની સામાં પુસ્તક લખી પોપનો મિત્ર થયો હતો (૧૫૨૧) પણ પછી પોપ તલાકનાં કામમાં સમ્મત ન થયો તેથી હેનરીએ પોતાને ઈંગ્લંડનાં ધર્મમંદિરનો ઉપરી કેહેવડાવ્યું; તેણે નાણું ઈંગ્લંડથી રોમ મોકલવું બંધ કીધું ને રોમનો હુકમ ઈંગ્લંડમાં આવતો બંધ કીધો; તેણે મઠ દેવળોનો નાશ કીધો ને બૈબલનું અંગ્રેજી ભાષાંતર છપાવ્યું; પણ તે જર્મનીના પ્રોટેસ્ટંટો જે પોપના ધર્મમાર્ગને ખોટો કરતા તેઓની અને પોપની સત્તાનો જે પક્ષ કરનારા તેઓની બંનેની સામાં હતો; ઈંગ્લંડમાં પ્રોટેસ્ટંટ ધર્મની પ્રથમ વ્યવસ્થા એલિઝાબેથની કારકીર્દીમાં થઈ હતી. સ્કાટલંડ, પોલંડ વગેરેમાં એકાદા પ્રકારનો પ્રોટેસ્ટંટ પંથ હતો. ઈટલી ને સ્પેનમાં પોપે પોતાની કરડી સત્તા વાપરી નવા ધર્મને દાખલ થવા દીધો નહીં. જર્મનીમાં પ્રુશિયાની ડચી પ્રોટેસ્ટંટ થઈ ને આસ્ટ્રિયા કાથલિક રહ્યું. (રૂશિયનો ૧૧ મા શૈકાથી ગ્રીકપંથી થયા હતા.

ધર્મના પુનઃ સંસ્કારથી ઘણાક કાથલિક મઠનો નાશ થયો; સાધુઓ ને આર્જાઓ પરણતાં થયાં; તપસ્વી ને પ્રેરિતજન ને વિશેષે કરીને મેરી કુમારી એને આરાધના થતી તે બંધ પડી; અને રોમન કાથલિક તથા ગ્રીક ધર્મમાં સાત સંસ્કાર* છે તેમાંના બે રાખવામાં આવ્યા–ક્રૈસ્ટનાં ધર્મમંદિરમાં દાખલ થવાનો અને ક્રૈસ્ટનાં મરણ નિમિત્તનો. પોપ અભ્રમ છે

* ક્રૈસ્ટનાં ધર્મમંદિરમાં દાખલ કરવું (બાપટિઝમ–ભણીને પાણી છાંટવું), ખ્રિસ્તી મંડળના હકમાં દાખલ કરવું, ક્રૈસ્ટનાં મરણનું સંભારણું રાખવું (ભાખરી તથા દરાખના રસનું ભોજન), પ્રાયશ્ચિત્ત, મરવા પડેલાં માણસને છેલ્લી ઘડિયે માથે હાથે પગે પવિત્ર તેલ લગાડવું, ધર્મશિક્ષકોના વર્ગ અને લગ્ન એ સંબંધી.

પોપ પાઉલ ત્રીજાએ ૧૫૪૫ માં ટ્રેંટમાં મહાધર્મસભા બોલાવી હતી ને તે સભાએ ૧૫૬૩ સુધી પોતાનું કામ કીધું; તે સભાના ઠરાવથી બંને માર્ગનો ભેદ ટળ્યો નહીં. તે સભાના ઠરાવથી અવશ્ય પાળવા જેવી કલમો આવિષે

(ભૂલ કરેજ નહીં) એ મત છાંડીદેવામાં આવ્યું; બૈબલમાંની કેટલી વાત ધર્માધિકારીઓની પરંપરાની ચાલી આવેલી જાણ પ્રમાણે સમજાવવામાં આવતી તેને બદલે ધર્માધિકારીઓની વાત બૈબલના આધાર પ્રમાણે મનાતી થઈ; દેવળોમાં પ્રાર્થના ભક્તિને માટે લાટિન ભાષા હતી તે ટાળીને જર્મન ભાષા રાખવામાં આવી; નિશાળે ભણતા છોકરાઓને માટે લ્યૂથરે નાની મોટી પ્રશ્નોત્તરાવળીઓ રચી હતી; કર્મ ને યોગ્યતા પ્રમાણે પાપથકી છૂટાં થવાયછે એ રોમન કાથલિક ધર્મનું મહતત્વ હતું પણ લ્યૂથરે સ્વતંત્ર પ્રભુકૃપાને મહત્તત્વ કીધું–કર્મથી યોગ્યતા પ્રાપ્ત થઈ હોય કે નહોય પણ પ્રભુની કૃપા પાપથી છોડવી શકેછે; રોમન કાથલિકમાં કર્મ અને બલિ–ભોગનું પ્રાધાન્ય હતું પણ લ્યૂથર માર્ગમાં ફક્ત ક્રૈસ્ટ દ્વારા ઈશ્વરની પ્રીતિ સંપાદન કરવાનું હતું. સ્વીટઝરલંડના પ્રોટેસ્ટંટો ને જર્મનીના પ્રોટેસ્ટંટો બીજી બધી વાતે એક મતના હતા પણ ભોજન સંસ્કારના વિચારમાં કેવળ જૂદા હતા; ઝિવંગલ માનતો કે તે ક્રૈસ્ટનાં મરણસ્મરણ નિમિત્ત ભોજન છે ને લ્યૂથર માનતો કે તે ભાખરી તથા દ્રાક્ષરસનાં ભોજનથી ક્રૈસ્ટનું માંસ તથા લોહીનો અંશ પમાય છે; એ વાંધો (ઝિવંગલ લ્યૂથરનો) પત્યો નહીં ને પ્રોટેસ્ટંટના બે કટ્ટા સામ સામા પંથ થયા–સૂધરેલ પંથ ને લ્યૂથર પંથ; ઈંગ્લંડનું એપિસકોપલ મંદિર એલિઝાબથનાં રાજ્યમાં સ્થપાયું; એ ધર્મપંથ ઘણો ખરો સૂધરેલ તથા લ્યૂથર પંથને મળતો છે પણ અધિકારીની વ્યવસ્થા ને કર્મની પદ્ધતી એ બેમાં કોઇને મળતો નથી; એ ધર્મવ્યવસ્થા અનુકૂળ ન આવી તેઓએ ને ફક્ત બૈબલનેજ માનવું એ મતના જે હતા તેઓએ પોતાનો જૂદો પંથ કહાડ્યો ને તેઓ પ્યુરીટન કેહેવાયા. પ્રોટેસ્ટંટ ધર્મ જોકે જૂદા જૂદા દેશોમાં જૂદી જૂદી રીતે ને ઓછી વધતી ફતેહથી

---

–હતી: ધર્મશિક્ષકોએ પરણવું નહીં; બૈબલને માનવું તેમ પરંપરાના વહીવટને પણ માનવો; ગુરૂ આગળ દોષ કેહેવા ને પાપથી છૂટવું; અવતારલીલા; મૂર્ત્તિ તથા બીજી નિશાનીને માનવી; સાધુની આરાધના; મેરી કુમારીની ભક્તિ ને તેની દોષ રહિત ગર્ભાવસ્થા; મોત ને ઇનસાફનો દહાડો–એ બેનાં દરમીઆનમાં માણસના જીવ પર્ગેટરીમાં રેહેછે એટલે એવે ઠેકાણે કે જ્યાં તેઓ શુદ્ધ થાયછે–તે ઠેકાણેથી જીવ ભક્તિ દાન પ્રાયશ્ચિત્ત વગેરેથી છૂટેછે; પ્રભુના ભોજનમાં જે ભાખરી તે ક્રૈસ્ટનું શરીર તથા લોહી થઈ જાયછે; ઈત્યાદિ. પ્રોટેસ્ટંટ ધર્મનો પ્રસાર ઝડપથી થતો ચાલ્યો તેમ કાથલિક ધર્મના હિમાયતીઓ પણ જાગૃત થયા–ઘણાક સાધુઓના મઠ સ્થાપવામાં આવ્યા ને જેસુટ લોક ઠામ ઠામ બોધ કરવાને નીકળી પડ્યા; ૧૫૫૬ માં જેસુટ લોક પશ્ચિમ યુરોપમાં ને હિંદુસ્થાન, એબિસીનિયા, બ્રઝીલમાં ઉપદેશ કરતા થયા હતા.

સ્થપાયો અને દેશ દેશના પ્રોટેસ્ટંટોને રાજકીય સ્વતંત્રતા સરખી ન મળી તોપણ આટલું તો થયું કે તેઓ ધર્મની અવ્યવસ્થિત ને ભયંકર સત્તાનાં બંધનથી મુક્ત થયા. જર્મનીમાં લોકને રાજકીય સ્વતંત્રતા નહોતી ને તે ધર્મના પુનઃસંસ્કારથી દાખલ થઈ નહીં, રાજાઓની સત્તા ઉલટી સબળ થઈ, તોપણ વિચારની સ્વતંત્રતા જેટલી જર્મનીમાં બહાર પડી ને ધીટ રહી તેવી કોઈ ઠેકાણે નહોતી; ડેન્માર્કમાં નિરંકુશ રાજા હતા પણ ત્યાં વિચારની સ્વતંત્રતા રાજ્યનાં ધારામાં ને શેહેર સૂધરાઈની રૂલોમાં પણ દેખાઈ; હાલંડનાં પ્રજાસત્તાક રાજ્યમાં ને ઈંગ્લંડના અંકુશિત રાજ્યમાં અતિ જુલમ છતે પણ આખરે વિચારને સ્વતંત્રતા મળી હતી; ફ્રાન્સમાં જોકે પ્રોટેસ્ટંટ ધર્મને ખુંદી નાખવામાં આવેલો તોપણ ૧૬૮૫ સૂધી અનેક પ્રકારના વાદવિવાદ ચાલ્યા હતા. ધર્મની નિરંકુશ સત્તામાંથી છૂટવું ને વિચારની સ્વતંત્રતાનું બહાર પડવું એ બે લાભ લોકને ધર્મના પુનઃસંસ્કારથી થયા. પૂર્વે ધર્મશિક્ષકોજ ધર્મ સમજતા ને સમજાવતા પણ હવે સૌ લોક સમજતા થયા; અને લોકને ધર્મવિષયની સ્વતંત્રતા મળી કે તેઓ રાજકીય સ્વતંત્રતાને અર્થે ઉદ્યમી થવા લાગ્યા.

કાથલિક પ્રોટેસ્ટંટ વચ્ચે ઝગડા ચાલ્યા તેનો અંત ૧૬૪૮ માં આવ્યો ને પછી અઢારમા શૈકાના આરંભ લગી જે લડાઈઓ ચાલી તે ધર્મને બહાને હતી. અઢારમા શૈકામાં ખ્રિસ્તી ધર્મના બોધને અર્થે ધર્માત્મા ખ્રિસ્તી જનોએ (સરકારની મદદ વિના) પોતપોતાની મંડળીઓમાં ધર્માદાનાણાના ભંડોલ કરી ખ્રિસ્તી ઉપદેશકોને દેશ પરદેશ મોકલવા માડ્યા;*

---

* ઈંગ્લંડમાં ૧૬૪૭ માં પેહેલવેહેલી ખ્રિસ્તી મંડલી થઈ ને તેણે દેશાંતરે ઉપદેશકો મોકલ્યા, ને બીજી ૧૬૯૮ માં. ખ્રિસ્તી જ્ઞાનના પ્રસારને માટે અઢારમા શૈકામાં આરંભમાં ડેન્માર્કમાં એક મંડલી ઉભી થઈ; ૧૭૩૩ માં મોરેવીઆના એકત્ર ભાઈઓ મૂર્તિપૂજકોના બોધને માટે બહાર પડ્યા; ૧૬૨૦ થી જે અંગ્રેજો અમેરીકા જઈ વસેલા તેમાંના ઘણાકે તો ત્યાંના વતનીઓના ઉપર અતીસે ઘાતકી પણું વાપર્યું હતું તોપણ કેટલાક તેઓને ધર્મબોધ પણ કરતા; મેથોડિસ્ટ એ નામે ઓળખાતા ઉપદેશકોએ વેસ્ટ ઈંડીઝના ગુલામોને ખ્રિસ્તી કીધા; અઢારમા શૈકાના મધ્યમાં ઈંગ્લંડમાં ધર્મની સ્થિતિ ઘણીજ નીચી હતી,– થોડાએક શિવાય ઘણા લોક આમજ પુછતા કે શું ખાઈશું? શું પીશું ને શેણે કરીને લુગડાં પેહેરશું? વેસલીએ બ્રિટિશ ટાપુમાં સંઘે ફરી ફરીને નાની નાની ઘણીક મંડળીઓ કરાવી કે જેની સાથે સંબંધ રાખનારા લોક આજ લાખો છે ને તેઓનું મોટું કામ આ છે કે ગરીબ લોકને ખ્રિસ્તી ધર્મનો બોધ કરવો. ૧૭૯૯ માં ટ્રાક સોસૈટી ને થોડાં વર્ષ પછી બૈબલ સોસૈટી

અને કેટલાક વિદ્વાનોએ ધર્મવિષયના ગ્રંથો લખ્યા; એથી પ્રોટેસ્ટંટ ધર્મ વચમાં થોડોક તેજહીણ થયો હતો તે પાછો સતેજ થયો. કાથલિક ધર્મમાં ને ગ્રીક ધર્મમાં પણ કેટલાંક મંડળ નવાં ઉભાં થયાં હતાં ને એઓના ઉપર જુલમ થતો પણ તેથી લોકમાં ધર્મ વિષે જાગૃતી રહી હતી. પોપ અને જર્મનીનો જોસેફ ૧ લો એ બેને કેટલાક વાંધા પડ્યા હતા ને તેમાં પોપ બહારથી પોતાનો દોર રાખી રહ્યો પણ અંદરથી જરાકે ફાવ્યો નહોતો; પોપ કલેમેંટ ૧૧ મો પ્રુશિયાનું નવું રાજ કરવાની સામો થયો પણ મિથ્યા. બેનીડીક્ટ પોપ પોર્ટુગલની ખટપટમાં પડ્યો ને ત્યાંથી પોપની સત્તા ટળી (૧૭૩૯). જેમ દક્ષિણમાં યૂરોપમાં પોપની સત્તા ને ઉત્તરમાં પ્રોટેસ્ટંટની સ્વતંત્રતા હતી તેમ દક્ષિણ અમેરિકામાં પોપની સત્તા હતી ને ઉત્તર અમેરિકામાં આગળ પડતો પ્રોટેસ્ટંટ ધર્મ હતો. વોલટેર ને રોસ્સો એઓનાં પુસ્તકથી ને સર્વસંગ્રહ એ પુસ્તકથી આખાં ફ્રાન્સના ને બીજા દેશના ઉપલા વર્ગના લોકની ધર્મ ઉપરથી આસ્થા ઊઠી ગઈ હતી; વર્ત્તમાન શૈકામાં પોપની સત્તાનો દોર છેક ઘટી ગયોછે–તેને તેનીજ પ્રજાએ રોમમાંથી કહાડી મુક્યો હતો ને પરરાજ્યની મદદથી તે પાછો આવ્યો હતો; ૧૮૫૯ માં રોમાગનાએ બલવો કીધો ને બીજા તેના પ્રદેશ બલવા કરવાની તૈયારીમાં હતા પણ ફ્રેંચ લશ્કર હતું તેથી તેમ થયું નહોતું; ૧૮૭૧ ની લડાઈથી ફ્રાન્સ પોપને મદદ કરવાને શક્તિમાન નહોતું ને રોમ ઈટલીનાં રાજ્યની રાજધાની થઈ. પ્રોટેસ્ટંટ રાજ્યોમાં જર્મની ને ઈંગ્લંડમાં કેટલાક લોક ઈશ્વરદત્ત ધર્મપુસ્તક તે પ્રભુ વાણી નથી એમ કેહેતા થયા છે અને અમેરિકામાં પ્રોટેસ્ટંટ ને કાથલિકમાંથી અનેક પંથ ઉભા થતા જાયછે.

પંદરમાં શૈકામા છાપખાનાં નીકળ્યાં ને સોળમા શૈકામાં ધર્મનો પુનઃસંસ્કાર થયો એ બે મોટા બનાવોથી ભાષા વિદ્યા કળાને બહુ ઉત્તેજન મળ્યું. પ્રથમ લોક પ્રાકૃત ભાષાઓમાં ને વિદ્વાનો યાહુદી તથા ગ્રીક ભાષામાં ધર્મપુસ્તકનો અભ્યાસ કરતા થયા. સોળમા શૈકામાં કવિતા વિદ્યા ઈટલી, સ્પેન, પોર્ટુગલ ને ઈંગ્લંડમાં ઉત્કૃષ્ટ હતી–આરિઓસ્સો તથા ટાસ્સો, લોપ, ડી વીગા, કામોએન્સ ને શેક્સપીઅર એ કીર્તિમંત હતા; ઈતિહાસ, ઈટલીમાં સારો લખાયો ને ચિત્ર, તક્ષક, શિલ્પ એ કળા ત્યાંજ હતી–મૈકલ આંજેલો ને રફાએલ એઓનાં કામ આજ પણ અનુપમ મનાય છે; જ્યોતિષમાં

---

...ની થઈ ને તેના છપાયેલાં પુસ્તક ૧૨૦ ભાષા ઉપભાષાઓમાં છે. વર્ત્તમાન શૈકામાં ઘણીક મંડળીઓ ઉભી થઈ છે ને ઠામ ઠામ ખ્રિસ્તી મતનો ઉપદેશ [illegible] [illegible] થઈ રહ્યો છે.

કોપરનીકસ ને ટૈકોબ્રાહે જર્મનીના હતા; અને શબ્દશાસ્ત્રમાં ફ્રેંચ ને જર્મન અભ્યાસ કરતા થયા હતા. સત્તરમા શૈકામાં* કવિતાભાષા ઈંગ્લંડ ફ્રાન્સમાં સરળ સુંદર થઈ અને ડ્રૈડન તથા મિલ્ટન એ ઈંગ્લંડમાં ને કોરનીલ, રસીન ને મોલીઅર એ ફ્રાન્સમાં કીર્ત્તિમંત હતા; ફ્રાન્સમાં વાદ વિવાદ લખનારા ને ભાષણ કરનારા, નીતિના નાના નાના ગ્રંથ લખનારા ને શબ્દશાસ્ત્રીઓ ઘણા થયા; તત્વશોધનવિદ્યામાં ઈંગ્લંડ ને ફ્રાન્સ એ બે બહાર પડયાં–બેકન (તથા લાક) અને ડેકાર્ટ (તથા માલબ્રાંઝ) એ પ્રકાશ્યા;†

---

* ફ્રેંચ આકેડેમી ૧૬૩૫ માં સ્થપાઈ; (વળી કોલ્બર્ટે ૧૬૬૪ પછી એક કળાની તથા એક વિદ્યાની આકેડેમી સ્થાપી હતી); ઈંગ્લંડમાં રોયલ સોસૈટીની સ્થાપના ૧૬૪૫ માં થઈ; અને બરલીનમાં લીબનિટ્ઝે ૧૭૦૦ પછી આકેડેમી સ્થાપી હતી.

ન્યૂસ્પેપર પ્રથમ ફ્રાન્સમાં ૧૫૬૩ થી, જર્મનીમાં ૧૬૧૫ થી ને ઈંગ્લંડમાં ૧૬૨૨ થી (કેટલાક ૧૫૮૮ કેહેછે) નિકળવા માંડયાં પણ તે સરકારની તરફથી નિકળતાં.

† એ બે જણે પ્રાચીન તત્વશોધકની પદ્ધતિની તથા તેઓના ઉપર પંદરમા સોળમા શૈકામાં વિદ્વાનોની ભક્તિ હતી તેની ને ધર્માધિકારીઓની સત્તાની લેશ સ્પૃહા ન રાખતાં કેવળ સ્વતંત્ર રહી તત્વશોધનની નવી પદ્ધતિ યુરોપમાં ચાલૂ કરી; બંનેની પદ્ધતિ એકજ હતી–આગળથી અટકળ કરી એક વાત સાચી માની તેને દાખલાઓથી સાબીત કરી દેખાડવી નહીં પણ પૃથક્કરણ ને વિચારવાદથી સત્ય શોધવું; વિશેષ વિશેષની પરીક્ષા કરી તેમાંથી નિકળતા નિયમો ઉપરથી એક સામાન્ય અનુમાન કરવું એવું બેકનનું કેહેવું છે; બંનેની પદ્ધતિ એક છે પણ બેકને તે પદ્ધતિ સૃષ્ટિના ઈંદ્રિયગોચર પદાર્થોનાં અવલોકનમાં કામે લગાડી ને ડેકાર્ટે મનના ધર્મોનું અવલોકન કરવામાં. લાક પંડિતે નક્કી કીધું કે પદાર્થની છાપ ઈંદ્રિય દ્વારા મનમાં પડેછે ને ત્યાં પછી તે અનેક રૂપે ઘડાય છે, ધારણાઓ સહજ–સ્વાભાવિક નથી. ડેકાર્ટે કહ્યું કે આપણે સંધી વસ્તુ–વાતને માટે શંકા કરીએ પણ શંકા કરીએ તેની આપણને શંકા હોતીજ નથી અને હું છઊ, સૃષ્ટિ છે એ આપણે અંતર્બોધથીજ જાણીએ છૈયે; એ મત માલબ્રાંઝે સ્પષ્ટ કરી દેખડાવ્યું. સત્તરમા શૈકામાં અનાત્મવાદ–ચાર્વાક મત ને માયાવાદ– વેદાંતમત એ બેનાં મૂળ નવી પદ્ધતીએ સ્થપાયાં; બીજા પંડિતોએ પણ પોતપોતાના મત દેખાડયાં હતાં–સ્પીનોઝા (હાલંડનો) આત્મવાદી હતો ને લીબનીટ્ઝ આત્મવાદ ને અનાત્મવાદ બંનેને તોડીને નવી વ્યવસ્થા કરતાં આત્મવાદમાં ઉતર્યો; કેટલાક પંડિત સંશયી ને કેટલાક યોગને માનનારા હતા–આવી રીતે કે ઈંદ્રિયોની સહાયતા વિના, વાદબુદ્ધિની સહાયતા વિના સહજ પ્રેરણાથી સગળાં સત્યનું જે પૂર્ણ તત્વ–ઈશ્વર, તે પ્રાપ્ત થાય છે; એ મત જર્મનોમાં વિશેષ છે.

પદાર્થજ્ઞાન ને ખગોળ જ્ઞાનમાં ઈટલીમાં ગાલીલીઓ હતો; એ શૈકામાં દૂરબીન, હવા તથા ગરમી માપવાના યન્ત્ર, હવા કહાડવાનો યન્ત્ર, વરાળ યન્ત્ર વગેરેનો યૂરોપમાં શોધ થયો–(વરાળયન્ત્રનો શોધ, ગણિતમાલા ગ્રંથનો શોધ ને લોહીની ગતિ સંબંધી શોધ એ ઈગ્લંડમાં થયા હતા). ચિત્ર વિદ્યામાં ફ્રેંચ, ઈટાલીઅન ને જર્મન એ બહાર પડતા હતા.

અઢારમા શૈકામાં કવિતા ઈગ્લંડમાં ઘણાએકજણે લખી ને જર્મનીમાં પણ સારી લખાઈ; વાર્ત્તા ને નિબંધ ઈગ્લંડ, ફ્રાન્સ ને જર્મનીમાં સારા લખાયાં; શબ્દાર્થ કોશ ઈગ્લંડમાં ને સર્વસંગ્રહ ફ્રાન્સમાં નીકળ્યાં ને શબ્દશાસ્ત્રમાં ડચ ને જર્મન આગળ પડયા; ઇતિહાસમાં ઈગ્લંડ, ફ્રાન્સ, જર્મની ને સ્પેન એઓએ મોટા પુરૂષ દેખાડયા; પ્રાચીન શોધમાં વલંદા હતા; રાજનીતિ વિષયમાં ફ્રાન્સમાં મૉંટેસ્કયુએ ને ઈગ્લંડમાં બ્લાકસ્ટને લખ્યું; માનસ શાસ્ત્રમાં ફ્રાન્સમાં કોંડિલાક, જર્મનીમાં કાંટ ને સ્કાટલંડમાં રીડ એ હતા;* પ્રાણીઓના ઇતિહાસમાં બૂફોં (ફ્રેંચ), ઉદ્ભીજ વિદ્યામાં લિન્નીઅસ (સ્વીડ), ભૂતળવિદ્યામાં વેરનર (જર્મન) એ હતા; પદાર્થવિજ્ઞાન ને રસાયનશાસ્ત્રમાં ફ્રેંચ, ઈગ્લિશ ને જર્મન એ ત્રણે હતા; વરાળયન્ત્રમાં ને તેને ઉપયોગમાં આણેલા યન્ત્રોમાં અંગ્રેજોએ ઘણો સારો સુધારો કીધો; અને દેશસમૃદ્ધિવ્યવસ્થાવિદ્યા પણ આડમસ્મિથે નવી ઉત્પન્ન કીધી; ગણિત જ્યોતિષમાં શૈકાના આરંભમાં ન્યૂટન ને અંતમાં લાલાંડ ને લાગ્રાંજ એ હતા; ચિત્રવિદ્યામાં ફ્રેંચ, જર્મનો હતાજ ને અંગ્રેજો પણ બહાર પડયા; ગાયન શાસ્ત્રમાં જર્મનો નામાંકિત ગણાયા. વર્ત્તમાન શૈકામાં (૧૮૬૦ સૂધીમાં) કવિતા, ઈગ્લંડ, ફ્રાન્સ ને જર્મનીમાં ઘણા જણે (કેટલીક સ્ત્રીઓએ પણ) સારી સારી લખી; વાર્તા લખનારામાં સ્કાટ, બુલ્વર, ડિકિન્સ, (કેટલીક સ્ત્રીઓ પણ) અને ચાટોબ્રાયંડ, ડુમાસ, યૂજીનસ્યૂ, (કેટલીક સ્ત્રીઓ પણ) અને રિચટર, હોફમાન ને શ્લીગલ એ નામાંકિત છે; ઇતિહાસ લખનારા હાલમ, આલીસન, મકાલે એ, અને

---

* કોંડીલાક અનાત્મવાદી હતો અને કાંટ તથા રીડ માયાવાદને મળતા હતા–એ ત્રણેએ તત્વશોધનમાં પ્રથમ અનુમાન ન બાંધવું ને કેવળ પૃથક્કરણનીજ પદ્ધતિ રાખવી એવું દેખાડયું. આમ કહીએ તો ચાલેકે અઢારમા શૈકામાં ફ્રાન્સ ને ઈગ્લંડના તત્વશોધકો અનાત્મવાદી ને સંશયવાદી હતા, સ્કાટલંડ ને જર્મનીના તે માયાવાદને થોડાઘણા મળતા આવતા હતા અને યોગવાદ થોડાથોડા ફ્રાન્સમાં, ઈગ્લંડમાં પણ વિશેષે કરીને જર્મનીમાં હતો.

થીઅર્સ, ગીઝો, મિચેલેટ, થીઅેરી, સિસમોંડી, બરાંટ, લામારટીન, માડમ ડી સ્ટેલ એ અને હીરત, એઈકિહારન, નીબર એ થયાછે; માનસ શાસ્ત્રમાં જર્મનો બીજા બધા કરતાં શ્રેષ્ઠ જણાયાછે; રસાયન શાસ્ત્રમાં હંફ્રી ડેવી, ડાલ્ટન, ફારેડે, એ (ઈંગ્લંડમાં) ને લીબીગ, બન્સન (જર્મનીમાં) હતા; ગણિતમાં ઈંગ્લંડ ને ફ્રાન્સમાં કેટલાક જણે નામ કીધાં; જ્યોતિષમાં હર્શલે (ઈંગ્લંડમાં) વેરીઅર (ફ્રાન્સમાં) ને ઓલબર્સે (જર્મનીમાં) શોધ કીધા; સૃષ્ટિ ઇતિહાસ લખનારા ઈંગ્લંડ ને ફ્રાન્સમાં હતા; ઈંગ્લંડમાં વૈદકશાસ્ત્રમાં ને ભૂતળવિદ્યામાં ઘણાજણે શોધ કીધા; દેશસમૃદ્ધિ વ્યવસ્થા વિદ્યા સારીપેઠે ખેડાઈ; ચિત્રવિદ્યામાં પણ ઈંગ્લંડ આગલ પડી સુંદર ચિત્રો દેખડાવ્યાં; અનેક જાતના રંગોની બનાવટ નીકળી. ડેન્માર્કમાં શબ્દશાસ્ત્ર, ભૂગોળ ને ઈમારતમાં નકસીકામ એ સંબંધી કેટલાક પુરુષ પ્રસિદ્ધિમાં આવ્યા. વીજળીના તાર જમીન ઉપર ને પાણીમાં, આગગાડી ને તેની સડકો, આગબોટ ને વિમાનો, સાંચા ને કારીગરીઓ, લશ્કરી સરંજામ ને ઘરનો સામાન, પોસ્ટ આફીસ, ન્યુસપેપર, લીથોગ્રાફી, ગ્યાસલાઈટ, પૂલ, નેહેર વગેરે સૌ યૂરોપના લોકની બુદ્ધિશક્તિના જશ છે. નાટકશાળાઓ ઇટલીમાં (વસ્તી અઢી કરોડ ઉપર) ૩૪૮, ફ્રાન્સમાં (સાડાત્રણ કરોડ ઉપર) ૩૩૭, સ્પેનમાં (દોહોડ કરોડ ઉપર) ૧૬૦, જર્મનીમાં (ચાર કરોડ ઉપર) ૧૯૧, આસ્ટ્રિયા (સાડાત્રણ કરોડ ઉપર) ૧૫૨, ગ્રેટબ્રિટન તથા આયરલંડમાં (પોણાત્રણ કરોડ ઉપર) ૧૫૦, ને રૂશિયામાં (સાત કરોડ ઉપર) માત્ર ૪૪ છે.

ચૌદમાં શૈકામાં હોકાયન્ત્રનો શોધ થયો કે પછી વહાણ ખેડુઓ અજાણ્યા દરીઆમાં નિર્ભય હંકારતા થયા; પોતાના રાજાઓના આશ્રય મળવાથી પોર્ટુગલના લોકે આફ્રિકાની પશ્ચિમે કેટલાક પ્રદેશ ખોળ્યા હતા; ને પછી પશ્ચિમમાં અમેરિકાનો ને દક્ષિણ તથા પૂર્વને રસ્તે હિંદુસ્થાનનો શોધ થયો હતો. યૂરોપમાં વેપારનું મથક ભૂમધ્ય સમુદ્ર હતું તે હવે પશ્ચિમ યૂરોપને કાંઠે આવ્યું; પોર્ટુગલે ને સ્પેને એશિયામાં ને દક્ષિણ અમેરિકામાં સંસ્થાનો કીધાં; પોર્ટુગલ સ્પેન સાથે જોડાયું (૧૫૮૦) ને નિસ્તેજ થયું. સત્તરમા શૈકામાં અંગ્રેજ ફ્રેંચ વલંદા વેપાર કરવાને ને સંસ્થાનો કરવાને બહાર પડ્યા. ઈંગ્લંડ, ફ્રાન્સ વચ્ચે લડાઈઓ ચાલી ને ઈંગ્લંડે ફ્રાન્સનાં ઘણાંક સંસ્થાનો જીતી લીધાં (૧૭૬૩); ૧૭૪૦ થી ડચ લોક નબળા પડવા માડ્યા. ઈંગ્લંડે તેઓનો ઇરાન, આરબસ્તાન, સીલોન, મલાકા, મલબાર એની સાથનો વેપાર તોડાવ્યો (૧૭૯૫); અને આજકાલ

અંગ્રેજનો વેપાર બીજા સૌ કરતાં ઘણોજ વધારે છે. દુનીયાંમાં સૌથી મોટું વેપારનું શેહેર લંડનછે; તેથી ઉતરતું ન્યૂ યોર્ક (યૂનૈટેડ સ્ટેટ્સમાં); એશિયામાં કલકત્તા વેપારનું મોટું શેહેર ને આફ્રિકામાં અલેકજાંડ્રિયા છે.

(જે જંગલી ટુંડો રોમનાં રાજ્યને ઉંધું વાળી તેના પ્રાંતોમાં વસ્યા (પાંચમા શૈકામાં) તે સૌએ રોમનો ખ્રિસ્તી ધર્મ ને પોતપોતાને અનુકૂળ આવતા રોમના ધારા એ પોતપોતામાં નવાં દાખલ કીધાં પણ રાજ્યોની વ્યવસ્થા, પૂર્વ સ્થિતિમાં પોતાનાં ટોળાંની (એક સરખી) જે* હતી તેનેજ અનુસરતી ફ્યૂડલ રાખી—સ્વામી સેવકના સંબંધ ને રાજપદનું મોટપ એ નવાં સ્થપાયાં (આઠમા શૈકામાં).

(આરબ મૂર લોકે સ્પેનનાં ખ્રિસ્તી રાજ્યોને જીતી ફ્રાન્સમાં આવવા માડ્યું પણ ફ્રાંક લોકે તેઓને લડાઈ આપી પૂરા હરાવી મુસલમાનોને યૂરોપમાં પસરતા અટકાવ્યા (૭૩૨); રોમના પોપની સત્તા સ્થપાઈ (૭૫૨) ને શાર્લમેને ઘણીક જર્મન જાતિઓને જીતી મહારાજ્ય કરી શોભાવ્યું (૮૧૪ સુધી); ફ્રાન્સ ને જર્મની એ પ્રદેશનાં રાજ્યો જૂદાં પડ્યાં (૮૪૩) ને બંનેની એકજ ભાષા જર્મન હતી તે બદલાતી ચાલી—ફ્રાન્સમાં લાટિન ભાષા વિશેષે ભળી; નોર્મન લોકે દોડાદોડ કરી અહીં તહીં રાજ્ય કીધાં; જર્મનીના રાજા નોરમન ને સ્લાવોનીઅનને લડાઇ આપી પ્રદેશ રક્ષણ કરતા; જર્મનીના સાક્સનોએ ઈંગ્લંડ જઈ ત્યાંના વતનીઓના રાજ્ય પડાવી લીધાં હતાં તેઓનું એક રાજ્ય થયું હતું (૮૦૦) ને પછી ત્યાં ડેન લોક આવ્યા હતા તેઓને આલફ્રેડે કહાડ્યા અથવા તાબે કીધા હતા (૯૦૦); પણ પછી દશમા શૈકામાં સાક્સન ને ડેન વસ્તીના લોક માંહોમાંહે લડી નિર્બળ થયા હતા; ફ્રાન્સમાં ફ્યૂડલ મંડળેશો પોતપોતાના પ્રદેશોના સ્વાધીન રાજા જેવા હોઇને માહોમાહે લડતા ને ગરીબ વસ્તી ઉપર જુલમ ગૂજારતા; અને તેઓ એક જણને રાજા માનતા તોપણ એ રાજાની સત્તા પોતાના થોડાકજ પ્રદેશમાં ચાલતી; પારિસના કૌંટ હ્યૂ કાપેટે, હતો તે રાજા મૂઓ કે પોતાને રાજા કેહેવડાવ્યું (૯૮૭). જર્મનીમાં પણ અનેક મંડલેશ હતા ને તે પરસ્પર લડતા તોપણ તેમાંના મોટેરામાંના કેટલાકને મહારાજા

---

* પ્રત્યેક ભટકતાં ટોળાંના લોક પોતાના સરદારની સાથે નવાં સંસ્થાનો કરવા નીકળતા તે તેઓના તાબેદાર સીપાઇઓ દાખલ નહીં પણ પોતાની ઇચ્છાથી; જે પ્રદેશ જીતતા તે એકની નહીં પણ સૌની મિલકત થતી ને બહાદુરી પ્રમાણે ભાગે પડતી વેહેંચી લેતા; સૌ સ્વાધીન ને સ્વતંત્ર હતા.

ફેરવવાનો હક હતો ને એ માનના બદલામાં તેઓ પોતાના કેટલાક હક રાજાને આપી દઈ તેની સત્તા વધારતા. ઓથો (૯૩૬–૯૭૩) પશ્ચિમનો મહારાજા કહેવાયો હતો).

(ફ્રાન્સના નોર્મન મંડળેશે ઈંગ્લંડ જીતી લીધું (૧૦૬૬); પછી ઈંગ્લંડના રાજ્યમાં તાલુકદારોએ સમસ્ત પ્રજાને નામે લાગ જોઈ જોઈને પોતાના હકની મંજુરી રાજા પાસે લખાં કીધી; ને રાજાઓએ ફ્રાન્સ સામાં લડાઈ ચલાવી ને રાજવંશીઓ માહોમાહે લડ્યા તેનું શેવટ હેનરી ૭ માએ આણ્યું (૧૪૮૭); ફ્રાન્સના રાજાઓ મંડળેશોના બખેડામાં મચતાં ને પડોસી રાજ્યો સાથે લડતાં પોતાની સત્તા ખોતા હતા પણ વળી તેઓએ કેટલાંક શહેરોના લોકની મદદથી મંડળેશોને તોડી પોતાની સત્તા વધારી હતી ને ચાર્લસ આઠમાએ આખાં ફ્રાન્સનો પ્રદેશ પોતાની સત્તામાં આણ્યો (૧૪૯૧). સ્પેનમાં પરાભવ પામેલાં રાજ્યો મૂર સાથે લડાઈઓ કરતાં; ને આરેગન કાસ્ટીલનાં બે રાજ્ય ટળીને એક રાજ્ય ફર્દિનાંડ તથા ઈસાબેલાનું થયું કે તેણે મૂરને સ્પેનમાંથી કહાડી સ્પેનનું એક આખું ખ્રિસ્તી રાજ્ય કીધું (૧૪૯૨). જર્મન ભૂપો પરસ્પર લડતા ને મહારાજા તથા પોપના ઝગડામાં આમ તેમ તરફેન કરતા પણ પછી પોપની સત્તા તૂટવાથી ને મહારાજપદ આસ્ટ્રીયાના રાજવંશમાં પરંપરાનું થયાથી માક્સિમિલિયને જર્મનીનું વ્યવસ્થિત રાજ્ય દાખવ્યું (૧૪૯૫). ઈટલીનાં રાજ્યો ચઢ્યાં ને પડ્યાં પણ ઈંગ્લંડ, ફ્રાન્સ, સ્પેન, જર્મની એ, એકેકનું એકેક સ્વાધીન રાજ્ય થયું ને તે એક બીજાં સાથે અનેક રીતે સંબંધ ધરાવતાં હતાં તેથી તે અંગ રૂપે મળતાં દક્ષિણપશ્ચિમયૂરોપનો એક રજવાડો થઈ ઝળક્યો; દારૂતોપથી લશ્કર, હોકાયંત્રથી વહાણબેડુ ને છાપખાનાથી સૌ લોક ઉદ્યમી થયા હતા. અમેરિકા તથા હિંદુસ્થાનનો સમુદ્રમાર્ગે યૂરોપ સાથે સંબંધ થયો).

સોળમા શૈકામાં પ્રોટેસ્ટંટ પંથો ચાલતા થયા કે દરેક રાજ્યના લોક ધર્મવિષયમાં પૂછપરછ કરતા થયા, ધર્મમંડળોમાં રાજકીય મામલાની વાતો ચરચાતી થઈ, સરદારવર્ગના લોક પોતપોતાનો રાજકીય લાભ ખોળતા થયા ને રાજાઓ માહેની ને બહારની ખટપટોમાં ગુંચવાઈ ચીડીઆ ને મમતી થયા. એ પ્રત્યેક રાજ્યની અવ્યવસ્થાનો અંત આ પ્રમાણે આવ્યો–જર્મનીના પ્રોટેસ્ટંટ ભૂપો મહારાજ્યમાં કાથલિકના જેટલાજ હક લેવાને મથતા પણ ફાવતા નહીં; તેઓને ફ્રેન્ચ, સ્વીડ મદદ આપી જીતાડ્યા, અને પછી વેસ્ટફેલિયાના સલાહકરારથી મહારાજ્યમાં સર્વ પ્રકારની ઘટતી વ્યવસ્થા થઈ

હતી (૧૬૪૮). ઈંગ્લંડમાં એલિઝાબેથે પ્રોટેસ્ટંટ એપિસ્કોપસી સ્થાપી, કાથલિક સરદાર તથા લોક નારાજ થઈ વેરીલા થયા અને પ્રોટેસ્ટંટો માહોમાહે જૂદા પડયા; લોકમાં ત્રણ ટોળી દેખાઈ, એકે રાજાની સત્તા સર્વોપરિ માન્ય રાખી રાજ્ય તથા ધર્મસંબંધી ઘટતો ફેરફાર કરવાના ઉપાયો કીધા; બીજીએ રાજાની સત્તા અંકુશિત રાખી પાર્લમેંટની તથા તેઓના મુખીઓની સત્તા સર્વોપરિ કરવાનો લોભ રાખ્યો અને ત્રીજીટોળીએ મોટો ફેરફાર કરી નાખી નવા પ્રકારનું રાજ્ય ને લોકના ખાનગી હકો પણ જળવાય તેવું કરવાની તૃષ્ણા રાખી; છેલ્લી ફાવી, રાજાનો શિરચ્છેદ થયો ને ક્રોમવેલે નામ કીધું; પણ વળી રાજાનું ફરીથી સ્થાપન થયું, એઓ પોતાનાં રાજપદની નિરંકુશ સત્તા વિષે બોલ્યા ને કાથલિક ધર્મની વૃદ્ધિ કરવે છૂપા ભળ્યા, લોકના આગેવાન પ્રોટેસ્ટંટોએ હાલંડથી વિલિયમને બોલાવી રાજ્યને વ્યવસ્થિત રૂડું કીધું (૧૬૮૮). સ્પેનમાં ઈંક્વીઝીશનના ત્રાસથી પ્રોટેસ્ટંટ ધર્મ ચંપાઈ ગયો હતો; અને ફ્રાન્સમાં ચાર્લસ નવમાની ને લૂઈ તેરમાની કારકીર્દીમાં પ્રોટેસ્ટંટોના મોટા સંહાર થયા ને લૂઈ ૧૪ માએ પોતાની શુદ્ધ નિરંકુશ સત્તા રાજ્ય માહે ને યૂરોપમાં ભવ્ય દેખડાવી. એક પાસ ફ્રાન્સનાં રાજ્યની નિરંકુશ સત્તા ચક્રવર્તી થવાને તરસતી હતી અને બીજી પાસ રાજ્યો પોતાની સ્વાધીનતા ને સંસાર તથા ધર્મ સંબંધી સ્વતંત્રતા એનું રક્ષણ કરવાને મથતાં હતાં; એક પાસ લૂઈ અને બીજી પાસ હાલંડના ઓરેંજનો ભૂપ-ઈંગ્લંડનો રાજા વિલિયમ ત્રીજો ને જર્મનીના સરદારો એ હતા; લડાઈયો ચાલી, લૂઈએ ઉપરા ઉપરી જીત મેળવી; પાછળથી તેની હાર થતી ચાલી પણ સામાવાળા લડાઈઓથી કંટાળ્યા હતા ને સલાહ થઈ હતી-ફ્રાન્સે કેટલોક પ્રદેશ પોતાનામાં મેળવ્યો ને યૂરોપમાં પોતાની હાક બેસાડી.*

---

* તેરમા શૈકાસુધી યૂરોપની લડાઈઓ ઢંગ વગરની હતી-તંગી કે મનનો તરંગ એ કારણથી લોકનો નાનો મોટો જથો દેશાંતર કરતો હોય તેવી રીતની; પંદરમા સોળમા શૈકામાં લોક નહીં પણ રાજાઓ પોતાના જાથુનાં લશ્કરોની સરદારી કરી પ્રદેશ કે કીર્તિની ઇચ્છાથી દૂર જઈ લડાઈઓ મચાવતા; ને ૧૪ મા લૂઈની લડાઈઓમાં દેખાયું કે કોઈપણ એક સારો બંદોબસ્ત રાખનારી સરકાર પોતાનાં લશ્કરોને રાજ્યમાહે ને બહાર ફરતાં કરતી હોયની શું?-ચોકસ મતલબની ને ચોકસ ગોઠવણની હતી. રાજકીય વિદ્યાની ઉત્પત્તિ પંદરમા શૈકાના અંતમાં થઈ, સોળમા શૈકામાં તે કેળવાયલી નહોતી પણ ૧૪ મા લૂઈના પ્રધાનો તે વિદ્યામાં (વિચાર ભરી ચંચળતા, કામે લાગવા લગાડવાની શકિત ને મનની

અઢારમા સૈકામાં ઈંગ્લંડ ને પ્રુશિયાએ ફ્રાન્સને નીચું પાડયું પણ પછી દક્ષિણપશ્ચિમ યુરોપના રજવાડામાના પ્રુશિયા આસ્ટ્રિયા તે ઉત્તર પૂર્વ રજવાડામાંના મુખી સાથે દોરાયાં; પ્રોટેસ્ટંટ ઈંગ્લંડ પશ્ચિમ સંસ્થાનોની વ્યવસ્થામાં, હિંદુસ્થાનની ખટપટમાં ને સમૃદ્ધિ વધારવાના ઉદ્યમમાં મચ્યું હતું અને કાથલિક ફ્રાન્સની સરકારે કમજોર છતે અમેરિકનોને સારી પેઠે મદદ કીધી પણ પછી સ્વતંત્રતાના વિચાર પીડિત લોકમાં પ્રસરવાથી ને નવી પીડાનો મોટો પ્રસંગ આવેથી લોકે નિરંકુશ રાજસત્તાની સામાં હથિયાર ઉચક્યાં ને રાજ્યને ઉધું વાળ્યું; આસ્ટ્રિયા ને પ્રુશિયા ફ્રાન્સના રાજાનું ઉપરાણું લેઈ લડવા આવ્યાં; રાજ્યપ્રલયપ્રસંગમાં લોકે ને આગેવાનોએ ફાડી ખાનારાં વિકરાળ પશુઓની પેઠે મોટો સંહાર કીધો ને પોતપોતામાં પણ; એટલું છતાં નવા નવા આગેવાન ઉભા થતા તેઓ એક પાસથી નવાં રાજ્યની વ્યવસ્થા કરતા ને બીજી પાસથી બહાર લડાઈ ચલાવતા ને પ્રદેશ જીતતા. પણ હવે દક્ષિણપશ્ચિમનો રજવાડો રહ્યો નહોતો, સકળ ખ્રિસ્તી યુરોપનો એક મોટો રજવાડો થયો હતો ને ફ્રાન્સનાં પ્રજારાજ્યે યુરોપનાં બીજાં સઘળાં રાજ્યો સામાં લડાઇઓ કીધી ને ઉપરા ઉપરી જીત મેળવી. નેપોલીઅને ફ્રાન્સને ટહાડું પાડયું—રાજ્ય બહાર જઈ રહેલાઓને પાછા બોલાવ્યા, ધર્મની પુનઃ સ્થાપના કીધી, ધારાઓ સુધાર્યા ને લોકની પ્રીતિ સંપાદન કીધી; પછી તેણે ફીદા થએલાં લશ્કરને અસાધારણ ચાતુરીએ બીજાં રાજ્યોનાં લશ્કરો સામાં દોર્યાં; આસ્ટ્રિયા પ્રુશિયાને તાબે કીધાં ને રૂશિયાને નીચુ જોવડાવ્યું; ૧૮૧૨ ના જુનમાં તેણે રૂશિયા ઉપર ચઢાઈ કરવાને ડ્રેસડનમાં ૪ લાખ ૫૦ હજાર વીણી કાઢેલું લશ્કર એકઠું કીધું ને તાબે થયલાં રાજ્યોના જુહાર મુજરા લીધા એ તેની એકચક્રી સત્તાનું ઉચ્ચ ભવ્ય પણ ભયંકર દર્શન હતું—યુરોપમાં સીઝર પછી એક નેપોલીઅનેજ એવડાં મોટાં લશ્કરની સરદારી કરી હતી.

તરતજ પછી તે રૂશિયા ઉપર ચઢયો, લઢાઇયોમાં જીત્યો ને તેણે જુની રાજધાની મોસ્કોમાં જઈ છાવણી કરી; પણ તેને પાછું ફરવું પડયું; વળી તે લડાઇયો જીત્યો પણ લીપઝીકમાં હાર પામી પેનશનર થઈ એલ્બે જઈ

—ઉદારતા એમાં) સર્વોપરિ કુશળ હતા; સ્પેન, પોર્ટુગલ, જર્મની અહીંનાઓએ મોટી શકિત દેખાડી હતી પણ ક્રેચના જેવી તો માત્ર ડી વિટ ને ઓરેંજનો ભૂપ એના પ્રધાનોએજ દેખાડી; એ વિષયમાં ઈંગ્લંડના લોક ઝાઝું સમજતા નહીં. રાજ્યની માંહેની વ્યવસ્થા કે જે સરકારને જબર રાખેછે ને લોકને ઉદ્યમી કરેછે તે પણ ફ્રાન્સમાં કોલ્બર્ટ ને લૂવાઇએ ઘણીજ સારી રાખી હતી.

રહ્યો; એક વર્ષમાં તે પાછો ફ્રાન્સ આવ્યો, મહારાજા કેહેવાયો, સંપીલાં રાજ્યો સાંમા લડયો પણ છેલ્લીવારે સમુદ્ર ખળમાં અજિત એવું ને જેના ઉપર તેને હાડવેર હતું તેજ રાજ્યના લશ્કરી સરદારે આગળ પડી પ્રુશિયન સરદારની કુમકે તેને ભગાડયો; (નેપોલીઅન ઈંગ્લંડને શરણ થયો પણ એણે તેને મરતાંસુધી કેદ રખાવ્યો). ફ્રાન્સમાં સત્તા ને સ્વતંત્રતાનું યુદ્ધ હતું, ઉન્મત્ત સ્વતંત્રતાને ડાબવાને પરરાજ્યની સત્તાઓ એકઠી થઈ, ઉન્મત્ત સ્વતંત્રતામાંથી એક નિરંકુશ સત્તા ઉત્પન્ન થઈ, ને એ સત્તાએ એકત્ર સત્તાઓને કચરી; પછી પ્રત્યેક ને સંપમાંનાં સંધાંરાજ્યે પોતપોતાની સ્વાધીનતા તથા સ્વતંત્રતાને માટે મથન કીધુંને જય મેળવ્યો. વાટરલૂની લડાઈના વખતથી તે આજ લગીમાં યુરોપનાં રાજ્યો સામાન્ય રણક્ષેત્રમાં ઉતર્યાં નથી. (યુરોપનાં રાજ્યોની વિદ્યા કળા વેપાર ઉદ્યમ સમૃદ્ધિનું દર્શન ત્યાંનાં સંગ્રહસ્થાનોમાં ને પ્રદર્શનોમાં વેળાએ વેળાએ થાયછે*)

---

*યુરોપની વસ્તીમાં ૨૮ કરોડ ખ્રિસ્તી, ૮૦ લાખ મુસલમાન, ૨૦ લાખ યાહુદી ને ૨॥ લાખ મૂર્તિપૂજક કે ધર્મરહિત લોકછે (નોર્વે ને રૂશિયાની ઉત્તરે). ખ્રિસ્તી વસ્તીમાં કાથલિક ૧૫ કરોડ (ઈટલી, સ્પેન, પોર્ટુગલ, ફ્રાન્સ, બેલજ્યમ, પોલંડ, આયરલંડ તથા આસ્ટ્રિયન રાજ્યનો મોટો ભાગ, પ્રુશિયા, સ્વિટ્‌ઝરલંડ ને જર્મનીનો સુમારે અડધો ભાગ), ગ્રીકપંથી ૬॥ કરોડ (રૂશિયા, ગ્રીસ, તુર્કસ્તાનની ઉત્તરે આસ્ટ્રિયન રાજ્યનો પૂર્વ પ્રદેશ) અને પ્રોટેસ્ટંટ ૬॥ કરોડ (ઈંગ્લંડ, સ્કાટલંડ, નોર્વે, સ્વીડન, અને હાલંડ, પ્રુશિયા, સ્વીટ્‌ઝરલંડ ને જર્મનીનો અડધો ભાગ). કાથલિક ફ્રાન્સ તથા આસ્ટ્રિયા, પ્રોટેસ્ટંટ ઈંગ્લંડ તથા પ્રુશિયા અને ગ્રીક પંથી રૂશિયા એ પાંચ યુરોપમાં મોટાં રાજ્યછે. રૂશિયન લોક સ્લાવોનિક જાતિના છે ને ગ્રીક તથા જર્મન લોકની સંગતિમાં કેળવાયછે; આસ્ટ્રિયન પ્રુશિયનનો મોટો ભાગ જર્મનછે ને કેળવાયલાછે; જર્મન, ફ્રેંચ, ઈંગ્લિશ એ ત્રણ જૂદા છતે એક રીતે એકછે—જર્મન છે; ફ્રેંચમાં દેશપ્રકૃતિના ને જર્મન ગ્રીક લાટિન અંશ અને અંગ્રેજોમાં દેશપ્રકૃતિના ને ફ્રેંચ જર્મન અંશ, ઝળૂકે છે.

જર્મનોમાં સર્વ વિષયની કેળવણીને માટે પદ્ધતિછે, જર્મનો પદ્ધતિ પાળેછે, ફ્રેંચ રાખેછે ને અંગ્રેજો તે ઉપર તેટલા ખંતીલા નથી; પણ સંસાર વેહેવાર સંબંધી રીતભાત ને ચાલચલણ એ ઉપર અંગ્રેજોનો જેટલો આગ્રહ છે તેટલો જર્મનોનો નથી. જર્મનો હોંસીલા, નિરાંતમાં રાચનારા, ડાહ્યા, ઉદ્યમી, સાવધ, ધીરા ને ચતુરછે. 'બાપીકા દેશ' નું મોટું અભિમાન રાખેછે પણ તેઓની વિશેષ ભક્તિ સ્વકુટુંબ પ્રત્યે છે; રાજસત્તાને માન આપવું ને તેને અનુકૂળ વર્તવું એવી તેઓની પ્રકૃતિ છે; અંતરભેદીને જોવાની તથા નવું શોધવાની શક્તિ, પાકી વ્યવસ્થા નીતિ, ઉંચી વિદ્યા કળાનો આનંદ ને કોઈ પણ મોટાં

## આફ્રિકા.

એ ખંડ યૂરોપના કરતાં ત્રણ ગણો મોટો વિસ્તારમાં છે પણ માહેલા પ્રદેશમાં ઉજડ રણ છે ને કાંઠાને લગતા તથા નદી પ્રવાહવાળા પ્રદેશોમાં વસ્તી છે. ઈજીપ્ટ, ન્યૂબીયા, બાર્બરી સંસ્થાનો, સૌડન વગેરેની મોટી વસ્તી મુસલમાન આસરે ત્રણેક કરોડ છે; દક્ષિણમાં ને ગીની તથા સેનીગામ્બીઆમાં હબસી, કાફ્રી, મલાઈ વગેરે રહેછે ને તેઓ નજરમાં આવે તારે ઝાડ, પથ્થર, જનાવરને પૂજવાં, માણસનો ભોગ આપવો એવો ધર્મ પાળેછે ને યૂરોપીઅન સંસ્થાનોમાં ખ્રિસ્તીઓ છે. પ્રાચીન પ્રસિદ્ધ જે ઈજીપ્ટદેશ ત્યાં મુસલમાની રાજ્ય છે ને જો કે તે કોન્સ્ટંટિનોપલના સુલતાનની આણ માનેછે તોપણ તે સ્વાધીન જેવો છે ને લશ્કર વહાણનું બળ રાખેછે-ઈજીપ્ટની વસ્તી ૩૫ લાખ છે; અલેકઝાંડ્રિયા મોટું બંદરછે.

## અમેરિકા.

એમાંનો ઉત્તરખંડ ૭૫ લાખ ને દક્ષિણ ખંડ ૬૫ લાખ ને ટાપુઓ ૧૦ લાખ ચોરસ મૈલ છે; ને એ સૌની વસ્તી ૭ કરોડ છે તેમાં ૩ કરોડ

---

-સંકટની સામાં ભીડવાનું શૌર્ય એ તેઓનામાં આગળ પડતાં છે; જર્મન વેપારી તથા ધંધાધારી ઉદ્યમી ને વિચારવંત છે ને દુનિઆના સઘળા ભાગમાં છે.

ફ્રેન્ચ ચંચળ વૃત્તિના, સ્વચ્છંદી, વિષયી, રંગીલા પણ મળતાવડા ને ઉદ્યમી છે. રસાળ મનશક્તિથી તેઓને તરત સુઝેછે, તેઓ તરતની તરત વ્યવસ્થા કરી શકેછે ને અતિમોટાં સાહસ કરેછે. તેઓ જુદ્ધના હોંસીલા કોડીલા ને બહાદુરીથી તથા ચતુરાઇથી લડનારા છે ને જયના લોભી છે; પદાર્થશાસ્ત્રમાં ને કળામાં તેઓ વિશેષ નિપુણછે ને કોઈ પણ મત—વિચારને (પછી પોતીકો કે પારકો) જગતમાં પ્રકાશિત કરવાની તેઓની વિશેષ શક્તિ છે.

અંગ્રેજ મિતવૃત્તિના, સાદા, ઉદ્યમી, ખંતી ને ડાહ્યા છે પણ વેળાએ વેળાએ ધુંધવાઈ ચીડી દોડી સાહસ કરેછે, ગભરાઈ જાયછે ને પાછા ઠેકાણે આવી જાય છે; તેઓ રસિયા ને રસિક નથી પણ કોઈ કોઈવાર રસમાં છેકજ ઉભરાઇ પણ જાય છે; કોઈ પણ રીતનો લાભ હોય તોજ તેઓ મોટાં કામમાં હાથ ઘાલેછે; પોતાનુંજ રક્ષણ ને પોતાનુંજ સ્વતંત્ર સુખ એ વિષે અતીસે કાળજી રાખેછે, જૂના ઉપર ભક્તિ રાખેછે, પરદેશીઓથી અતડા રહેછે, ને સમો જોઈ વર્તેછે પણ દીર્ઘસૂત્રી બહુછે; તેઓ વેહેવારીઆ છે, અર્થવિદ્યામાં કુશળ છે, નવા નવા શોધથી વેહેવાર ઉપયોગનાં કામો કરવામાં સર્વોપરિ શક્તિ દેખાડેછે, રણસંગ્રામમાં સમો જોઈ પરાક્રમ કરેછે.

૯૦ લાખ યૂરોપીઅન કુળના, ૯૦ લાખ વતની ઈંડિયન, ૬૦ લાખ હબસી ને ૭૦ લાખ સંકર જાતિછે. ગુલામો પાસે જબરદસ્તીથી વેઠ કરાવવાનો વહીવટ ઈંગ્લંડના સિવાય બીજાં ઘણાક યૂરોપીઅન સંસ્થાનોમાં ને બ્રઝીલમાં હજી ચાલેછે.

સ્પાનીઅર્ડોએ અમેરિકા જઈ વતનીઓને તાબે કરી મેક્સિકો, પીરૂ, ટેરાફર્મા ને ન્યૂ ગ્રાનેડા એ ચાર પ્રાંતોનું એક મોટું રાજ્ય સ્થાપ્યું (૧૫૧૯—૧૫૩૬); જીતેલા લોકને ખ્રિસ્તી સ્પાનીઅર્ડ ધણીઓના હળબેડુ કીધા; ને અમેરિકાનો પ્રાચીન સૂધારો સમૂળો ઉખેડી નાખ્યો; પછી પીરૂના સ્પાનીઅર્ડોએ ચીલી પ્રદેશ જીતી લીધો હતો. પોર્ટુગીઝ લોકે બ્રઝીલમાં સંસ્થાનો કીધાં હતાં (૧૫૧૯–૧૫૫૦). પીરૂમાં સોનાંહીરાની ખાણોનો શોધ થયો તે અઢારમા શૈકાના આરંભમાં. ૧૮૦૮માં નેપોલીઅને સ્પેનના બૂરબોં કુળના રાજાને હાંકી મેહેલ્યો ત્યારે સ્પેન તાબાના સંસ્થાની લોક સ્પેનના રાજાને વફાદાર રહ્યા પણ પછી તેઓએ લોકના માગેલા હક ન આપ્યા તેથી તેઓએ પછી પોતાનાં રાજ્ય કીધાં—મેક્સિકો (૧૮૨૯), ગાટીમાલા (૧૮૨૧), કોલમ્બીઆનું (ન્યૂગ્રાનેડા, ઇક્વેડાર ને વેનીઝયૂલા એ ત્રણ મળીને ), બોલીવીઆ (૧૮૨૫), ચીલી (૧૮૧૮), પીરૂ (૧૮૨૪–૨૬), બેનોસ એરિસ, પારેગ્વે, યૂરૂગ્વે (૧૮૨૮) એ પ્રજાસત્તાક રાજ્યો થયાં. નેપોલીઅનના ધાકથી પોર્ટુગલનો રાજા નાસીને બ્રઝીલ આવ્યો ને અહીં તેણે રાજ્ય ચલાવ્યું, ને જ્યારે તે પાછો પોર્ટુગલ ગયો ત્યારે પણ બ્રઝીલના લોકે તેને માન્યો; પણ બ્રઝીલીઅનોએ પોર્ટુગલ પાસે હક માગ્યા તે એણે ન આપ્યા ત્યારે તેઓએ પોતાનું સ્વાધીન રાજ કરી ડાનપેડ્રોને પોતાનો રાજા કીધો ને એનો વંશ રાજ કરેછે. અંગ્રેજ અને ફ્રેંચ, વળી સંસ્થાની ને ઈંગ્લંડ સરકાર એઓ વચ્ચે લડાઈઓ ચાલી યૂનૈટેડ સ્ટેટ્સનું પ્રજાસત્તાક રાજ્ય થયું હતું; (૧૭૭૬) કાનેડા, નોવાસ્કોશિયા વગેરે પ્રદેશમાં ઈંગ્લડનું રાજ્યછે.



## કાળસ્વરૂપ.

પૃથ્વી, સૂર્યથકી ૯ કરોડ ૫૦ લાખ મૈલ છેટે છે; તેનો પરિઘ ૨૪ હજાર નવસેં મૈલ છે; વ્યાસ (પૂર્વ પશ્ચિમ) ૭૯૨૬ મૈલ ને (ઉત્તર દક્ષિણ) ૨૬ મૈલ ઓછો છે; પૃથ્વીની સપાટીના એક હજાર ભાગ કરીએ તો તેમાં ૭૩૪ પાણીના ને ૨૬૬ જમીનનાં છે; જમીનનો ભાગ અનેક સ્થિતિમાં પ-

રહેલા છે કે જેને આપણે ખંડ, ટાપુ, દ્વીપકલ્પ ઇત્યાદિ નામે ઓળખીએ છૈયે; ખંડ પાંચ છે—એશિયા, યૂરોપ, આફ્રિકા, અમેરિકા અને દરીઆમાંના ટાપુઓ; એશિયામાં ૭૦ કરોડ, યૂરોપમાં ૩૦ કરોડ, આફ્રિકામાં ૭ કરોડ, અમેરિકામાં ૭ કરોડ ને ટાપુઓમાં ૨ કરોડ મળીને એક અબજ ૧૫ લાખ માણસની વસ્તી છે; તેઓ બુદ્ધ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી ને મ્લેચ્છ એ પ્રકારે જૂદા જૂદાછે—બુદ્ધધર્મ માનનારા ૪૫ કરોડ ૫૦ લાખ, હિંદુ ૧૫ કરોડથી વધારે, મુસલમાન ૧૫ કરોડથી ઓછા, ખ્રિસ્તી ૪૭ કરોડ ૪૦ લાખ, પ્રાચીન પ્રસિદ્ધ યાહુદી તે માત્ર ૮૦ લાખ છે; તેઓ જૂદાં જૂદાં રાજ્યોમાં જૂદી જૂદી સ્થિતિમાં છે; તોપણ, તે સૌ આજકાલ **પરસ્પર સંબંધ વેહેવાર** રાખતા થઈ શોભેછે,—એ આ વર્ત્તમાન કાળનો* અદ્દ્ભુત વિજય છે. યૂરોપના લોકે હોકાયન્ત્ર, અગ્નિયન્ત્ર ને છાપયન્ત્ર એવડે માયા વિસ્તારી અને સત્તાસ્વતંત્રતાનાં જુદ્ધ દેખાડી પૃથ્વીના લોકને પોતપોતાના દેશમાં સ્વાધીન સ્વતંત્ર થવાનો બોધ આપ્યો.

પંદરમા શૈકાને અંતે અમેરિકાનો શોધ થયો ને આફ્રિકાની પ્રદક્ષિણા થઈ; ૧૬ મા શૈકામાં પોર્ટુગીસ ને સ્પાનીઆર્ડ એઓએ એશિયા આફ્રિકા ને અમેરિકામાં સંસ્થાનો કીધાં ને ત્યાંની સમૃદ્ધિ યૂરોપમાં આણી. વળી રૂશિયનો સૈબીરીઆ મેળવી એશિયામાં દાખલ થયા; ૧૭ મા શૈકામાં અંગ્રેજ, ફ્રેંચ, વલંદા એઓ વેપાર તથા સંસ્થાનને અર્થે બહાર પડ્યા; ૧૮મા શૈકામાં અંગ્રેજે હિંદુસ્થાનમાં રાજ્ય સ્થાપ્યું; કપટાન કૂકે પૃથ્વીની પ્રદક્ષિણા કરી કેટલાક ટાપુઓ શોધ્યા ને અંગ્રેજોએ ઓસ્ટ્રેલિયામાં સંસ્થાનો કીધાં; જે વસ્તુઓ જૂનાકાળમાં મોટા શ્રીમંતોને પણ મળવી દુર્લભ ને બીજી નવી નવીઓ તે આજકાલ કારખાનાઓ વડે બહુ વધીછે; ને લોક બહોળા ધંધાવડે તેને સસતે મૂલે પોતાના ઉપયોગમાં તથા મોજમઝામાં વાપરતા થયા છે; ટુંકામાં સૌ લોકનો સંસારી વૈભવ વધ્યો છે.

ભાષાવિદ્યામાં ઉત્પત્તિ તથા સંબંધ સિદ્ધ કરતું શાસ્ત્ર ને ઇતિહાસ, પદાર્થ વિજ્ઞાનનાં અનેક શાસ્ત્ર, ઊચેની ખગોળવિદ્યા ને નીચેની ભૂસ્તર વિદ્યા એમાં ઘણાક શોધ થયા છે; અનેક વિદ્યા અનેક કળા સર્વત્ર શોભે છે; અને તત્વશોધનમાં—જડચૈતન્યના વાદમાં શોધ થાયછે પણ હજી લગી કોઈ

* ઇ૦ સ૦ પૂ૦ ૭૭૬ થી તે ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ સુધી કામમૂર્ત્તિકાળનું રાજ્ય હતું ને ઇ૦ સ૦ શૈકા ૧૬ થી પાછું તેનું રાજ્ય ચાલતું થયું છે.

હજારો જણે પ્રાણ ખોયા, હજારોજણ પીડિત થયા ને મોટી હાનિ થઈ ત્યારે સ્વતંત્રતાએ જગતમાં બુદ્ધિ, ધર્મ, રાજ્ય, સંસાર સંબંધી જય મેળવ્યા છે; જે લોકને રાજકીય સ્વાધીનતા નથી તેઓના ઉપર પણ સ્વતંત્રતાનો ચળકાટ પડવા માંડ્યો છે; અને જે રાજાઓ પોતાની સત્તા નિરંકુશ રાખવાનો આગ્રહ ધરેછે તેઓ પણ (સ્વતંત્રતાએ જન્મ આપેલાં જનમતની થોડીક પણ દરકાર રાખવી જરૂર છે તેથી) સાહસ કરતાં પહેલાં બહુજ વિચાર કરેછે ને એ રીતે તેઓ અંકુશિત કે સુઘડ થાયછેજ—એ પ્રમાણે સ્વતંત્રતાના જય વૃદ્ધિ પામેછે*—તેનો પ્રકાશ યૂરોપ તથા અમેરિકા એ ઉપર પડ્યો છે ને એશિયા ઉપર પડવા માંડ્યોછે; અને જગતના રંગ મંડપમાં યૂનાઇટેડ સ્ટેટ્સ, ઈંગ્લંડ, ફ્રાન્સ, પ્રુશિયા, રૂશિયા, કુસ્તન્તુનિયા, ને ચીન એ રાજ્યો પોતપોતાની શક્તિનીતિના યશ પ્રમાણે ઓછાં વત્તાં પણ બીજાં સૌ રાજ્યોની ઉપર વિરાજે છે.



* સ્વાધીન તથા સ્વતંત્ર થવાનો જોસ્સો લોકમાં ઉત્પન્ન થાયછે પણ જૂદી જૂદી સ્થિતિને લીધે તે જોસ્સો કહીં કહીં ડબાઈ જાયછે, કહીં કહીં વધેછે પણ મોટું કામ કરી શકતો નથી, કહીં કહીં ફાવેછે ને જ્યાં જ્યાં ફાવેછે ત્યાં ત્યાંના લોકમાંના થોડાકજ સ્વતંત્રતાનું ઊંચું સુખ ભોગવે છે; કેહેવાનું આ કે હજી માણસ જાતનો મોટો ભાગ દુઃખી છે. સ્વતંત્રતાનો જોસ્સો વધે છે પણ તેથી લોક કેવળ બાહ્યસુખનીજ તૃષ્ણા રાખેછે—બુદ્ધિવાદે ધર્મ ઉપરથી આસ્થા ઉઠાડે છે, સંશયી ને શઠ સ્વાર્થી થાય છે; અંતરમાં લોભ કપટ ને બહાર વિવેક જુગતી રાખેછે.

યૂરોપીયન પંડિત પ્લેટો કે આરિસ્ટોટલ જેવો સર્વત્ર માન્ય જણાયો નથી. દેશ દેશનાં ગ્રંથોનાં ભાષાંતરોથી ને ન્યૂસપેપરોથી જ્ઞાનસમૃદ્ધિનું જગતમાં લાણું થાયછે.

સોળમા શૈકામાં ખ્રિસ્તી ધર્મની ને મુસલમાન ધર્મની મર્યાદા તુટી ને હિંદુધર્મમાં નવા પંથ નીકળ્યા. અઢારમા શૈકાના અંતમાં અમેરિકાના અંગ્રેજ સંસ્થાનીઓએ ઈંગ્લંડની આણમાંથી ખસી યૂનૈટેડ સ્ટેટ્સનું પ્રજાસત્તાક રાજ્ય કીધું ને ફ્રાન્સમાં લોકે પોતાના રાજાને મારી નાખી પ્રજાસત્તાક રાજ્ય કીધું; વળી ડેન્માર્ક, ફ્રાન્સ, ઈંગ્લંડમાં ગુલામોના છુટકારાને માટે મંડળીઓ સ્થપાઈ, ને ફ્રાન્સનાં રાજ્યે તો પોતાના તાબાના હૈટી ટાપુના ગુલામોને પોતાના નિર્દય ધણીઓથી છુટા કીધા. આ ચાલતા શૈકામાં અમેરિકાના સ્પેન તાબાના પ્રાંતોનાં પ્રજાસત્તાક રાજ્ય થયાં ને બ્રૅઝીલનું રાજ્ય પોર્ટુગલથી જૂદુ પડયું. ગ્રીસ ઈટલીનાં સ્વાધીન રાજ્ય થયાં. (ઈંગ્લંડમાં) ગુલામી ધંધો બંધ કરવાનો ધારો થયો (૧૮૦૭); કાથલિકને પાર્લમેંટમાં દાખલ કરવાનો ધારો થયો ને રીફારમ બીલ પસાર થયું તેથી પાર્લમેંટના મેમ્બરો પસંદ કરવાનો હક ત્યાંના વચલા વર્ગના લોકોને મળતો થયો; આસ્ટ્રિયા પ્રુશિયાના લોકે પોતાને રાજકીય હક મળે માટે બખેડા કરેલા તે ઉપરથી રાજ્ય વ્યવસ્થામા ધારાથી કેટલોક સૂધારો કરવામાં આવ્યો; રૂશિયાના અલેકઝાંડર બીજાએ હળખેડુ ગુલામોનો છૂટકારો કીધો અને યૂનૈટેડ સ્ટેટ્સમાં ગુલામ રાખવા ન રાખવા વિષે લડાઈઓ ચાલેલી તેમાં ન રાખવા એવું જે કેહેતા હતા તે જીત્યા હતા. એશિયામાં ચીનનાં રાજ્યે પણ રૂશિયાને ભયે પોતાનાં લશ્કરમાં યૂરોપનો સૂધારો દાખલ કીધો છે ને હિંદુસ્થાનના લોકે પણ પોતાનાં દુઃખ ને હક વિષે સરકારને જાણ કરવા માડી છે. અઢારમા શૈકામાં યાહુદીઓ જર્મન રાજ્યોમાં ખ્રિસ્તીના જેટલાજ હક ધરાવતા થયા; ફ્રાન્સ ઈંગ્લંડમાં તેઓના પ્રજારૂપે હકનાં રક્ષણ થાયછે ને ઈટલી સ્પેન પોર્ટુગલમાં પણ આજકાલ રાજ્યની તરફથી તેઓના ઉપર સખતી નથી; રૂશિયામાં ને મુસલમાન ધર્મ ચાલેછે તે દેશોમાં તેઓના ઉપર પેહેલાંના જેટલી કરડાકી નથી પણ હજી તેઓના ઉપર ધિક્કાર છે ખરો. યૂરોપમાં સત્તરમાં શૈકાથી સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરવા માંડયો, અઢારમાથી ઘણીક સ્ત્રીઓ ગ્રંથો લખતી થઈ છે અને આ શૈકામાં ફ્રાન્સ ઈંગ્લંડ પણ વિશેષ અમેરિકામાં સ્ત્રીઓ પુરુષના જેટલા હક માગતી થઈઓછે; અમેરિકાની સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતા ને પુરુષની બરોબરના હક માટે બહુ બહુ બોલતી લખતી ને આચરતી થઈ છે.

હજારો જણે પ્રાણ ખોયા, હજારોજણ પીડિત થયા ને મોટી હાનિ થઈ ત્યારે સ્વતંત્રતાએ જગતમાં બુદ્ધિ, ધર્મ, રાજ્ય, સંસાર સંબંધી જય મેળવ્યા છે; જે લોકને રાજકીય સ્વાધીનતા નથી તેઓના ઉપર પણ સ્વતંત્રતાનો ચળકાટ પડવા માંડ્યો છે; અને જે રાજાઓ પોતાની સત્તા નિરંકુશ રાખવાનો આગ્રહ ધરેછે તેઓ પણ (સ્વતંત્રતાએ જન્મ આપેલાં જનમતની થોડીક પણ દરકાર રાખવી જરૂર છે તેથી) સાહસ કરતાં પહેલાં બહુજ વિચાર કરેછે ને એ રીતે તેઓ અંકુશિત કે સુઘડ થાયછેજ—એ પ્રમાણે સ્વતંત્રતાના જય વૃદ્ધિ પામેછે*—તેનો પ્રકાશ યૂરોપ તથા અમેરિકા એ ઉપર પડ્યો છે ને એશિયા ઉપર પડવા માંડ્યોછે; અને જગતના રંગ મંડપમાં યૂનાઇટેડ સ્ટેટ્સ, ઈંગ્લંડ, ફ્રાન્સ, પ્રુશિયા, રૂશિયા, કુસ્તન્તુનિયા, ને ચીન એ રાજ્યો પોતપોતાની શક્તિનીતિના યશ પ્રમાણે ઓછાં વત્તાં પણ બીજાં સૌ રાજ્યોની ઉપર વિરાજે છે.



* સ્વાધીન તથા સ્વતંત્ર થવાનો જોસ્સો લોકમાં ઉત્પન્ન થાયછે પણ જૂદી જૂદી સ્થિતિને લીધે તે જોસ્સો કહીં કહીં ડબાઈ જાયછે, કહીં કહીં વધેછે પણ મોટું કામ કરી શકતો નથી, કહીં કહીં ફાવેછે ને જ્યાં જ્યાં ફાવેછે ત્યાં ત્યાંના લોકમાંના થોડાકજ સ્વતંત્રતાનું ઊંચું સુખ ભોગવે છે; કેહેવાનું આ કે હજી માણસ જાતનો મોટો ભાગ દુઃખી છે. સ્વતંત્રતાનો જોસ્સો વધે છે પણ તેથી લોક કેવળ બાહ્યસુખનીજ તૃષ્ણા રાખેછે—બુદ્ધિવાદે ધર્મ ઉપરથી આસ્થા ઉઠાડે છે, સંશયી ને શઠ સ્વાર્થી થાય છે; અંતરમા લોભ કપટ ને બહાર વિવેક જુગતી રાખેછે.

## શાસ્ત્ર રંગ—

# સર્વદર્શન.

૧. સૃષ્ટિની, પૃથ્વીની ને મનુષ્યની ઉત્પત્તિ વિષે આર્ય, યાહુદી, ગ્રીક-લોકનાં ધર્મ પુસ્તકોમાં જેજે કથેલું છે તેનો સાર પૂર્વ દર્શનોમાં જણાવ્યો છે. અર્વાચીન કાળની ભૂતળવિદ્યા આ પ્રમાણે કહેછે: "પૃથ્વીનો ગોળો અગ્નિમય પ્રવાહી રૂપે હતો, પછી તે ધીમે ધીમે થંડો પડ્યો, થંડો પડતાં તેની સપાટીમાં ચીરાડા પડ્યા ને ઊંચીનીચી ભોંય થઈ; ચીરાડામાં પાણી ભરાયું જેમાં ઘણેક કાળે છિદ્રછિદ્રવાલી વનસ્પતિ ને બરડાનું હાડકું નહિ તેવાં પ્રાણીઓ દેખાયાં—કેટલાંક લમ્બગોળ, એક છેડે મોઢું તથા એક કે વધારે તારથી વિટલાયલાં તેવાં ને કેટલાંક ખાંગડા શંખ છીપવાળાં, આંખ જેવું કંઈ ખરૂં પણ બીજી ઇન્દ્રિયો નહિ તેવાં હતાં. કેટલાક જુગ વહી ગયા પછી બરડાને હાડકું ખરૂં એવાં પ્રાણી એક જાતના મચ્છ એ દેખાયાં; પછી કેટલેક કાળે ટાપુઓ રૂપે પૃથ્વી બનેલી તે ઉપર બહુજ મોટાં બરૂ, નેતર ને વાંધાજેવા વેલા એ પુષ્કળ દેખાયાં કે જે પાણીથી ઘસડાઈ જઈ કેટલેક ઠેકાણે ડબાઈ ગએથી ને ગરમી લાગવાથી કોયલા બન્યા કે જે ખાણોમાંથી નિકળેછે; પછી નવી નવી જાતના મચ્છ, જિવજન્ત ને ભૂચર પ્રાણી દેખાયાં. એ કાળે પૃથ્વી ઉપર મોટા ફેરફાર થઈ રહ્યો ને નવી જાતની વનસ્પતિ ને અતિ મોટાં જળચર જણાયાં—કેટલાંક સરડાના જેવાં પણ ઘણીજ લામ્બી ગરદનનાં તથા ઘણીજ ટુંકી પુંછડીનાં હતાં ને કેટલાંક સૂસવાળ જેવાં ૪૫ ફૂટ લમ્બાઈનાં હતાં; એ સમા ઉપર કેટલાંક પક્ષી ને બચ્ચાં રાખવાની કોથળીયોવાળાં કેટલાંક ચોપગાં પણ હતાં; કેટલાંક જુગ વીત્યા ને ચાકના પત્થર બન્ધાયા. હવે વળી નવી ઉત્પત્તિ થઈ; વનસ્પતિતો હાલ જે છે તેના સરખીજ દેખાઈ પણ બચ્ચાંને ધવાડનારાં પ્રાણીઓ નવાં દેખાયાં—ચારપાલો ખાનારાં, પાણીની પાસે રહેનારાં, પન્દર કે અઢાર ફૂટ લામ્બાં એવાં, વળી ખરીવાળાં પણ વાગોળે નહિ ને હાથી જેવાં, વળી જમીન ઉપર રહેનારાં અતિ મોટા કાચબા જેવાં બીજાં હતાં. એ અને હાલમાં હાથી હરણ વગેરે છે તેજ

જાતનાં કેટલાંક પોતપોતાને નિયમિત કાળે નાશ પામી ગયાં ને છેલ્લીવારે પૃથ્વી હમણાં જેવી છે તેવી થઈ, ને માણસ ઉત્પન્ન થયાં."*

૨. જળપ્રલયની કથા પ્રાચીન કાળથી મનાતી આવીછે. એ મોટા બનાવ પછી કેટલેક કાળે જૂદે જૂદે ઠેકાણે પણ નદીઓના પ્રદેશમાં લોકનાં ચાર મોટાં મંડળ દેખાયાં—ચીના, આર્ય, મિસ્રી, ખાલદી લોકનાં; ને તે રાજ્યો ચાલતાં તેવામાં મીડ, ઈરાનીનાં ને યાહુદીનાં રાજ્ય નવાં દેખાયાં. સપ્તસિન્ધુના આર્ય લોકે ઘણીક રીતે જણાવ્યુંછે કે તેઓ ઉત્તર દિશાએથી આવ્યા; જરતોસ્તી ધર્મપુસ્તક વન્દીદાદમાં હોરમજ્દે જે શેહેરોનાં નામ લખ્યાંછે તે ઉપરથી કહેવાઈ શકેછે કે તેમાંનાં કેટલાંક હાલ તાતાર દેશ કેહેવાયછે તેમાં હતાં; આર્ય તથા જૂના ઈરાની એ લોકનું મૂળ વતન ઓક્સસ ને જાક્સરટીસ એ બે નદીઓનાં મૂળ ભણીના પ્રદેશમાં

* યૂરોપના કેટલાક વિદ્વાન કહેછે કે પશુ—વાનર એ જાતિમાંથી કાળાન્તરે મનુષ્યની ઉત્પતિ થઈ છે; કેટલાક કહેછે કે હવા પાણી તથા કેળવણીથી હબસીનામાં કાળાન્તરે યૂરોપીઅનની ખૂબસુરતી તથા અક્કલ આવે એ ખરૂં હોય તેમ આપણ ખરૂં કેમ નહિ કે કેળવણીની તંગીથી તથા હવા પાણીથી ઊંચી સ્થિતિમાંથી ઊતરતાં પશુ જેવી સ્થિતિ પણ થાય? માણસો ફળ તથા કન્દમૂળ ખાનારા, પારધ કરનારા, ઢોર મારનારા ને ખેતી કરનારા એ ચાર સ્થિતિમાં દેખાયછે તે ઊપરથી કેટલાએક વિદ્વાનો કહેછે કે તે તે સ્થિતિમાં માણસ ઉત્તરોત્તર કેળવાતો આવ્યો છે; કેટલાએક કહેછે કે "તેમ કહેવું તે માત્ર અટકળ છે તેને માટે ઈતિહાસમાં કંઈ પુરાવો મળતો નથી; બોધ ને સુધારો હમેશ બાહારથી પ્રાપ્ત થાયછે; અને અનુભવથી આમ પણ અનુમાન કરી શકાય કે ઊંચી સ્થિતિથી ઊતરતાં ઉતરતાં છેક રાની સ્થિતિમાં અવાયછે; ભરવાડ ને ખેડુત જુના કાળથી સાથેજ જોવામાં આવ્યાંછે; સઘળે ઠેકાણે લોકનાં મંડળ, કામના હુન્નર, મિલકત, ધારા, રાજ્ય એ જોવામાં આવ્યાં છે."

અથવા સૈબીરીઆના* દક્ષિણ ભાગમાં હતું એવું યૂરોપીયન પંડિતોએ નક્કી કર્યું છે. શરીરના ઘાટ રૂપરંગ ઉપરથી વિદ્વાનો મુખ્ય ત્રણ જાતિ પાડી કેહેછે કે કાળા સમુદ્રથી તે હિન્દુસ્થાનની પૂર્વ સૂધી જે પર્વત પડેલા છે ત્યાં અથવા તેના દક્ષિણ પ્રદેશોમાં કોકેશિયન–ગૌરવર્ણ લોકનો મૂળ વાસ હતો અને તીબેટ તથા કોબીનું રણ એની પેલીગમ જે પર્વત છે તેને લગતા પ્રદેશમાં મોંગોલિયન–પીતવર્ણ લોકનો વાસ હતો; અને આફ્રિકામાં ચન્દ્ર પર્વત છે ત્યાં નીગ્રો (સીધી)–કૃષ્ણવર્ણ લોકનો વાસ હતો; (અમેરિકામાં લોક મોડેથી વસ્યા હતા); એ રીતે આર્યજન, ઈરાની, મિસ્ત્રી, ખાલદી, યાહુદી તે કોકેશિયન ને ચીના તે મોંગોલિયન જાતિમાં આવેછે. ભાષા ઉપરથી વિદ્વાનો ત્રણ ભેદ પાડેછે–સંસ્કૃત, જન્દ, મિસ્ત્રી લોકની છેક જૂની, (વળી ફારસી, આરમીનીઅન, ગ્રીક, લાટિન, ટ્યૂટોનિક એ બધી જેમાંથી નિકળીછે) તે–**એરિયન**; અને આસીરીઅન–ખાલદી, જૂની ફીનીશીઅન, યાહુદી, ઈજીપ્ટના લોકની, (વળી આરબી) એ બધી જેમાંથી નિકળીછે તે–**સેમિટિક**, અને ચીના વગેરેની ભાષા જેમાંથી નિકળીછે તે–**ટયુરેનિયન.** આર્ય લોકના ગ્રન્થોમાં સત્વ, રજ, તમ, એ ત્રણ ગુણનાં જે જે લક્ષણ† લખ્યાંછે તે તે પ્રમાણે મેળવતાં સંસ્કૃત ભાષા બોલ-

---

* એક અંગ્રેજી ગ્રન્થમાં લખ્યુંછે કે કોઈકાળે ઉત્તર ધ્રુવ તરફના દેશની હવા એટલી ગરમ હતી કે ત્યાં તાડ, નાળીએરી, ખજુરી એ ઝાડ ઉગતાં ને તેજ પ્રદેશમાં લોક પ્રથમ વસ્યા હતા તથા વસ્તી ઘાડી હતી.

† મનુસ્મૃતિમાં–"યથાર્થ જ્ઞાન, તેજના જેવી શુદ્ધવૃત્તિ, પુણ્યવૃત્તિ, ક્લેશનો આભાસ નહિ, તપ, જ્ઞાન, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધર્મકર્મ, આત્મચિન્તન, બ્રહ્મજ્ઞાનની ઇચ્છા, કર્મકરવે લાજ નહિ, સન્તુષ્ટ આત્મા એ સત્વનાં લક્ષણ છે ને તેનો પ્રધાન ધર્મ છે; રાગ તથા દ્વેષ, દુઃખ તથા અસ્વસ્થતા, ધર્મ કરતાં તરત ફળની ઇચ્છા રાખવી, અધૈર્ય, અસત્કર્મ, વિષયસેવા, હેતુ પાર નપડે તોપણ ખેદ ન પામવો, માનની તૃષ્ણા રાખવી એ રજસનાં લક્ષણ છે ને તેનો પ્રધાન અર્થસંપત્તિ છે; અજ્ઞાનમાં રહેવું, મોહ વિષયમાં લીન રેહેવું, લોભ, આળસ, કૃપણતા, નિન્દા, ભીખ માગવાની ટેવ, આચારલોપ, ધર્મ કાર્યવિષે અપ્રીતિ, કામ કરતાં ને કરિને લાજવું એ તમસનાં લક્ષણ છે ને તેનો પ્રધાન કામ છે;" (એ એકેકની દેશકાળ ને કર્મ સ્થિતિ પ્રમાણે પ્રથમ, મધ્યમ ને ઉત્તમ ગતિયો થાયછે.) ભગવદ્ ગીતામાં–"નિર્મળપણું, નિરોગીપણું, બુદ્ધિવૃત્તિનો પ્રકાશ, જ્ઞાન સુખની વૃદ્ધિ એ સાત્વિક જનનાં લક્ષણ છે ને તે જ્ઞાનથી દેવલોકમાં જાયછે; રાગ, તૃષ્ણા, સ્પૃહા, કર્મપ્રયત્ન, શાન્તિ રહિતપણું એ રાજસિનાં લક્ષણ છે ને તે લોભથી મનુષ્ય લોકમાં રેહેછે; ભ્રમ

નારામાં સત્વગુણ, ને સેમિટિક ભાષા બોલનારામાં રજોગુણ આગળ પડતો દેખાયો છે; સત્વ અથવા સત્વાંશ વિશેષ એવા લોકના જય જગતમાં વધારે સ્થાયી ને વધારે ઉચ્ચ, રજસ્ તથા રજાંશ વિશેષ એવા લોકના જય મોટા ને ઉચ્ચ, અને તમસ્ તથા તમાંશ વિશેષ એવા લોકના જય સમયે સમયે અતિ મોટા નાશકારક જણાયાછે.

---

–ભ્રાન્તિ, અજ્ઞાન, પ્રમાદ, આળસ, નિદ્રા, અસાવધાનતા, અવિવેક, અપ્રવૃત્તિ એ તમસિનાં લક્ષણ છે ને તે મોહથી પશ્વાદિયોનિમાં જાયછે." વરાહ મિહિર બૃહત્સંહિતામાં–"સત્વગુણાધિક પુરુષમાં સત્ય, દયા, સ્થિરચિત્ત, સરળસ્વભાવ, બ્રાહ્મણ ને દેવ એની ભક્તિ હોયછે; રજોગુણાધિક પુરુષમાં કાવ્ય નૃત્ય ગીતાદિ કળા, યજ્ઞ, સ્ત્રી એઓમાં આસક્ત ચિત ને અતિ શૌર્ય હોયછે; તમોગુણાધિક પુરુષ લોકને ઠગનાર, મૂર્ખ, આળસુ, ક્રોધિષ્ટ, અતિ નિદ્રાળુ એવા હોયછે; એ ત્રણ ગુણ, રાશિ ઊપરથી ને સંકીર્ણત્વ (મિશ્રણ) ઉપરથી સાત પ્રકારે સ્વભાવને પ્રગટ કરેછે–સત્વ, રજ, તમ, સત્વરજસી, રજસ્તમસી, સત્વતમસી, સત્વરજતમાંસિ."

એ ત્રણ ગુણ દરેક માણસમાં છે પણ કોઈમાં એક ને કોઈમાં બે બહાર પડતા હોયછે ને કોઈમાં કાર્ય પ્રસંગ પ્રમાણે એકેકો એમ ત્રણે અનિયમિત પણ જણાયછે. જેમ દરેક જણને વિષે તેમ દરેક જાતિજન વિષે ને દરેક દેશજનને વિષે પણ તે ત્રણ ગુણનું વિવેચન યથાર્થ લાગુ પડે છે. એ વિષે આગળ સ્પષ્ટ કરી દેખાડવામાં આવશે પણ આટલું અહિં જણાવવું અવશ્ય છેકે દેશપ્રકૃતિ, મિશ્રણ–સંગતિ, રાજ્યપ્રકાર એથી કાળાન્તરે મનુષ્યની સ્થિતિમાં મોટો ફેરફાર થઈ ગયોછે તોપણ પ્રલય પછી પ્રથમ રાજ્યો સ્થપાયાં તેવામાં સત્વ રજ તમ એમાંથી જેના અધિકાંશ જ્યાંના લોકમાં બહાર પડેલા તેનાજ અધિકાંશ ત્યાંના ને તે જાતના લોકમાં આજપણ છે–અંશો મલિન થયાછે ખરા પણ ઘટ્યા નથી. આર્યજનમાં સત્વનું અધિક્ય હતું ને આજ બ્રાહ્મણોમાં તેજ ગુણનું અધિક્ય છે, મલિન સત્વને શિકલ ચઢે તો તે સબળ સતેજ થાય, અયાચકના યાચક થયાછે તે સ્થિતિ પરત્વે; યૂરોપના લોક જુદે જુદે પ્રકારે તમો રજસી દેખાયછે તોએ પોતાના સત્વાંશ પ્રમાણે મૂળની ત્રણ જાતિની સાથેનો સમ્બન્ધ દેખડાવે છેજ,–એશિયાના સત્વગુણ પ્રધાન લોક (પછી શુદ્ધ સાત્વિક બ્રાહ્મણ કે સત્વરજસી ક્ષત્રી કે સત્વ તમસી વૈશ્ય) જેઓ યૂરોપમાં ઘસડાઈ સ્કાંડીનેવીઆમાં જઈ વસ્યા, ત્યાંથી પાછા દક્ષિણમાં આવ્યા, ટ્યૂટન કેવાયા, તેઓ તમો રજસી છે તોપણ તેઓના મૂળના સત્વાંશ પ્રસંગે પ્રસંગે કાર્ય ઉપરથી જોવામાં આવેછેજ. અકેકો ગુણ પ્રધાન એવા ત્રણ જાતિના લોક પ્રલય પછી પ્રથમ જોવામાં આવ્યા પણ પ્રલય પેલાં તે ત્રણે જાતના લોક એક મોટાં રાજ્યના હતા ને તે પ્રલયથી જુદા પડ્યા કે સત્વગુણી તથા રજોગુણી રાજ્યો ઉપર તમોગુણી લોકના ઝુંડ તુટી પડવાથી મોટો રાજકીય પ્રલય થઈ રહ્યો એ વિષે અનુમાનો કરવાનાં છે. ત્રણ ગુણયુક્ત લોકમાંથી ત્રણ ટોળાં જુદાં પડ્યાં તે

૩. પ્રલય પછી પ્રથમ રાજ્યો મંડાયાં ત્યારથી તે આજ લગીમાં લોકમાં ને રાજ્યોમાં જે મોટા ફેરફાર થયા તે આ હતા: હિન્દુસ્થાનમાં મહાભારતનું યુદ્ધ થયું કે થોડાક કાળ પછી (ઇ૦ સ૦ પૂ૦ ૭ મા શૈકામાં) તાતાર દેશમાંથી હન નામના ઝુંડ એશિયાના પશ્ચિમપ્રદેશમાં ઇજીપ્ટ સૂધી ફરીવળ્યાં હતાં પણ તેથી રાજ્યોમાં ઉથલપાથલ થઈ નહોતી. શિકન્દરે એશિયાનાં રાજ્યો ઊંધાં વાળ્યાં ને તેની પછી સીરીઆનું નવું રાજ્ય મણ્ડાયું તેટલા કાળમાં (ઇ૦ સ૦ પૂ૦ ૪ થા શૈકામાં) યૂરોપના ગ્રીકલોક એશિયાના સૂધરેલા લોકમાં કેટલીક રીતે ભળ્યા ને કેટલીક રીતે સમ્બન્ધી થયા. (ઇ૦ સ૦ પૂ૦ ૨ જા શૈકામાં) એશિયામાં હન લોકે ચીનનું રાજ્ય ઊંધું વાળી ત્યાં પોતાનો રાજ્યવંશ સ્થાપ્યો; શકલોકે હિન્દુસ્થાનમાં કેટલેક ઠેકાણે રાજ્ય માંડ્યાં; અને યૂરોપમાં કારથેજનાં તથા ગ્રીસનાં રાજ્યપ્રદેશ રોમનોએ પોતાના કીધા. (ઇ૦ સ૦ ૩ જા શૈકામાં) એશિયામાં પારથીઆનું મોટું રાજ્ય તૂટ્યું ને ત્યાંના લોક વેરાતા થયા; ચીનમાંથી હનલોકને કાડવામાં આવ્યા તે વેરાતા થયા. (૪ થા શૈકાથી) યૂરોપમાં જંગલી ઝુંડાએ દોડાદોડ કરવા માડેલી તેઓએ (પાંચમાં શૈકામાં) રોમના મહારાજ્યમાં સર્વત્ર અસ્તાવ્યસ્ત કરી મૂકી. (૭-૮ શૈકામાં) આરબોએ-મુસલમાનોએ એશિયા ને ઉત્તરઆફ્રિકામાં રાજ્યો ઊંધા વાળ્યાં. (૧૧ માં શૈકામાં)

---

–જૂદી જૂદી દેશ પ્રકૃતિથી કે કેળવણીએ કે અકેકા ગુણમાં અધિક એવાં મનુષ્યનાં મનજ મૂળથી જૂદાં તેણે કરીને, એવિષે અનુમાનો છે. શું આદિમાં સૌ મનુષ્ય તમો ગુણીજ હતાં ને પછી કેળવણીથી રજોગુણી તથા સત્વગુણી થઈ જૂદા પડ્યા કે પ્રથમ રજોગુણ બાહાર પડેલો ને પછી કેટલાક લોક કર્મ ઉપર વિચાર કરતાં ને ઇન્દ્રિય દમન કરતાં સત્વગુણી થયા ને જડબુદ્ધિ હિંસક તે તમો ગુણી છેવટે થઈ ગયા, કે પ્રથમ સત્વગુણ પ્રકાશ્યો ને તે દેશ પ્રકૃતિ, સ્થિતિ પરત્વે મલિન થયો ને પછી રજો ને તમો એ બે બહાર પડ્યા એ વિષે અનુમાનો છે.

શેષ તથા લક્ષ્મી સાથે જે નારાયણ-વિષ્ણુ તેની નાભિમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા પણ તેને કર્ણમાંથી ઉત્પન્ન થયલા મધુકૈટભ પીડતા ને એઓને વિષ્ણુએ માર્યા હતા. કશ્યપને બે સ્ત્રી તેમાં એકને સત્વરજસી ને બીજીને રજસ્તમસી સન્તતિ હતી; એ બેને જ્યારે ત્યારે યુદ્ધ ચાલતાં; સુરાસુરની મારામારી પરમ્પરાથી છેજ. જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ (સત્વ, રજ, તમ,) અથવા સુષુપ્તિ પછી સ્વપ્ન ને સુષુપ્તિ પછી જાગૃત (તમ પછી રજ ને તમ પછી સત્વ) એમ પણ છે. (એ ત્રણ ગુણ, વાયુ-અગ્નિ-વરુણ એ ત્રણ, વાત-પિત્ત-કફ એ ત્રણ શું પરસ્પર સંબંધ રાખેછે?)

એશિયામાં તુરક લોકે ફતેહ મેળવી. (૧૩ મા શૈકામાં) મોગલોએ એશિયાનાં રાજ્યો ઉંધાં વાળ્યાં ને યૂરોપમાં (રુશિયા પોલંડમાં) જઈ વસ્યા. (૧૪ મા શૈકામાં) તૈમુરલંગે પશ્ચિમએશિયામાં દોડ કરી ને ચીનના મોગલો પાછા તાતાર તરફ આવ્યા. (૧૬-૧૭ શૈકામાં) યૂરોપના લોકે અમેરિકાના વતની લોકને નિર્મૂળ કીધા, ત્યાંના સૂધરેલાં રાજ્યોના લોકને ખ્રિસ્તી તથા ગુલામ કીધા અને એશિયાના લોક સાથે વેપારસમ્બન્ધ કીધો. અને આ ૧૯ મા શૈકામાં જગતના લોક જૂદા જૂદા છતે રાજકીય સમ્બન્ધે કે વેપાર સમ્બન્ધે કે ધર્મ સમ્બન્ધે એકત્ર જેવા દેખાયછે.* (બૌદ્ધ ને ખ્રિસ્તી ઉપદેશકો ઠામ ઠામ ફર્યાછે ને વસ્યા છે.)

---

* ગ્રીક તથા રોમન લોકના પૂર્વજો અને કેલ્ટ તથા ટ્યૂટન લોકના પૂર્વજો એશિયાના વતની હતા તે ક્યારે યૂરોપમાં જઈ વસ્યા તે નક્કી થતું નથી; કોઈ કેહેછે કે પીલાસજીઅન લોક તે હિન્દુસ્થાનના બુદ્ધ ધર્મ પાળનારા લોક હતા; (બુદ્ધ તો થયો ઈ૦ સ૦ પૂ૦ શૈકા પાંચમાં); કોઈ કેહેછે કે પરશુરામના સંહારથી નાઠેલા લોક તે પારસી દેશમાં થઈને ગ્રીસમાં જઈ વસ્યા; કોઈ કેહેછેકે "હેલીનીઝ તે એક જાતના રજપૂત છે; કોઈ કેહેછે કે "જાટ તક્ષક વગેરે શકલોક તેમાંના જેઓ હિન્દુસ્થાનમાં આવ્યા તે રજપૂત કેવાયા ને જેઓ એશિયામૈનર જીતીને પછી સ્કાણ્ડીનેવીઆમાં જઈ પાછા ઊતર્યા તે ટ્યૂટન છે;" એ ટોળું ઈ૦ સ૦ પૂ૦ છઠ્ઠા શૈકામાં નીકળ્યું હતું; ગોથ તેટલા નહિ પણ ટ્યૂટન લોક ને રજપૂત લોક પાસેના સગા છે ખરા-લડવૈયાપણું, ફ્યૂડલ નીતિ, માનનો અવશ્ય વિચાર, સ્ત્રીઓનાં માન એ બન્નેમાં સરખાં દેખાયાં છે; ઈ૦ સ૦ પૂ૦ બીજા શૈકામાં રજપૂતો હિન્દુસ્થાનમાં દેખાયા હતા ને ટ્યૂટનો સ્પેન ગોલ ઉપર તૂટી પડ્યા હતા તે ઈ૦ સ૦ પૂ૦ ૧૦૨ માં; પછી અઢીસો વર્ષ સુધી ટ્યૂટનોએ રોમના પ્રાન્તો ઉપર હલ્લા કીધા નોતા; કેટલાક કેહેછે કે જેવામાં લોકનાં ઝન્દ ને વેદભાષા બોલનારાં ટોળાં જૂદાં પડ્યાં તેવામાં એક ત્રીજું ટોળું યૂરોપમાં જઈ છેક પશ્ચિમમાં ગોલ, સ્પેન, બેલજ્યમ, બ્રિટનમાં વસ્યું હતું; ગોલના કેલ્ટે ઈ૦ સ૦ પૂ૦ ૩૮૭ માં રોમને બાળ્યું, ઈ૦ સ૦ પૂ૦ ૨૮૦ માં ગ્રીસનાં ડેલ્ફી ક્ષેત્રને ભયે કમ્પિત કીધું ને તેવામાંજ પછી તેઓ એશિયામૈનરમાં ગાલેશિયામાં વસી ગયા; રોમનો પશ્ચિમમાં કેલ્ટને મળ્યા, દક્ષિણમાં (સેમિટિક) કારથેજીનીઅનને મળ્યા, પૂર્વમાં ગ્રીકને મળ્યા ને પછી એશિયામૈનરમાં થઈ આસીરીયા, સીરીયા, પાલેસ્ટૈન ને આર્મેસ્તાનનો થોડોક ભાગ એટલે લગી આવી ગયા; (દક્ષિણ હિન્દુસ્થાન સાથે વેપાર સમ્બન્ધ કીધો હતો); ડરાયસે પશ્ચિમ હિન્દુસ્થાનનો એક સૂબો કીધો હતો (પણ સીથીઅનથી હાર્યો હતો; આફ્રિકામાં તથા એસા માસીડનમાં તેની સત્તા હતી; સૈરસે પશ્ચિમ એશિયા જીત્યું હતું પણ તે સીથીઅનથી હાર્યો હતો); ગ્રીકે ઈરાનીને હરાવ્યા, શિકન્દરે બાક-

૪. જગતના લોક કુળ, ભાષા, ધર્મ, દેશ, રાજ્ય એ ઉપરથી જૂદી જૂદી જાતના ઓળખાયછે પણ સગળી જાતિયોમાં ધર્મ ઉપરથી પડેલી જાતિમાં ઘણાં કુળના ઘણી ભાષાના ઘણા દેશના ને ઘણાં રાજ્યના લોકનો સમાસ થાયછે; માટે ધર્મજાતિ વિષે ને અવશ્ય ધર્મ વિષે* આ પ્રમાણે સમજાય છેઃ

હાલમાં જગતના લોક ધર્મથી પાંચ મોટી જાતિયોમાં વેંચાઇને બૌદ્ધ, હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી અને મ્લેચ્છ એ પ્રમાણે ઓળખાય છે. ટયૂરે-

---

–ટ્રિયા, સોગડીઆમાં ને હિન્દુકુશની તળેટી અહિં નગર વસાવી પોરસને હરાવી આગળ વધવાનું કીધું પણ તેને ત્યાંથીજ પાછું ફરવું પડ્યું; (ગ્રીકલોક ઇટલામા, ગોલમાં, એશિયામૈનરમાં વસ્યા હતા; પોર્ટુગીસ, અંગ્રેજ, ફ્રેંચ, વલન્દા એ લોક સમુદ્રમાર્ગે હિન્દુસ્તાનમાં આવ્યા પણ અંગ્રેજ ફાવ્યા ને મહાભારતના વખતમાં બંગાળાની પૂર્વે પણ જેટલું રાજ્ય હતું ત્યાં સૂધી આવી અટક્યા છે; રુશિયનો તાતાર દેશને પોતાનો કરવાના ઉદ્યમમાં છે. (એશિયામાંથી યૂરોપમા ગયેલા લોક યૂરોપથી પાછા એશિયામાં આવી જ્યાં જ્યાં અટક્યા તે તે ઠેકાણાં શું તેઓના પૂર્વજોના કોઇ કાળે મૂળ પ્રદેશ હશે?).

* જેજે કાળે પ્રદેશ પ્રદેશનાં જનમંડળોમાં ધર્મ સ્થપાયા તેતે કાળની પેલાંથી મનુષ્યનાં ઇતિહાસજ્ઞાનના ઉદયનો શક મંડાયછે–સૃષ્ટિ, મનુષ્ય, ઉત્પત્તિ, જળપ્રલય, પ્રથમ રાજ્યસ્થાપના એ વિષયની (ભૂતકાળની) પ્રથમ જાણ ધર્મપુસ્તકથીજ થઇ છે.

ધર્મ એટલે પદાર્થની શક્તિવૃત્તિ; તેનો ગુણ; મનુષ્યનાં પુણ્યકર્મ; "વેદ પ્રતિપાદિત કર્મજન્યો ધર્મઃ સ્વર્ગાદિક સાધનં." અથવા (૧) આ કર્મ કરવાં, આ નકરવાં એ વિષે જે શિક્ષા તે–ન્યાય, આચાર, પ્રાયશ્ચિત્ત આદિ લઇ; (૨) સત્ય, શાન્તિ, દયા ઇત્યાદિક નિયમનું પાલણ કરવું તે; (૩) ઇશ્વરને ઓળખવા, ભજવા સમ્બન્ધી દેશદેશનો જે આચાર તે. અંગ્રેજી પુસ્તકમાં–"કોઇ સર્વોપરિ શક્તિના સમ્બન્ધમાં આપણે છિયે ને તે સમ્બન્ધે આપણા મનમાં તે પ્રભુ પ્રતિ જે અવશ્ય કર્ત્તવ્યનો ભાવ ઉત્પન્ન થાયછે તે ધર્મ."

"જગત નિર્માણ કરી વ્યવસ્થિત રાખનાર અનિવાર સર્વોપરિશક્તિ–ઇશ્વર છે એમ માનવું એ બસ નથી; તે શક્તિ દુઃખદાયક રાક્ષસ પણ હોય; આપણા ભાવયુક્ત સુખને અર્થે આપણે માનવું અવશ્ય છે કે ઇશ્વર તે નિર્મળ ને કૃપાળુ છે–આપણા સદ્ગુણને વધારનારો ને દુઃખમાં આશ્વાસન કરનારો છે." "દેવતાઓનાં પૂજન સંબંધી જેટલું જાણવા કરવાનું તેનો ખન્ત ભર્યો જે અભ્યાસ તે ધર્મ" એવું રોમન પંડિત સીસરોનું કહેવું છે. ભાવ–વિશ્વાસ એ ધર્મનું પ્રાણબળ છે.

નિયન લોકમાંના સીધી વગેરે કેટલાક મ્લેચ્છ છે; રુશિયન વગેરે તે ખ્રિસ્તી છે; તુરક, તાર્તર, મોગલ એ મુસલમાન છે; મધ્ય તથા દક્ષિણ હિન્દુસ્થાનના પાડમાં રેહેનારા કેટલાએક તે હિન્દુ છે; ને ચીન, જાપાન વગેરેના તે બૌદ્ધ છે. સેમિટિક લોકમાંના આરબ તથા કેટલાક સીરીઅન, એ મુસલમાન છે; યાહુદીઓ પોતાનો ધર્મ પાળેછે ને બીજા કેટલાક ખ્રિસ્તી છે; એરિયનમાં–હિન્દુસ્થાનના લોકનો મોટો ભાગ હિન્દુ છે; ફારસી બોલનારા ઈરાનના (જરતોસ્તી ધર્મના હતા તે) હાલ મુસલમાન છે અને યૂરોપ અમરિકાની વસ્તીનો મોટો ભાગ ખ્રિસ્તી છે.

ટયુરેનિયન લોક બૌદ્ધ, હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી ને મ્લેચ્છ ધર્મ પાળનારા છે. સેમિટિક લોક, મુસલમાન ને ખ્રિસ્તી છે. ટયૂરેનિયન લોકે જ્યાં વસ્યા ત્યાંનો ધર્મ પાળ્યો છે. શુદ્ધ સેમિટિક લોકમાં મૂસાનો ને મહમ્મદનો બોધેલો ધર્મ પળાયછે અને શુદ્ધ એરિયન તે શ્રુતિસ્મૃતિપુરાણનો ધર્મ પાળેછે; સેમિટિક કુળના મહાપુરુષ ક્રૈસ્ટનો બોધેલો ધર્મ યૂરોપ, અમેરિકામાં પળાયછે ને આર્યકુળનો બૌદ્ધધર્મ ચીન વગેરેમાં પળાયછે.

સેમિટિક–પ્રધાન રજોગુણ લોકમાં આસીરીઅન ફીનીશીઅનમાં ભયંકર મૂર્ત્તિપૂજન હતાં ને જગત્કર્ત્તા એક વિષે થોડાઓને ભાન હતું પણ યાહુદીઓનાં મનમાં મૂસાએ એક પ્રભુનું સ્પષ્ટ જ્ઞાન ઠસાવ્યું હતું ને મૂર્ત્તિને અતિ નિન્દિત મનાવી હતી; હોમાદિ ધર્મકર્મ, સ્તવન, આચાર, પોતાને દ્વાર પ્રગટ થયલાં પ્રભુનાં વચન ઉપર વિશ્વાસ ને બીજી નીતિયો એ સ્થાપ્યાં હતાં; તેણે કહ્યું હતું કે ધર્મશિક્ષા પ્રમાણે ચાલશે તે પોતાના મનોર્થ પુરા પાડશે ને નહિચાલે તે અસહ્ય દુઃખ પામશે ને નિર્વંશ જશે. કાળાન્તરે યાહુદીઓ દુરાચારી સ્થિતિભ્રષ્ટ ને તામસી થયા હતા તેવામાં ક્રૈસ્ટે સાત્વિકી ભક્તિનો ને સંસારી નીતિનો બોધ કીધો પણ એથી યાહુદીઓ દ્વેષી થયા ને ક્રૈસ્ટને સૂળીએ ચડવું પડયું.

અર્વાચીન કાળમાં મૂર્ત્તિપૂજક આરબોના ટોળાં યાહુદી તથા ખ્રિસ્તિઓના સમ્બન્ધમાં આવવાથી વેહેમાઈ ગયાં હતાં તેઓને મહમ્મદે તામસી રાજસી ભક્તિબોધ કીધો–મૂર્ત્તિનું ખંડન કરી જગત્કર્ત્તા એકજ છે તેનેજ ભજવો, કુરાન ઉપર ને પેગમ્બરનાં વચન ઉપર ભરોસો રાખવો, બંદગીનો વખત સાચવવો, સખાવત કરવી, રોજા પાળવા વગેરે. માણસને

માટે અલ્લાએ સન્ધુ આગમચથી ઠેરવી રાખ્યુંછે પણ તે મોટો દયાળુ છે, કુરાનમાં લખેલી શિક્ષા પાળનારને પોતાની પાસે રાખશે ને યથેચ્છ સુખ ભોગવતો કરશે.*

શુદ્ધ એરિયન—સત્વગુણ પ્રધાન લોકનો ધર્મ મનુએ આ પ્રમાણે સ્થાપ્યો: જગત્કર્ત્તા એક છે; તે સૂક્ષ્મ પરમાત્માએ, સ્વેચ્છાએ ને સ્વશક્તિયે પ્રકાશમાન થઈ બ્રહ્મદેવને રૂપે યથાવિધિ ઉત્તરોત્તર અનેક સૃષ્ટિ રચીછે; બ્રહ્મદેવે પ્રસન્નવદને વેદ ભણ્યા. સદાચાર પાળવો ને ગાયત્રી દૈવતવાળાં વેદોક્ત કર્મ કરવાં (નિષ્કામ કર્મથી શુદ્ધ થતાં કોઈ જન્માન્તરે પણ આત્મા પૂર્ણ શુદ્ધ થઈ પરમાત્મામાં ભળી રેહેશે; ને સકામ કર્મથી—તત્વ દેવતાઓને આરાધી બળી આપવે તેઓની કૃપા પ્રસાદીથી આ જન્મે ને પછી રુડી સ્થિતિ પમાશે); સત્કર્મથી સ્વર્ગ ને અસત્કર્મથી નરક ભોગવવું પ્રાપ્તછે; સત્ય, શાન્તિ, સન્તોષ, ક્ષમા, દયા, દાન, ઇત્યાદિ નીતિયે વર્ત્તવું;—એ હિન્દુઓનો મૂળ ધર્મ છે (ઇશ્વરની ને તત્વદેવતાની પ્રતિમા કરી પૂજન કરવાનું નહોતું.)

મહાભારતના યુદ્ધથી ક્ષત્રીઓ નાશ પામ્યા; ઉગરેલા બાળરાજા નિર્બળ હતા ને નાગ તક્ષક વગેરે પરદેશીઓ હુમલા કરતા; તોપણ, આર્ય-

---

* મુસાએ, ક્રૈસ્ટે ને મહમ્મદે એક્કેકે પોતપોતાના કાળમાં પોતપોતાના લોકને જુદો જુદો બોધ કીધો પણ તે ત્રણે બોધનો મહદર્થ એકજ હતો—જગત્કર્ત્તા પ્રભુ એક છે; તે સૃષ્ટ પદાર્થમાંના કોઈની પણ પ્રતિમા રૂપે નથી; તે પોતાના પ્રેરિત પુરુષ દ્વારા પોતાની આજ્ઞા મનુષ્યને જણાવેછે; પ્રેરિત પુરુષનાં વચન ઉપર આસ્થા, ધર્મ કર્મ ઉપર શ્રદ્ધા ને સંસાર નીતિ એ ધર્મનાં મુખ્ય ત્રણ અંગ છે. (ધર્મી જીવ આ દુનિયાંમાં સુખ પામી પેલી દુનિયામાં પ્રભુની પાસે રહી મનવાઞ્છિત સુખ પામે એ તેની સર્વોપરી ઉચ્ચ સ્થિતિછે; મુઆ પછી માણસનો જીવ જ્યાં શરીર દટાયું છે ત્યાં કે પોતાને માટે ઠેરવેલ ઠેકાણે કયામત સુધી રેહેશે ને ત્યારે તે ફરીથી પોતાનાં ખોળીયાંમાં ભરાશે એ મત ખ્રિસ્તી મુસલમાનનાં છે. મુસાએ જીવના અમરપણાં વિષે કે બીજી દુનિયા વિષે કંઈજ લખ્યું નથી). પ્રભુએ છ દહાડા પ્રવૃત્ત રહી સૃષ્ટિ ને તેમાંનું સૌ ઉત્પન્ન કીધું ને સાતમે દહાડે વિશ્રાન્તિ લીધી; ઇડન બાગમાંનાં જ્ઞાનનાં ઝાડનું ફળ ખાવાની આદમને મના કરી હતી એ વચનો ઉપરથી યાહુદીઓનો પ્રવૃત્ત સ્વભાવ ને વિશેપ જ્ઞાન પામવાની અશક્તિ એ વિષે સૂચવેછે? જગત્પ્રભુ જગતથી ન્યારો છે ને માણસ તેની બનાવેલી કુદરતમાંનો એક છે ને તે પ્રભુથી જુદોછે, જે હું છઊં તે છઊંજ એવી રીતનું યાહુદી જ્ઞાન કહેવાય; હિન્દુજ્ઞાન આવું કે "જગત ને જગત્પ્રભુ તે એકજ છે; જે હું છઊં તે તેજ છે, આ બધું છે તે હુંજ છઊં."

પંડિતોએ પોતાનું મહાશૌર્ય તત્વવાદમાં પ્રગટ કીધું હતું કે જેથી વેદધર્મ લોપાઈ બૌદ્ધ ધર્મ પ્રવર્તમાન* થયો. જગત્ અનાદિ છે, તે કોઈના કીધાથી નહિ પણ તેનામાંજ ગુણ રહ્યા છે કે જેથી તે ઉપજેછે ને પાછું સમાઈ જાયછે; પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયલાં અનન્ત બુદ્ધિસત્વોએ દેહધારી રૂપે સત્કર્મ કરતાં ને જ્ઞાન પામતાં જન્માન્તરથી છુટી પોતપોતાની મૂળની શાન્ત સ્થિતિમાં આવી રહેવું તે મોક્ષ છે; અને મોક્ષની લગોલગ આવી રહેલા બુદ્ધો ભૂત દયાથી પરમાર્થનો પ્રકાશ કરી ગયલા તેઓની પ્રતિમાનાં પૂજન સ્તવન ધ્યાન કરવાં, અને સંસાર ઉપરથી ભાવ ખસેડવો, દેહકષ્ટ કરી કરીને જિતેન્દ્રિય થવું, શાન્તિ ક્ષમા રાખવી અને જિવહિંસા, ચોરી, વ્યભિચાર, અસત્ય ભાષણ, મદ્યપાન એ નજ કરવાં; એ બૌદ્ધ ધર્મ હતો.

અશોકે બૌદ્ધધર્મનો દિગ્વિજય દેખડાવ્યો ત્યાર પછી પરદેશીઓની તરફથી પાછા હુમલા થવા લાગ્યા; લોક બૌદ્ધધર્મ શિક્ષિત સંસારના કેવળ મિથ્યાપણાથી કંટાળ્યા હતા ને બ્રાહ્મણોનો મોટો ભાગ જે હજી પોતાનાં કર્મ રાખી રહ્યો હતો તેના પંડિતોએ પુરાણોક્ત ધર્મ નવો મનાવ્યો (કેટલાક પરદેશી લોકને હિંદુ કીધા). એક સગુણ નારાયણ ઉત્પત્તિ, સ્થિતિ, લય એ પ્રત્યેક લીલાના કર્ત્તા રૂપે બ્રહ્મા વિષ્ણુ શિવ એ રૂપ ધારણ કરેછે; એ ત્રણ મોટા દેવમાંના કોઈ પણ એકની અથવા મહા સારસ્વતી મહાલક્ષ્મી ને મહાકાળી એઓમાંની કોઈની અથવા બીજાં કોઈ દૈવતની અનન્યભાવે નિષ્કામ પૂજા કરવી તથા બીજી સકામ ઉપાસના કરવી, પોતપોતાની જાતિનો આચાર પાળી બાહ્યાન્તરે નિર્મળ રેહેવું અને જન્માન્તરનાં બન્ધનમાંથી છુટવાને સલોકતા, સમીપતા, સરૂપતા, સાયુજ્યતા એ મુક્તિયોને માનવી એ પુરાણોક્ત ધર્મ છે.

બ્રાહ્મણોએ પુરાણધર્મ પ્રવર્ત્તાવ્યો, સંહાર કરી પાછી ઉત્પત્તિ કરનાર જે શિવ તેની આધારશક્તિ સાથે જળાધારી લિંગ એ રૂપે પ્રતિષ્ઠા થઈ; કાળાન્તરે તન્ત્રોક્ત ઉપાસનાઓ ઘણી નિકળી; (જૈન ધર્મની ઉત્પત્તિ થઈ હતી); કાળાન્તરે બ્રાહ્મણોએ એક પાસથી બૌદ્ધ પંડિતોને વાદમાં હરાવ્યા ને બીજી પાસથી પુરાણધર્મ માનનાર રાજાઓએ બૌદ્ધધર્મી લોક ઉપર

---

* બૌદ્ધધર્મે જાતિયોને તોડી નથી પણ તુટેલી જાતીઓનું પેહેલું ઐક્ય કરાવ્યુંછે. ક્ષત્રી જવાથી મોટી જાતિતો ગઈજ હતી ને બીજી મોટી જે બ્રાહ્મણની તે મતવાદે ને સ્થિતિ પરત્વે ત્રુટિત હતી.

મારી ચલાવી તેઓને હિન્દુસ્થાનમાંથી કહાડયા;–શંકરાચાર્યે અદ્વૈત બ્રહ્મ સચ્ચિદાનન્દનો સિદ્ધાન્ત સ્થાપી પુરાણોક્ત શિવમાર્ગની વ્યવસ્થા કીધી.

(ઈ० સ० શૈકા ૧૧ માં હિન્દુસ્થાનના કેટલાક ભાગમાં જૈન ધર્મનો ઉત્કર્ષ થયો ને ૧૨ મા શૈકાથી તેનો ક્ષય થતો ચાલ્યો). રામાનુજે જડ ચૈતન્ય વિશિષ્ટ એવું બ્રહ્મ ભણી વિષ્ણુને પ્રધાનદેવ મનાવી રામસીતાનું પૂજન કીર્ત્તન કરાવ્યું; શાલિગ્રામનું ને કૃષ્ણ રુક્મિણિની મૂર્ત્તિનું પૂજન ચાલ્યું; નામકીર્ત્તનથી ભક્તિ કરવાનું ઠામ ઠામ ચાલ્યું અને છેલ્લે રાધાકૃષ્ણની પ્રેમભક્તિ ચાલી.*

---

* હિંદુઓને વેદ તે સ્વધર્મનો આકર છે. પ્રથમ વેદધર્મ હતો તોજ પછી તેમાનો જ્ઞાનકાંડ ચરચાઇને તે વેળાના લોકની સ્થિતિને અનકૂળ બૌદ્ધધર્મ પ્રગટ થયો ને એણે વેદનો ચાલતો ધર્મ તોડયો પણ અનાદ્યન્તપણું, સંસારનું મિથ્યાપણું, જન્માન્તર, નિવૃત્તિ–શાન્તિ ઇત્યાદિ વિષય તેના તેજ રાખ્યા. આસ્થા–શ્રદ્ધા–ભાવપૂર્વક વેદોક્ત જપ તપ યજ્ઞ જ્ઞાનયોગ ભક્તિ એમાંના એક કે વધારે દ્વારા ત્રણ ગુણ યુક્ત એક જગત્કર્ત્તાને પામવો, તેની કે દેવતાઓની નિરાકાર કે સાકારની કૃપાપ્રસાદીથી અહિતહીંનાં દુઃખ તોડી સુખ મેળવવાં, ને વ્યવહાર નીતિ પાળવી એ ધર્મ કાળે કાળે ઉત્તરોત્તર મનાયલા ધર્મોમાં વ્યાપી રહ્યોછે. ઋગવેદનું મહાવાક્ય 'પ્રજ્ઞાનમાનન્દં બ્રહ્મ', યજુર્વેદનું 'અહં બ્રહ્માસ્મિ', સામવેદનું 'તત્વમસિ' અને અથર્વણનું 'અયમાત્મા બ્રહ્મ' છે.

મરણ પછી જીવ બીજી દેહ ધારણ કરશે એ વિચાર બ્રાહ્મણધર્મી તથા બૌદ્ધધર્મી લોકમાં પરંપરાથી ચાલ્યો આવેછે; મિસ્રી લોકનો ને કેટલાક ગ્રીક પંડિતોનો પણ તેવોજ વિચાર હતો. ખ્રિસ્તી તથા મુસલમાન લોક તે વિચારને હસી કહાડે છે; પણ પુનર્જન્મ માનનારા કેહેછે કે માણસ પોતાની ટુંકી જીંદગીમાં ઘણાંક બંધનની સામે મથન કરતાં જે પાપ પુણ્ય કરે તેના બદલામાં તે બચારાને માટે અનંત કાળ દુઃખ સુખ ભોગવવાની શિક્ષા થાય એથી તો પ્રભુના ન્યાયીપણાંને મોટું કલંક ચોંટેછે. મનુષ્યનાં કર્મ પ્રમાણે તેની સ્થિતિ થાયછે પણ વળી કોઈ નરસી ને કોઇ સારી સ્થિતિમાં જન્મેછે ને તેની સ્થિતિ કોઈ કોઈ વાર હોયછે તેથી એકદમ ઘણીજ જૂદી થઇ રહેછે; ધર્મી તે દુઃખી ને પાપી તે સુખી એમ પણ જોવામાં આવેછે; પણ એમ હોવું ન જોઇએ, ઘટતો બદલો તેને મળવો જોઇએ, માટે (જારે આ જીંદગી ટુંકી છે ને સુખ દુઃખ દેહધારીને છે તો) ભૂત ભવિષ્યમાં તે દેહધારી હોવો જોઇએ. જીવનું અમરપણું ન માનનારો પંડિત આમ પણ કેહેછે કે આ જીવતરમાં દુર્ગુણના અભ્યાસથી જેટલું સુખ માણસજાતને મળે છે તેના કરતાં વધારે મોટું સુખ સદ્ગુણના અભ્યાસથી મળેછેજ માટે બીજી દુનિયાં છે એવું માનવું એ ઉપર સદ્ગુણ કે દુર્ગુણનો અભ્યાસ કોઈ રીતે તાલુકો રાખતો નથી.

સઙ્કીર્ણગુણી લોકમાં ચીનાઓ બૌદ્ધધર્મ પાળેછે અને યૂરોપના લોક સત્વતમરજાંશિ તે ખ્રિસ્તી ધર્મ પાળે છે. યાહુદીઓએ રજોગુણનો સર્વકાળ વિશેષ પ્રકાશ દેખડાવ્યો હતો પણ પ્રત્યેકમાં સત્વગુણના જે અંશ હતા તે સમગ્ર એક મહાત્મા ક્રૈસ્ટ દ્વારા પ્રેમમય પ્રકાશ્યો. પણ એ મહાત્મતાને પાત્ર યાહુદીઓ નોતા; પડોસના મૂર્તિપૂજક પણ તત્વજ્ઞાનમાં આનન્દ માનનારા ગ્રીક હતા—તેઓમાં યાહુદી કરતાં વિશેષ સત્વ હતો—તેઓ એરિયન કુળના હતા તેથી ને તેઓ પરાધીન ભ્રષ્ટ સ્થિતિમાં બાવરા હતા તેથી તેઓએ ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો ને આજ તેઓ પોતાના સ્વભાવને અનુકૂળ ગ્રીક ખ્રિસ્તી ધર્મ પાળે છે. પણ રોમનોમાં સેમિટિક લોહી વિશેષ હતું તેથી તેઓએ ખ્રિસ્તી ધર્મોપદેશકોને બહુ દુઃખ દીધું પણ તેઓનામાં વળી ગ્રીકનો સત્વાંશ પણ હતો તેથી તેઓ અંતે ક્રૈસ્ટના મહાસત્વને અધીન થયા. પછી ખ્રિસ્તીધર્મે રોમને રાજધાની કરી પોતાનું એક ચક્રીપણું સૂચવતું કાથલિક નામ રાખી ગ્રીકથી જૂદાં પડી નિરંકુશ સત્તા વાપરી વિજય મેળવ્યો—રોમના સૂધારાના સંગવાળા સ્પેન ફ્રાન્સના લોક ને કેટલાક જર્મન એઓ (પુનઃસંસ્કાર થયો ત્યારે) કાથલિકજ રહ્યા ને આજપણ છે. જેઓ રોમના સૂધારાના સંગમાં મોડેથી આવેલા, વળી જેઓનામાં સત્વાંશ પણ વધારે તેઓ સ્વતન્ત્ર વિચારે નિરંકુશ ધર્મસત્તાની સામે થઈ પ્રોટેસ્ટંટ થયા ને આજ પણ પ્રોટેસ્ટંટ છે.

ઉપર પ્રમાણે જાણવાથી સ્પષ્ટ થાયછે કે ગુણકર્મ પ્રમાણે જૂદા જૂદા ધર્મ પ્રગટ થયાછે ને જૂદા જૂદા લોકે પોત પોતાની જાતિના ધર્મ પાળ્યા છે. હવે જૂદા જૂદા દેશના જૂદા જૂદા ધર્મ છતે તે બધામાં કાળે કાળે સરખોજ ફેરફાર થયો કે જૂદા જૂદા તે જાણીએ. કોઈ પણ ધર્મ સ્થપાયો નથી ત્યાંસુધી લોક અનાચારી હોયછે; ને જૂના કાળના અવ્યવસ્થિત અનાચારી લોકને પ્રથમ આચારનો બોધ થયો—હિન્દુસ્થાન, ઈરાન, જૂડીઆ અહીં શુદ્ધ આચાર સ્થપાયો હતો; હિન્દુસ્થાનના લોકનાં ઐક્યમાં સત્વ ને રજ બન્ને બાહાર પડતા હતા તેથી વેદોક્ત ધર્મમાં કર્મ ને જ્ઞાન એ બે પ્રથમથીજ હતાં; પણ સૌ સંસારી પ્રજાને માટે કર્મમાર્ગ પ્રધાન હતો. જૂડીઆના લોકનો મોટો ભાગ રજસ્તમસિ હતો તેથી તેઓનામાં કર્મજ હતાં. કાળાન્તરે હિન્દુસ્થાનમાં લોક હિંસક દુરાચારી ને સ્થિતિભ્રષ્ટ થયા કે જ્ઞાનધર્મ અહિંસાનો (બુદ્ધનો) પ્રચાર થયો ને મૂર્તિની ઉપાસના નિકળી (ઈ૦ સ૦ પૂ૦ ૫ મા સૈકામાં); જૂડીઆમાં છેલ્લો ભવિષ્યવક્તા માલાકી મુઆ (૬૨૦) પછી ૪૦૦ વર્ષમાં અનેક પન્થ ઉભા થયા હતા; ચીનમાં

કનફ્યૂશિયસનો ધર્મ સ્થપાયો (શૈકા છઠ્ઠામાં) હતો ને ગ્રીસમાં તત્વજ્ઞાનીઓ થયા (૫–૪ શૈકામાં) હતા. કાળાન્તરે હિંદુસ્થાનના લોકમાં ઉપાસના તથા ભક્તિ પ્રવર્ત્તમાન થયાં ને આસ્તિક નાસ્તિક જ્ઞાન લડયાં ને શંકરે ધર્મની વ્યવસ્થા કીધી; આર્બસ્તાનમાં મહમ્મદે કર્મ વ્રત ભક્તિનો બોધ કીધો હતો; અને ગ્રીક લોકે ખ્રિસ્તીધર્મને પોતાનાં તર્કજ્ઞાનથી અનેક રીતે રંગ્યો હતો ને ગ્રીક તથા રોમન મત લડયાં હતાં ને ગ્રેગરી સાતમાએ (૧૧ મા શૈકામાં) રોમન ક્યાથલિક ધર્મની વ્યવસ્થા કીધી. હિંદુસ્થાનમાં બારમા શૈકાથી વૈષ્ણવ સમ્પ્રદાય ચાલ્યો અને સોળમા શૈકામાં કેવળ ભક્તિજ પ્રતાપી હતી; પન્દરમા શૈકાના અન્તમાં સુફી પન્થ નવો થયો; ને સોળમા શૈકામા પ્રોટેસ્ટણ્ટ પન્થ નવો થયો. મનુષ્યના ધર્મનું પહેલું સ્વરૂપ પવિત્રતા તથા શ્રદ્ધામાં ને બીજું સ્વરૂપ ન્યાય તથા દયામાં શોભ્યું અને ત્રીજું સ્વરૂપ ભક્તિનીતિમાં શોભે છે.

આર્યધર્મ સનાતન છે; હિંદુ અને યાહુદી અન્યધર્મીને પોતાના ધર્મમાં દાખલ કરતા નથી; આજકાલ હિંદુ તથા મુસલમાન ધર્મનાં રાજ્યો મોટાં છે પણ બૌદ્ધ તથા ખ્રિસ્તી ધર્મનાં બહુજ મોટાં છે; સગળા ધર્મની ઉત્પત્તિ એશિયામાં થઈછે પણ બૌદ્ધ, હિંદુ ને મુસલમાન એ ત્રણ ધર્મ વિશેષે એશિયામાંજ પ્રવર્ત્તમાન છે ને ખ્રિસ્તી ધર્મ યુરોપ અમેરિકામાં છે; આજકાલ હિંદુ મુસલમાન લોકની બાહ્ય સ્થિતિ નિસ્તેજ છે, બૌદ્ધ લોકની સતેજ છે અને ખ્રિસ્તી લોકની વિશેષે સબળ સતેજ છે.

૫. લોકે પોતપોતાનાં મંડળમાં પરસ્પર વહેવાર ચલાવતાં અમુક અમુક વિષયને માટે અમુક અમુક પ્રકાર–નિયમ સુન્દર ને હિતકર માનેલા છે કે જે શિક્ષણીય નીતિ કેવાયછે. જાતિગુણભેદે, દેશપ્રકૃતિભેદે ને સ્થિતિભેદે નીતિ જૂદી જૂદી છે; પ્રાપ્ત કરવાની ને વ્યવસ્થિત રાખવાની, લડાઈની ને શાન્તિની, પુરૂષની ને સ્ત્રીની, ઘરઘરની ને સમસ્તની, પ્રજાની ને રાજાની, સ્વતન્ત્રતાની ને સત્તાની, પ્રસંગપ્રસંગની ને કાળ કાળની નીતિ જૂદી જૂદી છે; અને વળી જગત્ના સઘળા લોકે સર્વકાળને માટે શ્રેષ્ઠ માનેલી એવી તેની તેજ પણ કેટલીકએક નીતિ છે. ધર્મમૂર્ત્તિકાળમાં સદાચારી તથા પ્રમાણિક જનને માટે, દેવની કૃપા સ્વર્ગનાં સુખ ને વ્યવહારયશ અને દુરાચારી તથા દુષ્ટને માટે દેવનો કોપ, નરકનાં દુઃખ, પ્રાયશ્ચિત, રાજદણ્ડ એ હતાં એટલે જેને હાલ આપણે (ધર્મથી જૂદી) નીતિ કહિયે છૈયે તે ધર્મથી જૂદી પડી નોતી; રજોગુણી યાહુદીઓમાં જોકે નીતિ ધર્મકર્મમાં ભિળાયલી હતી તોપણ તે હિંદુઓ

કરતાં આગળ પડતી જણાઈ છે. કામમૂર્ત્તિકાળમાં હિંદુસ્થાનમાં ધર્મ-મર્યાદા જાતિ તૂટી ને એકાકાર થયો કે ધર્મમાંથી નીતિ જૂદી પડી–બૌદ્ધ ધર્મે નીતિનો બોધ આપી લોક પાસે તે પળાવ્યો. અર્થમૂર્ત્તિકાળમાં હિંસા, સ્વાર્થ, લોભ, પ્રપઞ્ચ એ વધેલાં તેવામાં ક્રૈસ્ટે પોતાના લોકમાં ઉત્કૃષ્ટ નીતિ દેખાડી પણ તેઓએ તે માની નહિ. પુરાણ ધર્મે નીતિને જૂદી પાડી નહિ પણ વ્યવસાયી બ્રાહ્મણોએ રાજાને માટે ને લોકને માટે નીતિ-ગ્રન્થો લખ્યા. ક્રૈસ્ટની નીતિનાં વખાણ (આ કામમૂર્ત્તિ કાળમાં) પ્રોટેસ્ટણ્ટ ખ્રિસ્તીઓ વિશેષે કરતા જણાયછે. સત્વગુણીમાં નીતિ રહેલીજ છે ને તે સંસાર મિથ્યા માને છે એટલે તેને ધર્મજ પ્રધાન છે; ઉદ્ધત, લોભી, પ્રપઞ્ચી રજોગુણીને નીતિ અવશ્ય જોઈએ. જગતના લોકમાં સત્વગુણી તે **વિચારીનેજ** કરેછે, રજો ગુણી તે **અવિચારે** પણ કરેછે, અને સત્વરજતમાંશી તે **અવિચારે–પ્રપંચે પણ** કરેછે અથવા **અવિચારે** **અટકી** રેહેછે. તોપણ સર્વ પ્રકૃતિના લોકને માટે સત્વગુણી પંડિતોએ 'આત્મવત્સર્વભૂતેષુ'–(પોતાને વિષે તેમ સર્વને વિષે) હિતવૃત્તિ રાખવાનું કહ્યુંછે. વળી એકે કહ્યુંછે કે 'કસ્યચિત્કિમપિનો હરણીયં, મર્મવાક્યમપિનો ચરણીયં' (કોઈનું કંઈ હરણ કરવું નહિ ને મર્મવાક્ય બોલવું નહિ); તુળસીદાસે 'દયા ધરમકો મૂલ હે' એવું કહ્યુંછે; અને રજોગુણની સર્વોપરિ સામાન્ય નીતિ આ પ્રમાણે છે કે 'તું ઇચ્છે કે બિજાઓએ મારી સાથે આવી રીતે વર્તવું જોઈએ તો તું પણ તેઓની સાથે તેવીજ રીતે વરત'.* કનફ્યૂશિયસે કહ્યુંછે કે બીજાએ કરેલાં હિતનો પાડ વાળવામાં તારું હિત માનજે પણ અપકારનું વેર કદી લઈશ નહિ.

જયી યોદ્ધા પોતાના પ્રદેશની સીમ બાંધી પોતાની સત્તાની આણ વર્ત્તાવતા થયા અને એ રીતે-સત્તાવ્યવસ્થાએ પ્રકાશતાં જનમંડળ તે રાજ્ય કેહેવાયાં; પ્રલય પછી પ્રથમ મંડાયલાં રાજ્ય જૂદે જૂદે પ્રકારે શોભ્યાં પણ તે ચારેનું સત્વ લોકનાં મનતર્નનાં બળમાંજ હતું; જ્યાં મનબળ સાથે કે વિના પણ, બાહુબળેજ આગળ થઈ જીત મેળવી ત્યાં એક રાજપુરુષની, અને જ્યાં મનબળેજ બાહુદ્વારા જીત મેળવી ત્યાં ધર્મની સત્તાને લોક વશ હતા; એકજણની સર્વોપરિ અને થોડાકજણની-એક વર્ગની સર્વોપરિ એમ બે પ્રકારની રાજ્યસત્તા દેખાઈ. કાળાન્તરે યુરોપમાં (અનેક જાતના લોક એક પ્રદેશમાં વસેલા એવી સ્થિતિને લીધે) ઉપજ્યા બે પ્રકારની સાથે લોકસમસ્તની સર્વોપરિ સત્તા એવો ત્રીજો પ્રકાર પણ દેખાયો.*

---

* મનુષ્યની પ્રકૃતિમાંજ ગુણ રહ્યોછે કે જેથી તેને પોતાના જાતભાઈની ઊંડ્માં સાથે રેવું ગમે છે ને તેની મદદ લેવાની જરૂર પડેછે; એવું છે તેથીજ જ્યાં જ્યાં મનુષ્યોનો વાસ છે ત્યાં ત્યાં સર્વત્ર તેઓએ પોતપોતાનાં મંડળમાં પરસ્પર વર્ત્તવાને માટે કેટલીક નીતિ તથા રીતિ રાખી હોયછે; મંડળ મંડળના લોક કેટલાક સામાન્ય ધારા તથા કેટલીક સામાન્ય રીતિ એની મર્યાદા પાળેછે, પણ જ્યારે તેઓ કોઈએક સર્વોપરિ વ્યવસ્થિત સત્તાની (સરકારની) આણ માનતા થાયછે કે જે સત્તા (સરકાર) પોતાના તાબાના સઘળા લોકની તથા સઘળી વસ્તુઓની સમ્ભાળ રાખી શકેછે ને પડોસના લોક સાથે સલાહ લડાઈ કરી શકેછે ત્યારે તે મંડળ એક **રાજ્ય** કહેવાયછે. લોક પ્રકૃત બુદ્ધિયે, દેશ પ્રકૃતિયે, પ્રાપ્ત કરેલાં જ્ઞાને, ને મનશક્તિની કેલવણીએ તથા કર્મશક્તિયે એકબીજાથી જૂદા જૂદા હોયછે માટે તેઓની નીતિરીતિ પણ ઘણીક રીતે જૂદી જૂદી હોયછે ને તેઓની રાજ્યસત્તા પણ જૂદા જૂદા પ્રકારની હોયછે; બે મંડળના ધારા તથા રીતભાત એકસરખાં હોય ને રાજ્યપ્રકાર જૂદા જૂદા હોય. એક જણની, વધારે જણની ને સમસ્તજનની એમ ત્રણ પ્રકારની, વળી નિરઙ્કુશ કે અઙ્કુશિત સત્તા કેહેવાયછે તે તેનાં છેક બહાર પડતાં સ્વરૂપ ઉપરથી; શુદ્ધ એક પ્રકારનું સ્વરૂપ જોવામાં આવ્યુંજ નથી. સજાતિ લોકે રક્ષણશાસ્ત્રે વૃદ્ધિ ઇચ્છી તેઓમાં એક વર્ગની અથવા સમસ્તમાંથી પસન્દ કરી મુકરર કરેલા થોડાકજણની પ્રધાન સત્તા હતી ને તેઓ પણ એકની-ધર્મની આણ મનાવી અધિકાર ચલાવતા; જે સજાતિલોકે મારણશાસ્ત્રે વૃદ્ધિ ઇચ્છી તેઓમાં એક જણની અથવા થોડાક જણની નિરઙ્કુશ સત્તા હતી અને વિજાતિ લોકમાં ત્રણે પ્રકારની મિશ્ર સત્તા દેખાઈ છે.

ઊંચી સ્થિતિ સાચવી રાખવાની બુદ્ધિયે કે અશક્તિને લીધે કે અભ્યાસથી વહાલી થયલી સ્થિતિને લીધે કોઈ લોકે પોતાનું રાજ્યબળ વિશેષે રક્ષણમાં રાખ્યું; અને હીણી સ્થિતિમાંથી ઊંચી સ્થિતિમાં આવવાને સ્વભાવવૃત્તિયે કે સંકોચિત સ્થિતિને લીધે કે વિશેષ માનવૈભવને લોભે જે લોક ઉદ્યમી થયા

તમોગુણી ને તમોરજસી ચીનાઓમાં વડીલની ને રાજાની એ બે સત્તા એક પુરુષનામાંજ દેખાઈ. સત્વરજસી મીડીઆ તથા ઈરાનનાં રાજ્યમાં

---

–તેઓએ પોતાનું રાજ્યબળ વિશેષે ધસવામાં, લૂટવામાં એમ મારણમાં રાખ્યું; કેટલાક નિવૃત્તિસુખ જાળવવાને કોઈ કોઈવાર પ્રવૃત્તિમાં ઉતર્યા, કેટલાક નિરન્તર પ્રવૃત્તિમાં મચ્યા ને કેટલાક નિવૃતિસુખ આણવાને મથ્યા (એઓને પણ રક્ષણ અવશ્ય હતું કેમકે રક્ષણવિના વૃદ્ધિ નથી). અર્થાત્ પોતાના લોકનું રક્ષણ તેની વૃદ્ધિ ને ઉંચી સ્થિતિ થાય ને રેહે તેવું કરવું એ કોઈપણ રાજ્યસત્તાનો ઉદ્દેશ છે. વળી, એકની કરડી નિરંકુશ સત્તા હોય પણ તેથી લોક વ્યવસ્થિત રહેતા હોય; થોડાક જણની કે એક મોટા વર્ગની બહુ કરડી સત્તા હોય ને લોક ઘણું તથા ઉંચું સુખ ભોગવતા હોય; લોક સમસ્તની પ્રતિનિધિસત્તા ઉત્તમ મનાતી હોય પણ ત્યાં ગુણકર્મભેદે જે લોક સંખ્યા કે શક્તિયે આગળ પડતા હોય તેજ લોક વિશેષે ને ઉંચો વૈભવ કરતા હોય; સજાતિ પ્રજાને સ્વતન્ત્રતાનું સુખ આપી વખણાતું રાજ્ય પોતાની પણ બીજી જાતની પ્રજા પાસે વેઠ કરાવતું હોય–રાજ્યના સકળલોક સરખી રીતનું રાજકીય સુખ ભોગવી શકતાજ નથી; તોપણ જૂદી જૂદી બુદ્ધિશક્તિની રાજ્યસત્તાઓ પોતપોતાના પ્રદેશમાં ઘણાખરા લોકને ઘણામાંઘણું આપી શકાય તેટલું તેવું સુખ આપેછેજ. (અમુક સત્તાપ્રકાર સર્વદેશના લોકને માટે ને સર્વ કાળને માટે શ્રેષ્ઠ છે એ કે હેવું સાર્થ નથી).

યૂરોપના વિદ્વાનોના રાજનીતિ વિષયના વિચારોમાંના થોડાક અંહીં લખી રાખવા જોગ છેઃ "**એકજણની સત્તા** એવા પ્રકારનાં રાજ્યનાં સ્થાયીપણાંનો ખરો પાયો લોકનો પ્રેમ છે, ધિક્કારથી તે રાજ્ય અવ્યવસ્થિત થાયછે; લોકે બાંધેલા ધારાથી વ્યવસ્થિત ને અંકુશિત થયલી એવી એકજણની સત્તા હોય ત્યાંજ લોકનું કલ્યાણ પૂરેપૂરું જળવાયછે, એવું જે રાજ્ય તે પ્રજાસત્તાકના જેવુંજ છે કે જેમાં લોક 'બળવા કરવાનો પવિત્ર હક' શિખતા નથી પણ સઘળા જરૂરના ફેરફાર તેઓ ધીમે રહીને ખાતરીથી ને ધારા પ્રમાણે કર્યા જાયછે." "**થોડા કે ઘણા જણની સત્તા** તે ધર્મ કે રાજપુરુષ સ્થાપત થયા પછે જોવામાં આવેછે; તે રાજ્યમાં મનશક્તિ તથા નીતિયુક્ત આચરણ એ બેને પુષ્ટિ મળેછે; રાજ્યભક્તિ, આજ્ઞાંકિતપણું, ભૂતકાળનું અભિમાન, પરમ્પરાની રીતભાતને રાખવાની ઇચ્છા ને નવી રીતનો અણવિશ્વાસ એ સર્વ સ્થાયીપણાંને અનુકૂળ આવતાં છે." "**લોકસમસ્તની સત્તા** હોય ત્યાં જુના ધારા કાયદાઓને માન મળતું નથી, સૌની કબૂલાત વગર નવી ગોઠવણ કે નવા ધારા મનાતા નથી, પેહેડી દર પેહેડી નવી નવી ચંચળતાએ નવી નવી ધારાઓ અનેક જોસ્સાએ તથા અનેક શક્તિયે લોક પોતાને અનુકૂળ ધારા કરી લેછે; માણસના અમલની સત્તા ઉપર અંકોશ રાખવાને જનમતવિના બીજું કંઈજ નથી; (જનમતનું વજન અમુક અમુક ગુણ બાણી હોયછે તે ઉપરથી કેટલાકજણ તે પ્રકારનાં વ્યવસ્થિતપણાંને, સમ્મિલનપણાને ને નિયમિતપણાંને ઓછાં મૂલનાં ગણેછે); એ પ્રકાર સમાનતાના વિચારથી સ્થપાય

ધર્મની પ્રધાન સત્તા હતી પણ પાછળથી રાજાની નિરંકુશ થઈ હતી. સત્વ તમરજાંશિ મિસ્ત્રી લોકમાં ધર્માધિકારી વર્ગની પ્રધાન સત્તા હતી ને જૂદા જૂદા રાજપુરુષોની અંકુશિત કે નિરંકુશ સત્તા હતી.

---

—છે—તવંગર ગરીબ, સબળા નબળા, ઊંચાનીચા, ઘરડા બાળક, પુરુષ સ્ત્રી એ સૌ માણસપણાંનો હક રાખેછે, તેઓ ગુણે જૂદાંછે પણ માણસપણાના હકથી એક બીજાને મળી રહેછે." "એ પ્રકાર વૃદ્ધિ પામતાં મંડળમાં જોવામાં આવેછે; એને ધર્મભાવ, ઓછાં વધતાં ભાગ્ય, ઊંચકુળ ને પરમ્પરાનું પૂજ્ય માન, સત્તા ઉપર અસાધારણ આસક્તિ ને સંસારી ભોગવિલાસ એ અનુકૂળ નથી; એ પ્રકાર ઉત્તમ ક્યારે કે અધિકારીજન શક્તિમન્ત તથા પ્રમાણિક ને જનમત સમર્થ હોય ત્યારે; અધિકારીઓનું માપ ઓછું હોય, જૂદા જૂદા શખસો ગુલામ જેવા હોય (એવા કે ન ખમાય તેવો જુલમ હોય પણ પોતાના ઉપર નથી ત્યાં સુધી સાંમા થવાની ઇચ્છા કરેજ નહિ), વળી કેટલાક શખસો પોતાનાજ ફાયદાને માટે અધિકારીઓની સાંમા થયાજ કરે, તો તે રાજ્ય ચાલે નહિ." "એ પ્રકારનાં શુદ્ધ ને પૂર્ણ સ્વરૂપને મનુષ્ય પામી શકેજ નહિ, કેમકે તેનામાં સદ્‌ગુણ દુર્ગુણ એ બે નિત્ય લડેછે ને ઘણોખરો તે સ્વાર્થથીજ દોરાયછે." એક વિદ્વાન કેહેછે કે "રાજાની સત્તાનું સત્વ માન, કેવળ નિરંકુશ સત્તાનું સત્વ ભય અને સમસ્તની સત્તાનું સત્વ સદ્‌ગુણ છે;" અને બીજો કેહેછે કે "સદ્‌ગુણ હોવા એ ન બને તેવી કલ્પના છે; સત્તા તથા માનનો લાભ થવો એવું મનુષ્યના સ્વભાવમાંજ છે અને લોકના મોટા સમુદાયમાં સ્વાર્થ રહિત દેશાભિમાન હોયજ નહિ; ખરી સમાનતા થાયજ નહિ, ઘણાની ઇચ્છાથી ઉત્પન્ન થયલી સત્તા છેલ્લીવારે એકની સત્તામાં ઠરેછે, સરખી સત્તા ને સરખી સ્વતન્ત્રતા સૌ જણના કે દશજણના કે ત્રણ જણના કે વેહેચી લીવેલા કારભારમાં રહી શકેજ નહિ". એકજણ કેહેછે કે "પ્રજાસત્તા રાજ્યમાં કોહાણ થાયછે ત્યારે તે એક જણની સત્તામાં આવી પડેછે". બીજો કેહેછે કે "એક જણની સત્તા એવાં રાજ્ય જૂનાં થઈ જાય તો તેમાંથી પાછાં સતેજ પ્રજાસત્તા રાજ્ય થાયજ નહિ", ત્રિજો કેહેછે કે "કોઈ લોક ખુશીથી પોતાનું પ્રજાસત્તા રાજ્ય કાહાડી નાખી એક જાલમની સત્તાને તાબે થઈ રહ્યા નથી". **રાજ્યસત્તાનો ઉદ્દેશ** "સત્તાધારી વર્ગે પોતાને લાભ કરવો' એવો નથી પણ લોકનું—ઘણા લોકનું સારું કરવું એવો છે". "સઘળી સરકારોએ ઓછામાં ઓછા વાંધા કાહાડી શકાય તેવા ઊપાયો કામે લગાડીને ઊંચાંમાં ઊંચું સુખ કરવાને હોંસ ભર્યું શૌર્ય રાખવું જોઈએ; અણઘડ લોકમાં દરેક જણ પોતાની સઘળી સ્વતન્ત્રતા જાળવી રાખવાને મથન કરશે પણ તેને બીજાઓ કે જે પણ પોતાની સ્વતન્ત્રતા જાળવવાને તેટલાજ ખન્તી છે તેઓની તરફનું ભય છેજ; સુઘડલોકમાં દરેક જણ સમસ્તની સ્વતન્ત્રતામાં વધારો કરવાને પોતાની સ્વતન્ત્રતામાંથી થોડીકનો ભોગ આપે છે—રાજ્યના ધારાને; અને સારી સરકારે તેને રક્ષણ વગેરેથી બદલો આપવાની કાળજી રાખવી જોઇએ, નહિતો સુઘડ સ્થિતિ

સત્વગુણ પ્રધાન રાજ્યમાં શુદ્ધ સાત્વિક લોકે પરશુરામ દ્વારા સત્વ તમસી થઈ સત્વરજસી લોક જે સહસ્ત્રાર્જુન દ્વારા રજસ્તમસી થયલા તેઓનો નાશ કરી શાન્તિ આણી ધર્મની સર્વોપરિ રાજ્યસત્તા સ્થાપી-પ્રધાન

-કરતાં અણઘડ સ્થિતિ વધારે પસન્દ કરવા જોગ છે". "પ્રત્યેક રાજ્યસત્તાનાં ત્રણ અઙ્ગ છે-મંડળનું બન્ધારણ અથવા ઐક્ય ઘટના, ધારા હુકમ વગેરેનો જે અમલ ચલાવવો તે અને અમલદારી". "પ્રત્યેક રાજ્યસત્તાએ (સરકારે) મુખ્યત્વે ચાર પ્રકારની વ્યવસ્થા કરવાનીછે-દીવાની ફોજદારી ન્યાય સમ્બન્ધી, ઊત્પન્ન ખરચ, શેહેરસુધારો, લોકનું જ્ઞાન તથા સુખ ઇત્યાદિ સમ્બન્ધી, રાજ્યનું રક્ષણ કરનાર જે લશ્કર તે સમ્બન્ધી, અને માન પદવી આપવા સમ્બન્ધી". **સ્વતન્ત્રતા**-"નુકસાન ન કરતાં પોતાનું જેટલું સારું થાય તેટલું કરવું એજ ખરી સ્વતન્ત્રતા છે. ગેરવાજબી દાબમાંથી છુટી રેવાની ઇચ્છા માણસમાં સૌથી જબરો જોસ્સો છે ને તે જોસ્સો ઊંચાં મનનાં માણસમાં વધારે સતેજ હોયછે. તે જોસ્સો છે ત્યાંસુધી ગુલામ તે પૂરો ગુલામ નથી; જ્યારે તેનામાંથી તે જોસ્સો જાયછે ને બીજાની ઇચ્છાનું હું માત્ર એક જીવતું તથા હાલતું ચાલતું હથિયાર છઊં એમજ તે નિરાંતે પોતાને જોયાં કરેછે, ત્યારેજ તેનું હીણું ગુલામપણું શરુ થાયછે". "જે લોક પોતાની સ્વાધીનતા જાળવી શકવે પૂરા જબરા હોય તેઓથીજ સ્વતન્ત્રતાનું સુખ ભોગવાય કેમકે વેળાએ કોઈ જોરાવર પડોસી અથવા બે ત્રણ રાજ્ય સાથે મળી દેશ ઉપર તુટી પડે." "પ્રત્યેક રાજ્યના લોકનો ધર્મ છે કે તેઓએ સ્વતન્ત્રતાનું રક્ષણ કરવું ને રક્ષણ કરતાં તેને માટે યોગ્ય થવું." "ઊંચાં મન જ્યારે પોતાની સ્વતન્ત્રતાને અર્થે મથન કરેછે ત્યારે તે પોતાના નિશ્ચય પૂર્વક ધૈર્યથી પોતે ઉગરે છે ને પોતાના દાખલાથી બીજાને ઉત્તેજન આપેછે." "સ્વતન્ત્રતા એ ઊંચામાં ઊંચો ઇશ્વરી પ્રસાદ છે. તેને પાત્ર થવા તથા ભોગવવા રાજા તથા પ્રજા બન્નેએ ન્યાયે તથા પ્રમાણિકપણે ઊપાયો કામે લગાડવા જોઇયે. સંસાર વેહેવાર વિષયમાં સ્વતન્ત્ર સુખ એ મોટો પ્રસાદ છે. જે મંડળમાં સુધારો ઉચ્છિષ્ટ ને તુચ્છ મનાતો હોય; જ્યાં તે લાત ખાઈ દૂર રેહેતો હોય, જ્યાં ટોળીયોને લૂટને માટે જૂદા જૂદા રૂસ્તા હોય, જ્યાં સત્તાધારીઓને લોકની દાઝ ન હોય, જ્યાં ઊંચા તથા નીચા સૌ બદ ચાલનતનાં હોય, જ્યાં દેશાભિમાની ને સરકારી કામદાર આમજ સમજતા હોય કે પૈસેજ દરેક કામ કરી શકેછે ને પૈસાનેજ માટે તેઓ હરકોઈ કામ કરવાને તઇઆર હોય, જ્યાં ધર્મ વિષે ઉપલો વર્ગ બેદરકાર, વચલો વર્ગ જેવું હોય તેવું કબુલ રાખનારો ને નીચલો વર્ગ ઝનુન વાળો હોય ને સૌ સ્વાર્થનેજ જોતા હોય તે મંડળ સ્વતન્ત્ર થઈ શકેજ નહિ." **ઐક્ય**-"રાજ્ય મણ્ડળની વૃદ્ધિ ક્યારે ને શીરીતે થશે તે વિષે અનુભવી દરબારીઓથી પણ સ્પષ્ટ કરી સમજાવી શકાતું નથી ને બીજા માણસથી તો ક્યાંથી સમજાવાય, પણ જો વૃદ્ધિ કરવાની ઇચ્છા નિશ્ચય પૂર્વક છે તો જોગવાઇયો એકાએક આવી મળે તે પ્રસંગે ઉદ્દેશનો અણઘડપણે અનાદર ન કરવો ને ઉદ્યોગે વળગતાં ભય ન પામવું. ઇટલીને સ્વાધીન ને પછી સ્વતન્ત્ર કરવાને ઐક્ય એ અવશ્ય સાધન હતું; પણ

સત્તા શિષ્ટ બ્રાહ્મણોની* હતી અને જે ક્ષત્રીઓને પાછાં રાજ્ય મળ્યાં તેઓ રાજારૂપ પોતપોતાના પ્રદેશમાં સ્વાધીન સત્તાધારી હતા પણ એઓને ધર્મ તથા બ્રહ્મસભાનો અંકોશ હતો; બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય સૌ ધારાને અધીન હતા.

રજોગુણ પ્રધાન રાજ્યોમાં એક પુરુષની નિરંકુશ (નીનેવે તથા બાબિલનમાં), થોડાક શ્રીમન્ત જનની નિરંકુશ (ફીનીશીઆના નાનાં નાનાં

—તે વાત ત્રણ ચાર શૈકા તો કોઈની સમજમાં આવી નોતી; ઐક્ય થાય તો સારૂં એમ લોક ઇચ્છતા પણ ખરેખરા ઉત્કંઠિત નોતા ને તેથી તેઓએ એટલા શૈકા પરાધીન પણે જુલમ વેઠ્યો. ઇટલીના લોકને ઐક્યની ઇચ્છા કરાવામાં જોસેફ માઝીનીએ બીજા કોઇપણ પુરૂષ કરતાં ઘણીજ વધારે મેહેનત લીધી, ને એ ઉપરથી જ્યારે ૧૮૬૧ નું વર્ષ આવ્યું ત્યારે ગ્યારીબાલડીના વિચિત્ર ઉદ્યમક્રમમાં દશગણી શક્તિ વધી ને ઐક્ય પ્રથમજ શક્ય જણાયું ને તરતજ પછી ખરેખરૂં થયું—ફ્રાન્સ, આસ્ટ્રિયા, સ્પેન, દેશ બહાર થયલા ઇટલીના રાજાઓ, અને પોપ તથા કાથલિક ધર્માધિકારીઓનું આખું મંડળ એ સૌ સામાં હતાં તે છતાં." "ઈંગલણ્ડના પણ અમેરિકા જઈ સંસ્થાની થએલા તેઓએ જ્યારે પોતાની સ્વાધીનતા મેળવી ત્યારે તેઓને લાગ્યું કે હવે જો આપણે એકત્ર નામે પરદેશીઓની સાથે વેહેવાર કરવાને ને સંસ્થાની રાજ્યોનું એક રાજકીય ઐક્ય નહિ કરી રાખીએ તો યૂરોપનાં મોટાં રાજ્યોની સામાં આપણી જુદી જુદી સરકારો પોતાનો દરજ્જો રાખી શકે તેવું આપણે કરી શકનારજ નથી, વગેરે." સૈન્ય—"એક મોટો યન્ત્ર છે કે જે ગતિ આપી ચલાવનારી શક્તિ અને અનેક ભાગોની ગોઠવણમાં રહેલી શક્તિ એ બે વડે મોટું કાર્ય કરે છે. સૈન્યની પેહેલા પ્રકારની શક્તિ લોકના ઊંચા પ્રેમી વિચાર—સ્વદેશનું અભિમાન, સ્વદેશ ઉપર પ્રીતિ, સ્વદેશનું માન તથા તેના લાભને અર્થે ખન્તી લક્ષ અને સૈન્યના ત્રણ મુખ્ય તત્વ—ભક્તિ, સ્વાર્પણ ને શિક્ષાભ્યાસ એ સઘળી નીતિમાં રહી છે. સૈન્યની બીજા પ્રકારની શક્તિ તેની વ્યવસ્થાનીતિમાં રહીછે, જેમ ઘણાંક ચક્રો પોતપોતાનું કામ આબાદ કર્યાં જાય તેને માટે તેઓનું વ્યવસ્થિત સમ્મિલન અવશ્ય છે તેમ, (જુદી જુદી જાતવૃત્તિના લોક ભેળા થઈ જુદી જુદી ટુકડીઓમાં વેહેચાઈ પાછા એક મોટા સમૂહમાં સમ્પીલા આજ્ઞાંકિત—વ્યવસ્થિત તત્પર રહે). કોઈ સૈન્યમાં પેહેલા પ્રકારની ને કોઈમાં બીજા પ્રકારની શક્તિ વિશેષ હોયછે; જે સૈન્ય બન્ને પ્રકારની શક્તિ પોતાનામાં સરખે ભાગે મેળવી રાખે તે સૈન્ય યુદ્ધમાં અથાગ ભયંકર, ને ઘણુંકરીને અજિત થાય."

* એ વર્ગે બૌદ્ધધર્મના પ્રસારથી પોતાની સત્તા ખોઈ હતી પણ તેણે પોતાનું ધર્મરાજ્ય ફરીથી જાતિ બાંધી સ્થાપી વધાર્યું કે જે આજ ચાલેછે (એ રાજ્ય પાછું અવ્યવસ્થિત થતું જાયછે). આર્યરાજ્ય તુટ્યા પછી બૌદ્ધ રાજા અને રજપૂત રાજા થયા તેઓની રાજનીતિ કેટલીક રીતે જુદી પડેછે.

રાજ્યોમાં) અને સત્વાંશ વધારે એવા જે યાહુદીઓ તેઓમાં મૂસાએ ધર્મરાજ્ય સ્થાપ્યું તેમાં ધર્મની વ્યવસ્થા એક ધર્માધ્યક્ષ પુરુષ કરતો ને રાજ્યનું કાર્ય લોકના પસન્દ કરેલા ન્યાયાધીશો કરતા, પણ પાછળથી રાજ પુરુષની સત્તા નિરંકુશ જણાઈ હતી. અર્વાચીન કાળમાં મહમ્મદે ધર્મ-રાજ્ય સ્થાપ્યું ત્યાર પછી ધર્મ તથા રાજ્ય એ બન્ને વિષયમાં પસન્દ કરેલા અલીફોની નિરંકુશ સત્તા હતી.

સંકીર્ણગુણી ગ્રીક તથા રોમન રાજ્યોમાં પ્રથમ નિરંકુશ રાજાની, પછી થોડાજણની કે એક વર્ગની પ્રધાન, પછી થોડાની અંકુશિત કે પ્રજા સ-મસ્તની સર્વોપરિ સત્તા હતી પણ અન્તે પાછી એક પુરુષની નિરંકુશ સત્તા થઈ પડી હતી. રોમના ધર્માચાર્ય પોપની એકચક્રી તથા નિરંકુશ સત્તા લોકનાં મન તન બન્ને ઉપર હતી. ફ્યૂડલ રાજ્યવ્યવસ્થામાં રાજાની ઉપરાજાઓથી અંકુશિત પણ તેની ને ઉપરાજાઓની એકમેકથી સ્વાધીન પણ વળી પોતપોતાની પ્રજા પ્રત્યે નિરંકુશ સત્તા હતી. ફ્રાન્સમાં છેક નિરંકુશ નહિ પણ અંકુશને પત ન કરે તેવી રાજાની સત્તા હતી ને હાલ પ્રજાસત્તા છે. ઈંગલણ્ડમાં એકની નિરંકુશ હતી ને હાલ એકની સર્વોપરિ પણ રાજવર્ગ તથા લોકવર્ગથી અંકુશિત, ને લોકવર્ગની પ્રધાન સત્તા છે. સ્પેનમાં એકની નિરંકુશ હતી ને હાલમાં પ્રજાસત્તા હતી તે ટલી રાજાની થઈ છે. આ-સ્ટ્રિયા ને પ્રૂશિયામાં એકની નિરંકુશ જેવી પણ વ્યવસ્થિત છે. રૂશિયાના ઝારની સત્તા કઠિણ નિરંકુશ તે વ્યવસ્થિત થાયછે; અને કોન્સ્ટણ્ટિનોપલના સુલતાનની નિરંકુશ અવ્યવસ્થિત છે.

પ્રાચીન કાળમાં એકવર્ગનો–થોડાક જણનો સત્તાપ્રતાપ *આર્ય-યાહુદી ધર્મરાજે દાખવ્યો; અને કેવળ એક નિરંકુશ રાજપુરુષની ભવ્ય-

---

* આર્ય મહારાજ્યમાં ઘણાંક રાજ્યો હતાં (છપ્પન કેવાયછે) ને તેમાંનો એક ચક્રવર્તી મનાતો; રજપૂત રાજ્યો વિદેશી લોકની સામાં લડવાને સમયે સમયે ઐક્ય કરતા; જર્મનીમાં ચોતરીસ રાજ્યોછે તેમાં આસ્ટ્રિયા તથા પ્રૂશિયા એ મોટાં છે (સૂર્યવંશી અયોધ્યાનું ને ચન્દ્રવંશી હસ્તિનાપુરનું એ બે હતાં અને દિલ્હીનું તથા કનોજનું એ બે હતાં); જર્મનીના રાજાઓ વિદેશી લોકની સામા થવા ને પરસ્પર બખેડા ન થાય માટે પોતાનામાંથી એકને પસન્દ કરી મ-હારાજા ઠેરવી રાખતા કે જે બદલાયાં કરતા પણ પછવાડેથી આસ્ટ્રિયન કુળનાજ મહારાજા નીમાયાં કરતા; જર્મનીનું મહ રાજ્ય નેપોલીઅને તોડયુંહતું પણ હાલ પાછું સમ્પીલું થયુંછે ને પ્રૂશિયાનો રાજા તે જર્મનીનો મહારાજા કેવાયો છે. આર્યમહારાજ્યમાં એકેકા રાજાને ક્ષત્રી બ્રાહ્મણનાં પ્રધાનમંડળો હતાં ને સમયે સમયે શેઠ વૈશ્ય જનોની–નગરના ધનવન્તોની સલાહ લેવામાં આવતી; રા-

સત્તાનો પ્રકાશ બાબિલનનાં મહારાજ્યે ને રોમનાં મહારાજ્યે દેખાડ્યો. અર્વાચીન કાળમાં ધર્મસત્તા તથા રાજ્યસત્તા એ બન્ને એક પુરુષમાં શોભતી ખલીફે ને પોપે દેખાડી; કેવળ નિરંકુશ મહાસત્તા રશિયા દેખડાવે છે; વ્યવસ્થાથી અંકુરિત એક જણની સર્વોપરિ ઇંગ્લેણ્ડ દેખડાવે છે; અને લોકસમસ્તની વ્યવસ્થિત સત્તા યૂનેટેડ સ્ટેટ્સ દેખડાવે છે.

૭. સત્વાદિ ગુણ પ્રમાણે લોકે જે પ્રકારના જય વિશેષ દેખાડ્યા તે વિષે અહીં વળી ફરીથી આ પ્રમાણે છે.

આર્યરાજ્યમાં સાત્વિક લોકને રજસી લોક સાથે ત્રણ* મોટાં યુદ્ધ કરવાં પડ્યાં પણ તેઓએ ત્રણેમાં જીત મેળવી વેદોક્તધર્મનો પ્રૌઢ જય અખંડિત પ્રકાશિત રાખ્યો; (રાજ્ય તૂટ્યા પછી સંકરજાતિ લોક ઉપર સાત્વિક બૌદ્ધ ધર્મનું રાજ્ય હતું; પછી બ્રાહ્મણોએ પુરાણ ધર્મની સ્થાપના કીધી કે જેનું રાજ હાલ ચાલે છે. ઇરાનનાં રાજ્યનો જય પ્રદેશસમ્પત્તિ ને વૈભવમાં દીપ્યો.

આસીરીઆ—બાબિલોનીઆમાં રાજપુરુષોના મોટા જય ઘણી ઝડપથી પ્રાપ્ત કરેલી પ્રદેશસમ્પત્તિમાં ઝળક્યાં; પણ અન્તર અવ્યસ્થિતે તેથી જ્યારે ત્યારે રાજ્ય તૂટી જતાં. ફીનીશીઅન કારથેજીઅને પોતાનો જય સસ્થાન કરી વેપાર ઉદ્યમમાં દાખવ્યો. યાહુદી રાજ્યે ધર્મનીતિનો જય ને આરબ રાજ્યે ધર્મનો તથા ઝડપથી મોટા રાજ્યપ્રદેશનો એમ બે જય દેખાડ્યા પણ પાછલો તે વેલોજ અવ્યવસ્થિત થયો.

---

—જાની સત્તા પોતાના પ્રદેશમાં સર્વોપરિ હતી, (બ્રાહ્મણો તે પોતપોતાના રાજાઓના પ્રજાવર્ગમાંના હતા) પણ તે બ્રાહ્મણવર્ગના મુખી તથા વૈશ્યવર્ગના મુખી ને કોઈ કોઈ વાર રાજ નગરના સમસ્ત લોક એઓથી અંકુરિત હતી; અને ઈંગલંડમાં એકની સર્વોપરિ સત્તા તે, સરદાર સભા તથા લોક સભાથી અંકુરિત છે; આર્યરાજ્ય ધારાથી વ્યવસ્થિત હતું ને ઈંગલણ્ડનું ધારાથી વ્યવસ્થિત છે. આર્ય ધર્મરાજ્યમાં સમસ્ત લોકને ધારા આપનારા શિષ્ટ બ્રાહ્મણો હતા ને તે આઓ બ્રાહ્મણવર્ગ પોતે પાળી બીજા સૌ પાસે પળાવતો (સમસ્ત લોકના અમલદાર રુપે); અને યૂનેટેડ સ્ટેટ્સમાં સમસ્ત લોકનાં પ્રતિનિધિયોની સેનેટ સભા રાજ્ય ધારા કરેછે ને એકજણ વડી અમલદારી કરેછે. સજાતિ ને વિજાતિ સત્વગુણી ને સત્વરજતમાંશિ લોકમાં ધર્માભિમાન ને દેશાભિમાન, મર્યાદા ને સમાનતા, નિવૃતિમાં સ્વતન્ત્રતાનું સુખ અને પ્રવૃત્તિમાં સ્વતન્ત્રતાનું સુખ એટલો અન્તર દેખાય છે.

* ત્રણેના કારણપ્રસંગમાં સ્ત્રિયો હતી—રેણુકાને (પરશુરામની માને, તેની બેન (સહસ્રાર્જુનની સ્ત્રીએ) મેહેણું માર્યું હતું; સીતાને રાવણ લેઈ ગયો હતો; અને યુધિષ્ઠિરે દ્રૌપદીની હોડ કીધી હતી ને દુશ્શાસને તેનો ચોટલો ઝાલ્યો હતો.

ગ્રીસમાં બે વર્ગના ટંટા ચાલ્યા પછી પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં ને પછી લોકે* જોકે કોઈએક મોટો ઉદ્દેશ ન દેખાડ્યો તોપણ અનેક ઉદ્દેશમાં દેશપ્રીતિ, બુદ્ધિ, સુન્દરતા, સ્વચ્છન્દીપણું એ વિશેષ દેખાડ્યાં. રોમના લોકે† પરસ્પર ઘણાંક યુદ્ધ કરી અન્તે ન્યાયનો જય દેખાડ્યો (પણ જય દર્શન પ્રમાણે પાછળથી કર્મદર્શન નોતું, એ દર્શન પ્રપંચે, લૂટે ને વૈભવે પ્રકાશ્યું હતું). પોપે ખ્રિસ્તી કાથલિક ધર્મનો જય દેખાડ્યો; જર્મનોએ ધર્મશુદ્ધિ, ફ્રેન્ચોએ રાજ્યવૃદ્ધિ ને ઈંગ્લિશ રાજ્યવ્યવસ્થા એ દેખડાવ્યાં, અને હાલ પ્રુશિયન લોક સત્તાની વૃદ્ધિ (પ્રદેશ પ્રદર્શન), ફ્રેંચ સ્વતન્ત્રતાની વૃદ્ધિ (ન્યાય પ્રદર્શન) ને ઈંગલિશ સ્વતન્ત્રતાનું રક્ષણ (વસ્તુ પ્રદર્શન) કરે છે.

૮. પ્રલયકાળથી તે આજલગીમાં મનુષ્યે, શરીરના રૂપરંગ ઉપરથી ને મનની શક્તિનીતિ ઉપરથી (પછી તે ગમે તે દેશનાં હવા પાણીને વશ હતો તોપણ) તેના તેજ ત્રણ પ્રકારનું દર્શન આપ્યું છે; દેશ પ્રકૃતિ સંગતિ આદિથી જૂદે જૂદે કાળે તેણે પોતાના મૂળ સ્વભાવને જૂદે જૂદે પ્રકારે ઓછો વધતો મલિન સતેજ દેખાડ્યા છે એ પણ ખરું છે; તો હવે એશિયા યૂરોપની પ્રકૃતિ કેવી અસર કરે તે જોઈએ. એશિયાખંડ મોટો

---

* "સાદાઈ, ભલાઈ, એકમેકને મદદ કરવાની હોંસ, ગરીબના ઉપર માયાળુપણું એ સદ્ગુણ ગ્રીકમાં તેઓના ઉત્કર્ષ કાળમાં હતા તેવા યાહુદીઓમાં પણ નોતા; તેઓને ધર્મ કે નીતિ કે મર્યાદા એ અન્તઃકરણનાં નોતાં; તેનો ઊંચો વિચાર યાહુદીઓની પેઠે પવિત્રતા ઉપર કે રોમનોની પેઠે ન્યાય ઉપર નોતો પણ સૌન્દર્ય ઉપરજ હતો; એકેક જણે મળીને સમસ્તના શુદ્ધ સ્વભાવવૃત્તિનું પ્રફુલ્લપણું દેખાડ્યું; તત્વજ્ઞાનીઓએ પ્રત્યેક જનને રાજ્યના અંકોશમાં રાખવાની વાતો કરી પણ ફાવ્યા નહિ; કોઇએક મોટો વિચાર તેઓમાં નહિ તેથી ગ્રીસનાં રાજ્યનું આવરદા માત્ર ખરાં વર્ષનુંજ હતું—સોલનની પેલાં થોડાક વખતથી તે અલેકઝાંડર મુઓ ત્યાં લગીનુંજ."

† જેવા આર્યમાં તેવા ત્રણ પ્રસંગ રોમનોમાં હતા—લ્યૂક્રેશિયા નિમિત્ત રોમમાં પ્રજાસત્તાક રાજ્ય થયું; દેશનો રાજ્યાધિકાર બદલાવાનાં કારણોમાં એક પ્રસંગ વર્જિનિયાનો હતો અને પ્લીબીઅન કોન્સલને માટે ધારો થયો તેના સમ્બન્ધમાં એક વાત ફેબીઆની છે—પાટ્રિશિયન સાથે પરણેલી મોટી બેને પ્લીબીઅન સાથે પરણેલી પોતાની બેનને મેહેણું માર્યું હતું. "ધારાની આજ્ઞામાં રેવું, વડીલની મર્યાદામાં રેવું, સંકટમાં ધીરજ રાખવી ને પોતાનું માન અન્તે જાળવવું એ સદ્ગુણ રોમનોમાં તેઓના ઉત્કર્ષકાળમાં હતા તેવા યાહુદીઓમાં નોતા."

વિશાળ છે ને યુરોપખણ્ડ નાનો સઙ્કોચિત છે. વિશાળ પ્રદેશમાં ને અનુકુળ સ્થિતિમાં ઉછરેલા લોક મોટાં મનના–પરાર્થ કરનારા–સન્તોષી–સાધુ–નિસ્પૃહ–ધર્મકુળાભિમાની–નિવૃત્તિના ઉદ્યમમાં વૃદ્ધિ કરતા થાય ને સંકોચિત પ્રદેશ તથા પ્રતિકુલ સ્થિતિમાં ઉછરેલા લોક નાના મનના–સ્વાર્થ સાધનારા–લોભી કપટી–સ્પૃહાવાળા–દેશાભિમાની–પ્રવૃત્તિના ઉદ્યમમાં મચનારા થાય એ જો ખરું હોય તો એશિયાના લોકમાંના સંકીર્ણ ગુણી લોક જે સ્થિતિ ભ્રષ્ટ થઈ યૂરોપમાં હડસેલાયલા ને ત્યાં પાછા એક બીજાપર તુટી પડેલા ને પરસ્પર લડેલા ને પછી પોતપોતાની પ્રદેશસીમા નક્કી કરેલી, તેઓએ સરસાઈમાં પોતપોતાનો ઉત્કર્ષ કીધોછે. અર્થાત્ યૂરોપના લોકે નિત્યના અભ્યાસે મહાપ્રવૃત્તિ દેખાડી; જેઓમાં મૂળના રજો તમો ગુણ વિશેષ હતા તેઓ તો અતિ ક્રૂર વિકરાળ હિંસક દેખાયા ને જેઓમાં મૂળનો સત્વ વિશેષ તેઓ (ધર્મનીતિનાં અંકુશથી સમજતા થયલા તે પણ) સ્વાર્થ લોભે ને સત્તા વૈભવની તૃષ્ણાએ પ્રપંચી, ધૂર્ત ને સમયે સમયે ક્રૂર દેખાયા. એશિયામાં કોઈ કોઈ વાર મોટાં યુદ્ધ ને મોટા સંહાર થાય છે ને યૂરોપમાં નિત્ય મોટાં યુદ્ધ ને નિત્ય સંહાર થયાછે. યૂરોપના લોકે પોતાને દુર્લભ એવો ઊંચો સુધારો (પણ પ્રવૃત્તિ વિષયમાંજ) ખન્તના પ્રયત્નોથી ને અનુકુળ યોગથી પ્રાપ્ત કરી દેખાડ્યો અને એશિયાનાં લોકે હજારો વર્ષ થયાં અનેક સુધારા (નિવૃત્તિપ્રવૃત્તિના) પ્રાપ્ત કરી ભોગવ્યા. એશિયામાં તમો ગુણીએ મહત્વને, સત્વગુણીએ ઉચ્ચત્વને અને રજો ગુણીએ બહુત્વને અને સૌએજ અનન્તત્વને પૂજ્યું; યૂરોપના લોકે સમાનતાને શ્રેષ્ઠ માની ને મહાસમૂહની વ્યવસ્થાને પૂજી. એશિયાના લોક બૌદ્ધધર્મ, હિન્દુધર્મ ને મુસલમાનધર્મ પાળે છે (વળી જૂજ ખ્રિસ્તી છે ને થોડાક મ્લેચ્છ છે) અને યૂરોપનાં લોક ખ્રિસ્તી ધર્મ પાળેછે (ને જૂજ મ્લેચ્છ છે). એશિયાના લોક ભોગ તથા જોગ બન્નેથી રાચતા–તૃપ્ત અને યૂરોપના લોક ભોગથીજ રાચતા–અતૃપ્ત જણાયા છે.*

* એશિયામાં બે ચમત્કાર પ્રદેશ છે–એક સીથીઆનો ને બીજો હિન્દુસ્થાનનો. સીથીઆમાંથી કાળેકાળે જંગલી ઝુંડો નીકળ્યાં છે ને હાલ ત્યાં તાર્તર લોકોનાં સ્વાધીન રાજ્યો છે કે જેની એક બાજુએ ચીનનું ને બીજી બાજુએ રુશિયાનું રાજ આવ્યું છે; અને એજ પ્રદેશમાં પ્રલય પેહેલાં મોટું આબાદ રાજ્ય હતું એમ વિદ્વાનો કેહેછે. હિન્દુસ્થાન હજારો વર્ષ થયાં ધ્રુવની પેઠે પોતાના લોકની (સતેજ મલિન પણ) તેની તેજ સ્થિતિ દરસાવે છે, અને વળી ગુરુ દર્પણ રૂપે જગતના લોકની કાળ કાળની સ્થિતિની ઝાંખી કરાવે છે.

૯. હવે જગતના લોકની કાળે કાળે ઉત્તરોત્તર સ્થિતિ કેવી હતી તે જાણીએ.*

૧. ધર્મમૂર્ત્તિકાળમાં આવરદા લામ્બાં, બાહુબળ મોટાં, સ્વભાવ ઉદ્ધત-ઉગ્ર, બુદ્ધિનો ઉકેલ થોડો એવા લોક ઘણા હતા. પણ થોડા જણ બહુજ બુદ્ધિમન્ત હતા. લોક પોતપોતાનાં મંડળના મોટેરાઓ-અધિકારીઓની આણ મર્યાદા પાળતા ને પોતપોતાના વર્ગકુળના ધન્ધા કરતા; કેટલાએક લોક શુદ્ર, દાસ, ગુલામ એ નામે ઓળખાતા તેઓનાં ઉપર સત્તાધારીઓની ઘણી સખતી હતી. સર્વે રાજ્યોમાં ધર્મશિક્ષક જનનો વર્ગ આગળ પડતો હતો, જ્યાં જાતિભેદ નોતો ને રાજાની સત્તા મુખ્ય હતી ત્યાં પણ ધર્મ કર્મને અર્થે રાજાઓને ઉપાધ્યાઓ રાખવાની જરૂર હતી ને રાજના સહુ લોક ધર્મનીતિ વિષયમાં ઉપાધ્યાઓને વશ હતાજ; જ્યાં ધર્મશિક્ષક વર્ગની સત્તા રાજાના ઉપર હતી ત્યાં તે વર્ગ બીજા કુળનાને પોતાનામાં દાખલ કરતો નહિ (વિશ્વામિત્રે બહુ પ્રયત્ન કર્યો પણ તે રાજર્ષિ કેવાયો, બ્રહ્મર્ષિ નહિ; કર્ણે જાતિ છુપાવી પરશુરામ પાસે વિદ્યા ભણ્યો હતો) અને જ્યાં રાજાની સત્તા ધર્મશિક્ષકોપર હતી ત્યાં રાજા પરધર્મીને પણ ઉપાધ્યાયના ધંધામાં દાખલ કરતો, (બાબિલનમાં ડાનીઅલ યાહુદી બાલદી ઉપાધ્યાઓમાં મુખ્ય પદવી ધરાવતો). ઉપાધ્યાય વર્ગ ઈશ્વર-રાજ્ય-કુળ-ઘર એ સમ્બન્ધી વિચારો કરતો તથા નિયમ બાંધતો ને જ્યોતિષ ગણિત શિલ્પ સમ્બન્ધી પણ વિદ્યાભ્યાસ કરતો; જાતિભેદવાળાં રાજ્યમાં વૈશ્ય તથા સઙ્કર જાતિ સદા એતી વણજ હુનરમાં સ્વસ્થપણે ઉદ્યમી હતી ને જાતિ ભેદ રહિત રાજ્યોમાં ઊંચી કારીગરીના હુનરો વધારે હતા; વાણ એડવાના

---

* ટ્રોયની લડાઈ થઈ (ઈ૦ સ૦ પૂ૦ ૧૧૮૪) તે કાળમાં ઉત્તર તથા પશ્ચિમ યૂરોપમાં કોઈ લોક (કેલ્ટ ટયુટન વગેરે) વસતા હતા કે તે પ્રદેશ ઉજડ હતો, વળી જેટલી પૃથ્વીની જાણ હાલ છે તેટલીમાં બધે માણસો હતાં કે નહિ એ વિષે આપણને પૂરી જાણ નથી માટે જેટલા પ્રદેશના લોક આપણી થોડી ઘણી જાણમાં આવ્યા તેટલાજ પ્રદેશના લોક અથવા તેમાંના જેટલા આગળ પડતા જણાયા તેટલાનેજ જગતના લોક સમજવા. અને સ્થિતિ શબ્દથી મંડળ મંડળના લોકની પોતપોતાની અથવા સમગ્રની શ્રેષ્ઠ સ્થિતિ સમજવી; સ્થિતિ બે પ્રકારની છે-અન્તરની ને બાહ્યની, સ્થાયી ને અસ્થાયી, ધર્મની ને રાજ્યની, ને બન્ને મળીને એક સ્થિતિ સ્વરૂપ જાણવું. એ સ્વરૂપ પૂર્વ દર્શનોમાં યથાસ્થિત દાખવ્યાં છે પણ અહીં ઉપસંહાર રૂપે સંક્ષેપમાં ફરી લખ્યાં છે.

હુન્નરમાં ને સંસ્થાનોના વેપારમાં જૂજ* લોક હતા. કેટલાક લોકમાં એક જગદીશ્વરનું જ્ઞાન સતેજ હતું ને કેટલાકમાં ઝાંખું કે નહિ જેવું હતું; કેટલાકમાં તત્વદેવતાઓનાં સ્તવન અને કેટલાકમાં પશુ પક્ષી વૃક્ષના ને કેટલાકમાં વિચિત્ર તથા ભયઙ્કર મૂર્ત્તિઓનાં પૂજન હતાં; હોમ બલીનાં કર્મ સર્વમાં હતાં. એ કાળના સઘળાં રાજ્યોમાં સૌથી મોટું સબળું ધર્મરાજ્ય આર્યાવર્તનું† હતું.

## આર્યધર્મરાજ્ય.

સજ્ઞાનનિવૃત્તિના આનંદના ભોક્તા મનુ તથા સપ્તર્ષિ એઓએ પોતાની પ્રજાનાં શુદ્ધ હિતને અર્થે વેદોક્ત ધર્મ સ્થાપ્યો; બ્રાહ્મણોએ સ્મૃતિઓ કરી ધર્મરાજ્યની વ્યવસ્થા કીધી; અને રાજા પ્રજા 'સબાહ્યાભ્યન્તર: શૂચિ:' પાળતાં, ગાયત્રીને જપતાં, ઈષ્ટદૈવત દેવતા પાસે પ્રસાદ વાઞ્છતાં, આશ્રમ પાળતાં, કુળમર્યાદા રાખતાં, સંસારયશ દાખવતાં પોતાનો સમગ્ર જયાનન્દ મહાયજ્ઞોમાં પ્રકાશિત કરતાં—ઓમ્ શાન્તિ: શાન્તિ: શાન્તિ:નો ઘોષ કરતાં. (અને પછી વડીલો જ્યેષ્ઠ પુત્રને સંસાર સોંપી

---

* ફીનીશીઅનો; (ચીનાઈના લોક પણ કરતા). આર્ય, મિસ્રી, ઈરાની એઓએ ખેતીનો ઉદ્યમ વધારી રાખ્યો હતો. (ઈરાનીઓને વાણના ધન્ધાનો ઘણોજ કણ્ટાળો હતો; આર્ય મિસ્રી યાહુદી એઓની નીતિ પરદેશીઓના સમ્બન્ધથી દૂર રેવાની હતી).

† યુદ્ધધર્મ, યુદ્ધકૌશલ્ય ને યુદ્ધપરાક્રમ એ ત્રણ વિષયમાં જુદા જુદા મુકાબલો આર્ય ક્ષત્રી સેનાની ને બીજા દેશના સેનાની એઓનો કોઈ કાબેલ લશ્કરી શખ્સે કરવો (કવિતા રૂપ અતિશયોક્તિ બાદ કરીને); ને મહાભારતનાં યુદ્ધ વ્યૂહ ઉપર પણ વિચાર આપવો. એક અંગ્રેજી ગ્રન્થમાં, હાનિબલ પેલો, નેપોલિયન બીજો, અલેકજાણ્ડર ત્રીજો ને સીઝર ચોથો એ પ્રમાણે ક્રમ લખ્યો છે.

એક અઙ્ગ્રેજી ગ્રન્થમાં મનુને ઈ૦ સ૦ પૂ૦ ૮૦૦ થી તે ઈ૦ સ૦ પૂ૦ ૧૨૮૦ લગીમાં આણે છે; આર્ય જન પૂર્જાબ હતાં તેવામાં વેદ (છન્દ) પ્રગટ થયા—૧૨૦૦ થી તે ૧૦૦૦ લગીમાં; ધર્મકાર્યમાં ઉપયોગી પડતા મન્ત્રો જુદા પાડવામાં આવ્યા તે ૧૦૦૦થી તે ૮૦૦ લગીમાં; ક્રિયમાણની સમજણના ગ્રંથ—બ્રાહ્મણ તે રચાયા ૮૦૦ થી તે ૬૦૦ લગીમાં અને ઈશ્વરજ્ઞાન તથા બ્રાહ્મણ એની ગુચવણ મટાડવાને સૂત્ર રચાયાં તે ૬૦૦ થી તે ૨૦૦ લગીમાં (ઈ૦ સ૦ પૂ૦). એક જણ કેહેછે કે વેદની ભાષાથી મનુસ્મૃતિની ભાષા જુદી છે, જેમ બારટેબલની લાટિનથી (૩૦૦ વર્ષ) લ્યુક્રેશિયસની લાટિન જુદી પડી છે તેમ.

પોતે જીવ કાયાનો, સ્વર્ગ નરકનો, આત્મા પરમાત્માનો, જન્માન્તરનો ને મુક્તિનો વિચાર કરવાને વાનપ્રસ્થ સંન્યસ લેતા). હિન્દુઓ 'રામરાજ્ય'ને સર્વોત્તમ સમજે છે તો તે કેવું હતું? શૂદ્ર જાતિ ધોબી રાજાનો દોષ લવ્યો પણ તેટલા ઉપરથી રાજાએ જનમત શુદ્ધ સબળ રાખવાને પોતાની સાધવી પ્રિયસ્ત્રીનો ત્યાગ કીધો,—કે રાજાના અન્યાય અથવા લમ્પટપણાં વિષે કોઈને લેશ પણ શંકા ન રહે; પ્રજા સર્વપ્રકારે સંરક્ષિત, રાજભક્ત ને સમયે સમયે રાજા પ્રતિ પોતાના વિચાર જણાવવે નિર્ભય હતી; વશિષ્ઠ, વામદેવ, જાબાલી એ શિષ્ટ બ્રાહ્મણો હતા; સૂર્યવંશી પછી ચન્દ્રવંશી રાજા થયા; પાંડવ કૌરવનું (ધર્માધર્મનું) યુદ્ધ ચાલું જેમાં પાંડવોએ કૃષ્ણની સહાયતાથી ધર્મનો જય દાખવ્યો—યુધિષ્ટિર શક ચલાવી ચાલતો થયો.*

૨. કામમૂર્ત્તિકાળ—આર્યરાજ્ય તૂટ્યું. ઈજીપ્ટનું રાજ્ય ઈ૦ સ૦ પૂ૦ ૧૬ મા સૈકાથી તે દશમા લગી માહેથી અવ્યવસ્થિત છતે પણ બહારથી સિસોસ્ટ્રિસ વગેરેનાં પરાક્રમથી આબાદ દેખાતું પણ પછી આરબ ને ન્યૂબીઅન પરદેશીઓએ તેને પીંખી નાખ્યું હતું; જૂના રાજયવંશમાંના સેમ્મેટિકસે (૬૫૬) ને તેના દીકરાએ ઈજીપ્ટને પાછું દીપાવ્યું પણ નેબુકડનેઝર બીજાના મારથી માંદું પડી પીલુશીઅમની લડાઈથી સૈરસને તાબે થઈ રહ્યું (૫૨૫). યાહુદી રાજ્ય સોલોમનની કારકીર્દીમાં છેલ્લા પ્રકાશ કરીને

---

* કેટલાક જન અજ્ઞાન કે વિકળ સ્થિતિથી નિવૃત્ત કે પ્રવૃત્ત રહેછે, કેટલાક સજ્ઞાન નિવૃત્તિમાં રાચેછે, સજ્ઞાન નિવૃત્તિ વાળા વેળાએ વેળાએ પ્રવૃત્તિ કરેછે ને કેટલાક સજ્ઞાન પ્રવૃત્તિમાંજ રાચેછે; શુક યોગી, રામ રાગી ને કૃષ્ણ ભોગી કેવાયછે. આર્ય રાજ્યની વ્યવસ્થા તે એક મહાકુટુમ્બની વ્યવસ્થા હતી—વડીલોએ પોતાની પ્રજાની સંખ્યામાં, બુદ્ધિમાં ને તેનાં સુખમાં વૃદ્ધિ ઇચ્છી ને એને માટે ધર્મ પ્રવર્ત્તાવ્યા. આર્ય પંડિતોનો સિદ્ધાન્ત આ કે અન્તર નિત્ય છે ને બાહ્ય અનિત્ય છે માટે અન્તરને અવશ્ય પ્રકાશિત કરી રાખવું; જ્યાં સુધી અન્તરનો પ્રકાશ પૂરે પૂરો થયો નથી ત્યાં સુધી તે અનેક દેહના સમ્બન્ધમાં રેહેછે, કર્મ કરેછે, સુખ દુઃખ ભોગવે છે અને એમ કર્મ કરતાં ને જ્ઞાન પામતાં જ્યારે તે શુદ્ધ ઉચ્ચ થાયછે ત્યારે તે છેલ્લી દેહને છાંડી નિજ સ્વરૂપમાં મળી રેહેછે, માટે, અન્તરના પ્રકાશને માટે કર્મ કરવાં ને જ્ઞાન પામવું, જ્ઞાન પામવું ને કર્મ કરવાં એમ ઉત્તરોત્તર ઉચ્ચસ્થિતિ કર્યાં કરવી—પ્રત્યેક જણે પોતાની ઇચ્છામાં આવે તે પ્રકારે પણ સત્ય તથા વ્રતને દૃઢ પાલીને અને પ્રસંગ તથા ન્યાયને વિચારીને.

પછી બે કકડામાં વેંચાયું(૯૭૫) ને પછી ઇસ્રાએલનું ૭૨૧ માં ને જૂડીઆનું ૬૦૬ માં નાશ પામ્યું. બાબીલનનાં જૂનાં રાજને નીનેવેનાં નવાં રાજ્યે તાબે કીધું (૧૯૬૮) ને સેમિરામિસે નીનેવેનાં રાજ્યની જાહોજલાલી દેખાડી; પછી રાજાઓ એશ આરામમાં ગુલતાન હતા ને સારડેનાપાલસે બંડખોરોને લડાઇઓ આપી પણ તે હાર પામી ચીડાઇને બળી મૂઓ (૭૫૯); તેનાં મોટાં રાજ્યના ત્રણ થયાં—નીનેવેનું, બાબીલનનું ને મીડીઆનું; બાબીલને-બીજાં બેને ને વળી બીજાં ઘણાંકને પોતાના તાબામાં આણ્યાં અને બાબીલનનાં મોટાંને ને વળી બીજાંને ઇરાનના સૈરસે પોતાના કીધાં (૫૪૫–૫૩૬). યૂરોપમાં ગ્રીસના રાજ્યોમાં ઘણાક ફેરફાર થયા પછી પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં હતાં, ધારાઓ બંધાયા હતા ને આથેન્સમાંથી હીપીઅસને હાંકી મેલવામાં આવ્યો હતો (૫૧૦); રોમનું રાજ્ય ૭૫૩ થી ચાલતું ત્યાંથી પણ ટાર્કિવન રાજાને હાંકી મેલવામાં આવ્યો હતો (૫૦૯). આફ્રીકામાં કારથેજનું રાજ્ય નવમા સૈકામાં મંડાયલું તે છઠા સૈકામાં જોરાવર થતું હતું. જે રાજ્યો છેક અવ્યવસ્થિત હતાં તે પૂરાં તુટ્યાં; જેઓએ જેઓનું પરાધીનપણું ભોગવ્યું હતું તેઓએ તેઓને પરાધીન કીધાં ને પછી સૌ એક નવી સત્તાને અધીન થયાં; અને કેટલાંક નવાં મંડાયાં. કામમૂર્ત્તિકાળમાં* રાજ્યમાંહે ને બહાર સત્તા ને સ્વતંત્રતા એ બેના યુદ્ધ ચાલ્યાં ને જગતના લોકની સ્વતંત્રતાએ હિંદુસ્થાન, ગ્રીસ, ને રોમ અહીંના લોકદ્વારા પોતાના સુંદર દર્શન કરાવ્યાં.

---

* ઓલિમ્પિયડ શકના આરંભથી (૭૭૬) તે શિકન્દરનાં મરણ (૩૨૩) લગીના કાળને પૂર્વદર્શનોમાં કામમૂર્ત્તિ માન્યોછે પણ બૌદ્ધ ધર્મનો જય, રોમનો કારથેજ ઉપર પેહલો જય ને સીરીઆના તાબાનું પારથીઆ સ્વાધીન રાજ્ય થયું તે જય એ ત્રણના પ્રસંગ સમાવવાને પોણોસો હસી વર્ષ વધારાય.

એ કાળમાં ઇજીપ્ટ તથા બાબીલન, વેપાર, કારખાનાં ને હુન્નરને માટે વખણાતાં; અને ગ્રીક તથા કારથજીનીઅન એઓ સંસ્થાન સ્થાપતા ને વેપાર કરતા; (રોમનો દક્ષિણ હિંદુસ્થાન સાથે વેપાર કરતા થયલા તે ઇજીપ્ટ મહારાજ્યમાં જોડાયા પછી ૮૦ વર્ષ).

## હિંદુસ્થાન.

યુધિષ્ઠિર પછી થોડોક કાળ હસ્તિનાપુર દીપ્યું પણ પછી મગધ વખણાતું થયું હતું. જૂના રાજવંશ થોડા ને નિર્મોલ હતા; કેટલાક દેશી શૂદ્રે રાજગાદી ઝડપી હતી ને કેટલાક વિદેશી લોકે રાજ્ય કીધાં હતાં; કપિલ કણાદના ગ્રન્થો ઉપરથી ઘણાક શૂન્ય વાદ પ્રગટ થયા હતા, આસ્તિક નાસ્તિક વિદ્વાનોમાં યુદ્ધ ચાલ્યાં હતાં, લોકસંશયી થયા હતા; એ સ્થિતિમાં બુદ્ધે (ઈ૦ સ૦ પૂ૦ ૫૪૩ કે ૪૭૭) વેદોક્ત ધર્મની તથા બ્રાહ્મણની સત્તા તોડી ને (ઘણાક બ્રાહ્મણ શિવાયે) હિંદુસ્થાનના ઘણાખરા લોકે નવો ધર્મ પાળવા માંડ્યો. એ ધર્મથી કોઈ પણ જાત કુળનાં પુરુષ સ્ત્રીને સાધુ આર્જ્ઞ થવામાં પ્રતિબન્ધ ન રહ્યો અને બ્રાહ્મણ કુળ અધિકારી હતું તે

## ગ્રીસ.

ગ્રીક લોક એક પાસથી પોતપોતાનાં વહાલાં નાનાં નાનાં નગર રાજ્યોને વ્યવસ્થિત કરતા ને બીજી પાસથી પરસ્પર સ્પર્દ્ધા રાખતા તથા લડતા; તેવામાં, ઈરાનના લશ્કર ગ્રીસ જીતવા આવવા લાગ્યા; તરતજ સઘળાં રાજ્યે સામાન્ય રક્ષણને અર્થે ઐક્ય કીધું અને આથીનિયન તથા સ્પાર્ટન એ બેએ આગેવાન થઈ ખુશકીએ તથા વાણે લડાઈયો આપી ઈરાનના મહારાજ્યનાં મોટાં મોટાં લશ્કરોને પીંખી નાખી હાંકી કાડી દેશાભિમાનનો જય દેખાડ્યો (૪૯૦ થી તે ૪૬૫ ઈ૦ સ૦ પૂ૦) પેરિક્લિસે આથેન્સને શોભાવ્યું પણ પછી પાછી આથેન્સ સ્પાર્ટા વચ્ચે લડાઈઓ ચાલી અને ગ્રીસનાં રાજ્યો

## રોમ.

ઈ૦ સ૦ પૂ૦ ૭૫૩ થી મંડાયળાં રોમના રાજ્યમાં રાજાની સત્તા હતી તે ૫૦૯ માં કાઢી નાખી રોમનોએ પોતાનું પ્રજાસત્તાક રાજ્ય કીધું; પ્રધાન સત્તા કુલીન સરદાર વર્ગના હાથમાં હતી ને એઓ લોકના રાજકીય હક લૂટી તેમને દુઃખી કરતા; લોકે સામા થવા માડ્યું ને સરખા હક માગતાં રાજસભા પાસે નવા નવા ધારા મંજુર કરાવ્યા; છેલ્લીવારે, પાત્રિશિયન પ્લીબિયન વચ્ચે લગ્ન થવા સમ્બન્ધી ને બન્નેમાંથી એકેકો કોન્સલ થાય તે સમ્બન્ધી ધારાઓ થયા, ૩૬૬. ન્યાયબુદ્ધિ ને વૃદ્ધિ પામતી સ્વતંત્રતા એ બેથી રોમનગરીનું રાજ્ય એવું તો દૃઢ વ્યવસ્થિત થયું કે પછી એકસમ્પી રોમનોએ આજુબા-

ટળી લોકમાંનો સાધુવર્ગ ધર્મનો ઉપદેશ કરતો થયો. ગ્રીસના શિકન્દરને પંજાબના પોરસે લડાઈ આપી (૩૨૬) ને ચાણાક્ય નામના બ્રાહ્મણની ખટપટથી ચન્દ્રગુપ્ત તે છેલ્લા નન્દ રાજાને મારી પાટલીપુત્ર નગરની ગાદીએ બેઠો (૩૧૫) ત્યાર પછી અશોક રાજા ચક્રવર્ત્તી થયો તેણે મોટી શભા ભરી (૨૪૨) હિંદુસ્થાનમાં ને બીજા દેશોમાં ઉપદેશકો મોકલી બૌદ્ધ ધર્મનો જય પ્રકાશ દાખવ્યો.૧

અવ્યવસ્થિત થયાં; ગ્રીસના માસીડનના ફ્રીલીપે તે સહુને તાબે કીધાં ને પછી શિકન્દરે ઈરાનનાં મહારાજ્યને જીતી પોતાને વિજયી કેવડાવ્યું (૩૩૧). સ્વચ્છન્દી ગ્રીક લોકે થોડા કાળમાં તૈયાર થઈ પૂર્ણ દેશાભિમાન તથા મથન કરતી સ્વતંત્રતા એના જય દેખાડયા એટલુંજ નહિ પણ કવિતા ભાષણ, તત્વજ્ઞાન અને શિલ્પાદિકલા એમાં પણ ઊંચા યશ દેખાડયા.૨

જુનાં રાજ્યોને જીતી, ઈટલીમાં લડવા આવેલા પીરહસને હરાવી ઈટલીનું ધણીપણું પામી કારથેજ સાથે પેહલી લડાઈમાં જીત મેળવી યૂરોપમાં પોતાની રાજ્યનીતિનો જય દેખાડયો.૩

---

૧. બૌદ્ધ ધર્મે (ન્યાય બુદ્ધિના ધર્મે) અનન્તતા, પ્રત્યેકની સ્વાધીનતા, સૌની સમાનતા, પરમાર્થ, જન્માન્તર, નિર્વાણ એ વિષે જ્ઞાન આપ્યું અને અહિંસા, જિતેન્દ્રિયપણું, સત્ય વેવાર, બૌદ્ધોની પ્રતિમાનાં સ્તવન પૂજન એના ઉપર લોકનો ભાવ બેસાડયો; જેમ સહનશીલતા, ક્ષમા, મૌન્યવૃત્તિ, શાન્તિ, જ્ઞાન વધારે વધારે તેમ બુદ્ધિસત્વ વ-

૨. દરેક ગ્રીક સમજતો કે હું પ્રજાજન રુપે મારાં નગર રાજ્યની સેવા કરવાને અવતરેલો છઊં, ને એ વિચાર જ્યાં સૂધી સૌનામાં હતો ત્યાં સૂધી સઘળાં રાજ્ય સામાન્ય રક્ષણને અર્થે સમ્પીલાં થતાં ને સૌ ગ્રીક કોડે ને હોંસે પોતપોતાની એવી અનેક પ્રવૃત્તિનાયશ દાખવતા. (સ્વાર્થ બુદ્ધિવધી કે તેઓનો સમ્પ તૂટ્યો). ગ્રીક સ-

૩. સપ્તર્ષિ (તારારુપે અમરછે!) પૂર્વજ વાળું આર્યરાજ્ય તે એક મોટાં કુટુમ્બની વ્યવસ્થા હતી અને સપ્તશૃંગી રોમ નગરીનું રાજ્ય તે અનેક જાતના લોકની એક નાનાં કૃત્રિમ કુટુમ્બની વ્યવસ્થા હતી; બન્નેની વ્યવસ્થા પ્રૌઢ હતી; બંનેમાં જાતિયો હતી; એકમાં ક્ષત્રી, બ્રાહ્મણ સામાં લડ્યા પણ ફાવ્યા નહિ ને બીજામાં લીબી

૩. અર્થમૂર્ત્તિકાળમાં (ઈ૦ સ૦ શૈકા પાંચ સુધી) હન લોકનાં ટોળાં ચીન ઉપર તૂટી પડયાં ને તેઓની શુંસરી તળે ચીનાઓ અવ્યવસ્થિત હતા; ને એ અવ્યવસ્થિતપણામાં તેઓએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો. ઈ૦ સ૦ પૂ૦ ૨૫૬ માં પારથીઆનું રાજ નવું મંડાયું હતું તેણે રોમનોને ટક્કર આપી પોતાની સ્વાધીનતા જાળવી હતી પણ ઈ૦ સ૦ ૨૨૬ માં ઈરાનનું નવું રાજ્ય સ્થપાયું તેણે પારથીઆનાં રાજ્યને તોડયું હતું. રોમે, કારથેજનાં રાજ્યને, શિકન્દર પછી મણ્ડાયલાં ગ્રીક રાજ્યોને ને બીજાં કેટલાંકને જીતી અનર્ગળ સમૃદ્ધિનો વૈભવ કીધો; સીઝર ને ઓગસ્ટસ એ બે પ્રકાશ્યા. પણ પછી મહારાજ્ય અસ્તવ્યસ્ત થયું; એ સ્થિતિમાં રોમનોએ ખ્રિસ્તી

---

—ધારે વધારે નિર્મળ સબળ પ્રકારા કરી, જન્માન્તરથી મૂકાઈ પોતાનાં મૂળ સ્વરૂપમાં શાન્તિ પામીજાય તે મુક્ત સ્થિતિ—નિર્વાણ છે. ધર્મ શિક્ષક સાધુમંડળોની વ્યવસ્થા પ્રૌઢ ને ધર્મકર્મની પદ્ધતિ ગભીર સુન્દર હોવાથી ધર્મનો બોળો પ્રસાર થયો. (હિંદુસ્થાનમાં બુદ્ધ થયો ત્યાર પછી બે હજાર વર્ષે જર્મનીમાં લ્યૂથરે ખ્રિસ્તી કાથલિકધર્મની-પોપની સત્તા તોડી હતી).

(રાવણ સીતાને લઈ ગયો પણ એ તેને વશ થઈ નોતી. જ્યારે તે નિર્દોષ ઠરી ત્યારે તેનો રામે અંગિકાર કીધો હતો. દ્રૌપદી પાંચજણની સ્ત્રી હતી ને કૃષ્ણને ઘણી સ્ત્રી હતી. અહલ્યા, તારા, સીતા, મન્દોદરી ને દ્રૌપદી એ સતી કહેવાયછે).

—મસ્તનો જયાનન્દ દેવ યાત્રાઓમાં રાજતો.

હેલન પારિસને વશ થઈ તેની સાથે જતી રહી; લડાઈ પત્યા પછી તે મેનલેઅસ પાસે પાછી આવી ને એણે તેને રાખી). ગ્રીક સ્ત્રિયોને પુરુષ મંડળમાં ભળવાની છૂટ નોતી; સ્પાર્ટાની સ્ત્રિયોના વખાણ છે.

—અને પાટ્રિશિયન સામાં લડી ઘણીવારે પણ સમાન હક લીધો. રોમનોનો જયાનન્દ જયી યોદ્ધાઓના રસાલામાં ને રંગઅખાડામાં દેખાતો.

લ્યુક્રેશિયા, રાજપુત્રના બળાત્કારને તાબે થઈ પણ પછી તે પોતાના પેટમાં કટાર મારી મરી ગઇ હતી. રોમન સ્ત્રિયોમાં કેટલીકે પુણ્યપણામાં ને સદ્ગુણમાં ઊંચા દાખલા આપ્યા છે.

ધર્મ સ્વીકાર્યો ને પછી પૂર્વનું તથા પશ્ચિમનું એમ બે રાજ્ય થયાં ને પછી જંગલી ટોળાંઓની દોડાદોડીથી પશ્ચિમનું રાજ્ય નાશ પામ્યું. હિંદુસ્થાનમાં રજપૂત કેવાતા રાજાઓએ રાજ્ય માંડયાં–વિક્રમ, ઊત્તર હિંદુસ્થાનનો (આર્યાવર્ત્તનો) ચક્રવર્તી રાજા થયો ને શાલિવાહને દક્ષિણમાં શક ચલાવ્યો; બ્રાહ્મણોએ પુરાણોક્ત ધર્મ પ્રવર્ત્તાવ્યો.*

૪. ધર્મમૂર્ત્તિકાળ (બીજીવારનો; શૈકા ૬–૧૫).

**પૂર્વ તથા દક્ષિણ એશિયા.**

**ચીનનું** રાજ્ય, તાંગ વંશના રાજાઓની કારકીર્દીમાં (૬૧૮–૯૦૭) બળ તથા સમૃદ્ધિમાં શોભ્યું; ને સોંગ રાજ્યવંશ જે ૩૧૯ વર્ષ ચાલ્યો તેના રાજા શક્તિમન્ત ને સદ્‌ગુણી હતા; ૧૨૭૯ થી મો-

**મધ્ય તથા પશ્ચિમ એશિયા.**

**મહમ્મદે** મક્કેથી મદીને આવી પેગમ્બર તથા રાજનું માન પામી (૬૨૨) શત્રુઓ સામાં લઈ મક્કા લીધું (૬૨૯) ને આખાં આરબસ્તાનમાં મુસલમાન ધર્મની તથા પોતાની આણ વર્ત્તાવી–લોકને વ્યવ-

**દક્ષિણ તથા પશ્ચિમ યૂરોપ.**

**ગ્રીકરાજ્ય** જે જંગલી ટોળાંઓના સંહારથી ઉગરચું હતું તે જસટિનિયની કારકીર્દીમાં (૫૨૭–૫૬૫) વૃદ્ધિ પામી સતેજ થયું; (તેણે રોમન ધારાઓનો સંગ્રહ કરાવ્યો હતો ને રેશમના પાકનાં કાર-

---

* જગત્કર્ત્તા કોઈ પરમેશ્વર નથી એવું કેનારા ને બુદ્ધોની પ્રતિમાનાં પૂજન કરનારા લોકને અનુકૂળ આવે તેવા પ્રકારનો ધર્મ બ્રાહ્મણોએ પાછો હિંદુસ્થાનમાં દાખલ કીધો; જગત્કર્ત્તા એક છે ને તે સર્વવ્યાપક છે એ જ્ઞાન આપ્યું; લોક એકદમ મૂર્ત્તિ કાડે નહિ માટે આમ એ ત્રિગુણના ત્રણ મોટા દેવ સ્થાપી અનેક દેવતાની ઉપાસના ને મૂર્ત્તિયો કરાવી. મૂર્ત્તિ પૂજ, ધ્યાન ધર, જપ કર પણ એકને જાણ ને પામ અથવા ઊંચી ગતિ કે ધાર્યું સુખ પામવાને અમુક દેવને સાધ, મૂર્ત્તિ માત્ર નિમિત્ત સમજ, ભાવ એજ સત્ય છે, બીજું કંઈ કરવું ન ગમે તો રસ ભરી કથા સાંભળ, મલિન ન રહે–આચાર પાળ, એ શિક્ષા આપી ને ધર્મરાજ્યની વ્યવસ્થા મુખ્ય બે જાતિમાં રાખી: પોતે (બ્રાહ્મણ) ને લોક–ગુરુ ને શિષ્ય–ગોર ને જજમાન.

મોઝીઝે ભયે તથા શસ્ત્રે અપાત્રને બોધિત કીધા હતા પણ ક્રૈસ્ટે કુપાત્રને સાત્વિક બોધ કીધો તે તેઓએ લીધો નહિ પણ તે લેવાને ગ્રીક જે પાત્ર હતા તેઓએ પ્રસન્ન થઈ સ્વીકાર્યો.

ગલવંશ ચાલ્યો; અને ૧૩૬૮ માં એક ચીનાએ વિદેશી મોગલ સત્તાધારીઓને હાંકી કહાડી મિંગ રાજ્યવંશ સ્થાપ્યો ને મહારાજ્યે પ્રકાશ કીધો.

હિંદુસ્થાનમાં બ્રાહ્મણોએ પુરાણ ધર્મ પ્રવર્ત્તાવેલો તેથી ઘણાક દેવતાઓની ઉપાસના ચાલી હતી, વામ માર્ગ—શક્તિ માર્ગ વધ્યો હતો ને બૌદ્ધ જૈન પન્થો પણ હજી હતા; પણ આઠમા શૈકામાં **શંકરાચાર્યે** મતવાદી પંડિતોને જીતી બ્રાહ્મણ ધર્મની વ્યવસ્થા કીધી—વિદ્વાનોને માટે એક નિર્ગુણ બ્રહ્મ સ્થાપ્યું ને લોકને માટે **શક્તિ** યુક્ત **શિવનું** પૂજન રાખ્યું. રજપૂત લોક બ્રાહ્મણ ધર્મ પાળતા ને તેઓનાં ઘણાંક રાજ્યો હતાં પણ તેમાં કનોજ તથા અજમેર દિલ્હી—સ્થિત રાખવાને **કુરાન** આપ્યું. ખલીફોની કારકીર્દીમાં એક પાસ ઓક્સસ તથા સિન્ધુનાં કાંઠાલગીનો ને બીજી પાસ કાસ્પિયન તથા યૂક્સૈન એના કાંઠાથી તે ઇજીપ્ટ, ઉત્તર આફ્રિકા ને સ્પેન લગીનો (અર્દ્ધચન્દ્રાકાર) એટલો મોટો પ્રદેશ (૭૧૪ સૂધીમાં) આરબરાજ્યમાં ગણાયો ને ઘણા ખરા લોક મુસલમાન થયા હતા. પછી મહારાજ્યના પ્રદેશોમાં જૂદા જૂદા સત્તાધારી થયા; ખલીફે તુરકને ફોજમાં રાખેલા (૮૪૧) તેઓનું જોર વધ્યું ને પછી (૯૪૪ થી) બગદાદનો ખલીફ તે રાજ્ય રહિત, માત્ર ધર્મનોજ આચાર્ય રહ્યો. સલજુક તુરક જે ગિજનીનાં જોરાવર રાજ્યમાં હતા તેઓએ તે રાજ્ય તોડ્યું (૧૦૩૮) ને તોગ્રલે પોતાનું મહાખાનાં મંડાવ્યાં હતાં); પણ પછી રાજ ગાદીના ટંટા, ધર્મના ટંટા (મૂર્ત્તિમંડન ખંડનના) અને આરબ તુરકના હુમલા એથી રાજ્ય અવ્યવસ્થિત થઈ ક્ષયરોગે નાશ પામ્યું હતું (૧૪૫૩).

**યૂરોપ**ના લોક ચોથા શૈકાથી અવ્યવસ્થિત હતા તેઓનું જબરદસ્તીથી વ્યવસ્થિત કરેલું પહેલું સમગ્ર રૂપ આઠમા શૈકામાં શાર્લમેને દેખાડ્યું; અને એણે કેટલોક પ્રદેશ સેંટ પીટરને અર્પણ કીધો તેથી પોપનું મોટપ વધ્યું. શાર્લમેનનું રાજ્ય ખંડિત થયું પણ પોપે પોતાની સત્તા વધારી; ગ્રેગરી સાતમાએ (૧૦૭૩—૧૦૮૬) ખ્રિસ્તી મંડળના ધર્મ-ધર્માધિકારીની પ્રૌઢ વ્યવસ્થા કીધી અને રાજાઓની સત્તાને પોપના અંકોશમાં રાખી.

એનો સર્વોપરિ ઉત્કર્ષ હતો. ૧૧–૧૨ શૈકામાં **રામાનુજાચાર્યે** જગદીશ્વરને સગુણજ માન્યો ને વિષ્ણુનો મહિમા વધારી રામકૃષ્ણને તેના અવતાર માન્યા. બારમા શૈકાના અન્તમાં મુસલમાનોએ દિલ્હી કનોજનાં મોટાં રાજ્યોનો અન્ત આણ્યો ને પછી દિલ્હીના અફ્ગાન પઠાણ બાદશાહોએ હિંદુ દેરાં તોડયાં, હિંદુ ભંડાર લૂટ્યાં ને જબરદસ્તીથી થોડાક હિંદુઓને મુસલમાન કીધા (એ અવ્યવસ્થિતપણામાં હિંદુઓએ પોતાનો ધર્મ સાચવવાને નાની નાની ન્યાતો કરી પાકા બન્દોબસ્ત કીધા). ચૌદમા શૈકામાં ઘણાક મુસલમાન સરદારોએ (પ્રાન્તના હાકેમો ને બીજા પણ) દિલ્હીની આણ ન માનતાં પોતાનાં સ્વારાજ્ય કીધું;(૧૧૭થી) શેહેરના હાકેમો આતાબેક આગળ પડયા; સાલાદીને જોર મારચું, ખ્રિસ્તીઓને લડાઇયો આપી, અને ટ્રિપોલિથી તે ટૈગ્રિસ સૂધી પોતાનું રાજ્ય કીધું; તે (૧૧૯૩) મૂઓ ને રાજ્યના કકડા થયા; જેંઘીસખાન મોગલે દેશ જીતી અતિ મોટું રાજ્ય કીધું (૧૨૦૬–૧૨૨૬); હુલાકુખાને બગદાદના ખલીફની ગાદી કાઢી નાખી (૧૨૫૮) ને કચૂબ્લેખાને (૧૨૭૯) ચીન જીતી લીધું; એ મૂઓ (૧૨૯૪) ને રાજ્યના ચાર ભાગ કકડા થયા; તૈમુરલેન મોગલે એશિયાના મોટા ભાગમાં હાક બેસાડી ને તે (૧૪૦૫) મૂઓ કે તેનું રાજ્ય તૂટ્યું. બીથીનીઆમાં ઓથમન તુરકે ગાદી માડેલી (૧૩૨૬) ત્યાંના સુલતાન મહમદ તેરમા શૈકાથી રાજાઓએ પોત પોતાની રાજકીય સત્તા ઉપરથી પોપનો અંકોશ ટાળ્યો. ફ્યૂડલ તાલુકદારો માહોમાહે ને પોત પોતાના રાજા સામા લડયા, રાજા ને પોપ લડયા, રાજાઓ એક બીજા સામા લડયા, ખ્રિસ્તી ને મુસલમાન લોક લડયા—એ પ્રસંગમાં ખ્રિસ્તી રાજાઓએ પોતાની સત્તા વધારી ને પન્દરમા શૈકામાં જર્મની, ફ્રાન્સ, ઈંગલંડ, સ્પેન અહીંનાં રાજ્યો જૂદાં જૂદાં ઝળકયાં.

ચૌદમા શૈકામાં હોકાયન્ત્રનો શોધ થયો, તોપ ગોળા લડાઈમાં વપરાતા થયા ને પન્દરમામાં છાપયન્ત્રનો શોધ થયો. પ્રોવેન્સમાં ટ્રોવેડોર નિકળ્યા; ઈટલીમાં પ્રજાસત્તા રાજ્યો વેપાર સમૃદ્ધિએ અનુકૂળ હોવાથી

ધીન રાજ્યો કીધાં; મેવાડ વગેરે રજપૂત રાજ્યો વ્યવસ્થિત થયાં; (૧૩૯૮ માં તૈમુરે આવી દિલ્હીમાં મોટો સંહાર કીધો). પંદરમાં શૈકામાં વિજયનગરના યાદવકુલના રાજાની સત્તા કૃષ્ણાની દક્ષિણના આખા દેશમાં સર્વોપરિ હતી. ચૌદમા પન્દરમા શૈકામાં દક્ષિણના થોડાક બ્રાહ્મણો સંસ્કૃત વિદ્યા રાખી રહ્યા હતા; શિવ કાંચી ને વિષ્ણુ કાંચીની સરસાઈ હતી. ઉત્તર હિંદુસ્થાનમાં સૌ લોક પોત પોતાના પ્રદેશની પ્રાકૃતમાં જ્ઞાન પામવાને આતુર થયા હતા ને તેઓને માટે રામાનન્દ, કબીર, નાનક વગેરે લોક નામ ભક્તિનો બોધ કરવાને આગળ પડ્યા હતા.*

બીજાએ ગ્રીક રાજ્યનો અન્ત આણી કોન્સ્ટંટિનોપલમાં ગાદી આણી (૧૪૫૩); ફ઼ર્દિનાંદ ઇસાબેલાએ સ્પેનમાંથી મૂરને કાહડ્યા હતા (૧૪૯૨).

ખલીફ઼ ઓમરે અલેકઝાન્દ્રિયાની લૈબ્રેરી બાળી નખાવી હતી (૬૪૦), પણ અલમનસર ને હરૂન અલ રશીદ એની કારકીર્દીમાં ૭૫૪–૮૦૯) આરબોએ ગ્રીક ભાષાના ગ્રંથોના તરજુમા કીધા; કવિતા ઇતિહાસમાં તેઓ નામીચા હતાજ ને ખગોળ, રસાયન, વૈદક, ગણિત, શિલ્પાદિમાં તેઓએ ઘણીજ વૃદ્ધિ કરી; આરિસ્ટોટલની ફ઼િલસુફ઼ીની જાણ યૂરોપના લોકને તેઓના તરજુમાંથીજ થઈ હતી.

(૧૪–૧૫ શૈકામાં) કવિતા, ઇતિહાસ, વાર્ત્તા શિલ્પાદિ કળા એ વિષયમાં પુસ્તક લખાયાં; અને ગ્રીક રાજ્ય તૂટવાથી ત્યાંના પંડિતો યૂરોપમાં વેરાતા થયા તેથી લોકને વિદ્યાનો શોખ થવા લાગ્યો.*

---

* આચાર્યોને ધર્મવ્યવસ્થાના નિર્વાહને માટે કેટલાક પ્રદેશ ધર્માદા મળેલા હોયછે પણ ત્યાં

* સકળ ખ્રિસ્તી મંડળ ઉપર એકચક્રી રાજ્ય સત્તા બેસાડવાને જર્મન મહારાજા ને રોમના

૫. કામમૂર્ત્તિકાળ (બીજીવારનો; શૈકા સોળથી તે અમણા લગી). ચીનમાં ૧૬૪૪ થી માન્ચુ વંશ સ્થપાયો ને તે તાર્તર લોક થોડા કાળમાં ચીનાઓમાં ભળી ગયા. ચીનજાપાનના લોકે ઘણીકવાર ખ્રિસ્તી ઉપદેશકોનો સંહાર કીધો; યૂરોપના લોક સાથે વેપારસમ્બન્ધ રાખવાનો થિક્કાર દાખવ્યો અને હાલમાં જમીન તથા વહાણનાં લશ્કરમાં યુરોપનો સુધારો દાખલ કીધો છે. હિંદુસ્થાનમાં મોગલાઈ તથા પેશવાઈ થઈ ગઈ ને હાલ અંગ્રેજી

---

–તેઓની રાજસત્તા નથી હોતી; તેઓએ રાજ્યસત્તાનો કે સંસારસુખનો લાભ રાખ્યોજ નહિ અને લોકે રાજ્ય વિષયમાં નિસ્પૃહ ને અજાણ રહી ધર્મજાતિકુળનાં અભિમાનમાં, સંસાર, ન્યાત ને ઘરના વેવારમાં, અને ઉદ્યમ વિવેક ને સન્તોષમાં સુખ માણ્યું.

રજપૂત રાજાએ ઉમંગ ને અફગાન તાર્તરે ત્રાસ હિંદુ પ્રજાને આપ્યો. ચૌદમા પન્દરમા શૈકામાં દિલ્હીની બાદશાહીમાંથી જૂદાં પડેલાં સ્વાધીન રાજ્યોમાંનાં કેટલાંક પોતાનો જયરંગ દાખવતાં હતાં; અને

ચાલે છે.* મધ્ય એશિયામાં આફ્ગાનીસ્તાનનું રાજ, તુરક લોકનાં નાનાં નાનાં રાજ્યો ને ઇરાનનું રાજ્ય એ છે અને પશ્ચિમ એશિયામાં આરબસ્તાનમાં નાનાં નાનાં રાજ્યો છે ને એક મોટું તુરકસુલતાનનું છે કે જેની રાજધાની કુસ્તુન્તુનિઆં (૧૪૫૩ થી) યૂરોપમાં છે; સુલતાને અસ્ટ્રિયાની તથા રુશિ-

---

* મોગલાઈમાં (૧૫૫૬-૧૭૦૭) હિંદુ તથા મુસલમાન પ્રજાને માટે સરખા રાજકીય હક હતા, સૌ પોતપોતાનો ધર્મ નિર્ભય પાળતા ને રાજ્યમાં ધર્મભેદ પક્ષપાત નોતો. હિંદુઓમાં વલ્લભાચાર્યે ને બીજાઓએ બાળકૃષ્ણની પ્રેમભક્તિનો ધર્મમાર્ગ ચલાવ્યો હતો. જેપુર જોધપુરના રાજાઓએ પોતાની દીકરી બાદશાહને પરણાવી, મેવાડનાએ નજ પરણાવી; ભગવાનદાસ, માનસિંગ વગેરે રજપૂત સરદારોએ અને તોડરમલ, બિરબલ વગેરેએ (વિદ્યા, રાજનીતિ, યુદ્ધ એ ત્રણે વિષયમાં) મોટી ખ્યાતિ મેળવી; પ્રાકૃત ભાષાઓ શૃંગારરસથી ભરાઇ; સૌ હિંદુઓ સર્વ વાતે સુખી હતા. બાદશાહીમાંના મુસલમાન સરદારો પણ જંગબહાદુર ને ઇલિમ બહાદુર હતા. શિલ્પકળા ને ગાયનકળા તકતકી રહી હતી. ઔરંગજેબે દક્ષિણના રાજ્યો તોડીને મોગલાઇને વિસ્તારી પણ તેની ક્રૂરતાએ બાદશાહીની પડતી શરુ કીધી. ૧૬૭૫ માં ગુરુ ગોવિંદે સીક લોકનું રાજ્ય કીધું; સુતરામીઓએ બલવો કીધો ને બાદશાહે જજીઓ કર હિંદુ ઉપર મૂક્યો. હિંદુસ્થાનમાં ઔરંગજેબે મોગલાઇની ને યૂરોપમાં લૂઇ ૧૪ માએ ફ્રેંચની બાદશાહીની જાહોજલાલી દેખાડી પણ તરતજ પછી બંનેની પડતી શરુ થઇ હતી; (હિંદુસ્થાનના લોક ને ફ્રેંચ લોક એ બેના સુધારામાં કોનો ઓછોવધતો ને રુડોભુંડો હતો તે પૂર્વ દર્શનો ઉપરથી સમજાશે). ઔરંગજેબે દક્ષિણના રાજ્યોને તોડયાં પણ મરાઠાના રાજ્યને જોરાવર કીધું અને લૂઇએ યૂરોપના રાજ્યોસાથે લડતાં ઇંગ્લંડનાં રાજ્યને (હાલંડનો વિલયમ, રાજા થયો) જોરાવર કીધું.

૧૭૦૭ થી મોગલાઇની પડતી ચાલી ને ૧૭૧૨ માં પેશવાઇ સ્થપાઇ; બાજીરાવે શાહુરાજાને કહ્યું હતું કે "હિંદુઓના દેશમાંથી પરદેશીઓને કાઢવાનો ને અમર કીર્ત્તિ મેળવવાનો હવે આપણો સમય છે; કૃષ્ણાથી તે સિંધુસુધી મરેઠાનો ધ્વજ આપના રાજ્યમાં ઊડશે;" અને શાહુએ ઉત્તર વાળ્યો હતો કે "તમે મારો ધ્વજ હિમાલય ઉપર સ્થાપશો;" પછી મરેઠાઓએ માળવાના બાદશાહી સુબા જેસિંગને પોતાની તરફનો કરી લીધો (૧૭૩૪), દિલ્હી ઉપર ચઢાઇ કીધી (૧૭૩૪); વસૈને ઘેરો ઘાલી ફિરંગીઓનું જોર તોડયું (૧૭૩૯), મહીસુર લીધું (૧૭૫૭), લાહોર લીધું (૧૭૫૮), ઉદયગિરિની લડાઇમાં સર્વોપરિ જીત મેળવી (૧૭૬૦). પાણીપતની ત્રીજીવારની લડાઇમાં (૧૭૬૧) હાર ખાધા પછી મરેઠી રાજ્યની વૃદ્ધિ થતી અટકી; નાનાફડનવીસ મરણ પામ્યો (૧૮૦૦) ત્યાંસુધી પેશવાઇ ઠરી ને પછી વેલીજ પડી (૧૮૧૮). (દક્ષિણના બ્રાહ્મણોએ ધર્મસંપ્રદાય ચલાવ્યા; દક્ષિણના મરેઠાઓએ રાજ સ્થાપ્યું ને દક્ષિ-

થાની સામાં ઘણીકવાર ટક્કર આપી મુસલમાનનું મોટપ જાળવી રાખ્યુંછે. પણ હાલ મુસલમાન રાજ્યોના લોકની સ્થિતિ કોઇપણ વાતે વિશેષ તેજ મારતી દેખાતી નથી.

યૂરોપમાં પ્રથમ પોર્ટુગલ પ્રકાશ્યું; પછી સ્પેને ચાર્લસ તથા ફીલિપની કારકીર્દીમાં મોટું જબરું કવાયતી લશ્કર, ક્યાથલિક ધર્મની ઝનુનભરેલી હિમાયત, એશિયાઅમેરિકાનાં સંસ્થાની વેપારની પુષ્કળ દોલત ને ભાષા

---

–ણના બ્રાહ્મણોએ રાજ્યની વૃદ્ધિ કરી; બ્રાહ્મણોએ સ્વરાજ્ય તથા સ્વધર્મ એનું અભિમાન પ્રકાશિત કીધું). ૧૭૦૭ થી તે ૧૮૧૮ સુધી હિંદુસ્થાનમાં સર્વત્ર લડાઇઓનોજ હંગામ હતો.

પોર્ટુગીસે ૧૪૯૮ માં કલીકટ આવી વિજાપુરના રાજમાંથી ગોઆ પડાવી લીધું (૧૫૧૦) ને રાજ સ્થાપ્યું; ૧૭૩૯ થી તેઓનું પડી ભાગ્યું ને હાલ ગોઆ દીવ દમણ એ શેહેર તેઓના છે. ફ્રેંચે ૧૬૦૪ માં આવી ૧૬૬૪ માં સુરતમાં કોઠી કરી, ૧૬૭૪ માં વિજાપુરના રાજાપાસેથી પોંડીચરીની જગા ખરીદ કરી; ૧૭૫૧ માં ફ્રેંચ સત્તા પૂરી વધી રહી ને ૧૭૬૧ માં પૂરેપૂરી તુટી; પોંડીચરી, ચન્દ્રનગર, કારીકલ, મહે વગેરે પ્રદેશ હજી તેઓ રાખી રહ્યાછે. અંગ્રેજે ૧૬૦૮ માં સુરતમાં આવી ૧૬૧૩ માં કોઠી ઘાલી; ૧૬૪૦ માં મદ્રાસની જગા મેળવી, ૧૬૬૮ માં મુંબઈ મેળવ્યું, ૧૬૯૯ માં કલકત્તા મેળવ્યું; ૧૭૪૬ થી તેઓ ફ્રેંચ સામાં લડાઇમાં ઉતર્યા ને ૧૭૫૭ માં બંગાળામાં રાજ્ય સ્થાપ્યું; ૧૮૦૩ માં દિલ્હી લીધી ને ૧૮૧૮ માં પૂણા લઈ એકચક્રી રાજ્ય કીધું; ૧૮૫૮ માં વેપારી કંપનીની સત્તા ટળી ને ગ્રેટબ્રિટનની મહારાણીની થઈ.

કંપની સરકારની સરદારીમાં પાછલા કાળની અવ્યવસ્થાથી દુઃખી થયલાં રજપૂત રાજ્યો ઉદેપુર, જોધપુર, જેપુર પાછાં વ્યવસ્થિત થયાં; ૧૮૨૩ માં ભરતપોરનો રાજા મરી ગયા પછી ગાદીના વારસોમાં ટંટો ચાલ્યો, રેસિડેંટે બળદેવસિંગને કબૂલ રાખ્યો પણ દુર્જનસાલે બળદેવસિંગના મૂઆ પછી કિલ્લો પોતાના કબજામાં લીધો, એ ઉપરથી કંપની સરકારે લડાઈ કરી બળદેવસિંગના દીકરાને ગાદીએ બેસાડ્યો હતો (૧૮૨૬). પંજાબમાં રણજિતસિંગના મરણ પછી (૧૮૩૯) સીકસરદારોમાં માંહોમાંહે ટંટા ચાલ્યા ને પછી તેઓએ અંગ્રેજી સરહદપર ધસારો કીધો, એથી લડાઈ ચાલી, સીકલોક બહાદુરીથી લડ્યા પણ કંપની સરકારે જીત મેળવી હતી (૧૮૪૬); પછી નેપાલના રાજ્યે કંપનીને લડાઈ આપી પણ પછી સલાહ થઈ હતી (૧૮૧૪–૧૬). મરેઠી રાજ્યોની વ્યવસ્થા ૧૮૨૩ માં થઈ રહી; ૧૮૪૩ માં ગ્વાલિયરમાં પ્રતિનિધિપદને માટે રાણી ને મામાસાહેબ વચ્ચે ટંટો ચાલ્યો, રેસીડેંટે મામાનો પક્ષ લીધો પણ રાણીપક્ષના લોકે તેને હાંકી મુક્યો તે ઉપરથી કંપની સરકારે બે લડાઇયો આપી મરેઠાઓને હરાવી ત્યાંની વ્યવસ્થા કીધી હતી; એજ વર્ષમાં સિંધ કંપનીના રાજ્યમાં જોડાયું હતું. ૧૮૫૩ માં નાગપુરનું રાજ્ય કંપનીના રાજ્યમાં જોડાયું; નિજામના રાજ્યને

વિદ્યાની ઊંચી કેળવણી એ બીજાં સૌ રાજ્યોને દેખાડયાં. પછી સ્પેનની સત્તા હાલણ્ડ ઈંગલણ્ડ તોડી અને જર્મનીની સત્તા તોડીને ફ્રાન્સ તથા સ્વીડનની સત્તા તોડીને રુશિયા એ બે આગળ પડયાં. પછી વળી ફ્રાન્સનું તેજ પ્રુશિયાએ ને ઈંગલણ્ડ હરણ કીધું. પછી વળી ઈંગલણ્ડ અમેરિકાનાં સંસ્થાન ખોયાં પણ હિંદુસ્થાનમાં મોટો પ્રદેશ મેળવ્યો અને પ્રુશિયા, આસ્ટ્રિયા, રુશિયા એઓએ પોલણ્ડનું રાજ વેંચી લીધું. આ શૈકાના આરમ્ભમાં

---

—આંચ નથી આવી પણ અયોધ્યાનું કંપનીએ ખાલસા કીધું (૧૮૫૬). બ્રહ્મદેશ ને આફ્ગાનીસ્તાન એ ખુણાઓમાં પણ પોતાની હાક જણાવી હતી. ૧૮૫૭ ના મેમાં કંપની સરકારના દેશી લશ્કરમાંની કેટલીક પલટનોએ દિલ્હીના પેનશનર બાદશાહના શાહજાદા, લખનોરની બેગમ તથા બીજા કેટલાક મુસલમાન અને નાનાસાહેબ, તાતીયાટોપી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ તથા બીજા કેટલાક મરેઠા એઓની સરદારી તળે મોટો બલવો ઉઠાવ્યો પણ જેવામાં એક પાસ ચીન સાથે ને બીજીપાસ ઈરાનસાથે લડાઈ ચાલતી તેવામાં ખરી બહાદુરીથી સમાધાની આણી હતી. એ પ્રમાણે કંપની સરકારે દેશીરાજ્યોની ને લશ્કરની ને બીજી રાજકીય મોટી વ્યવસ્થા કોઈપણ પ્રકારે પણ ઘણી સારી કરી હતી; કલકત્તા, મદ્રાસ, મુંબઈ, આગ્રા એ પ્રેસિડન્સીઓના લોકને દીવાની ફોજદારી ધારાઓથી ઘણીક રીતે અદલ ઈનસાફ, જાનમાલની સલામતી, કેળવણી વગેરે એથી રાજી રાખ્યા હતા.

મહારાણીનું રાજ્ય થયાને હજી ૧૭ વર્ષ થયાં છે. ફીનાન્સ કમીટીઓ ઈંગ્લંડમાં મળવા માંડીછે; અહીં ગેઝેટીઅરો તૈયાર થાયછે; ઈંગ્લંડના વર્તમાનપત્રવાળાઓએ હિંદુસ્થાનની સ્થિતિ વિષે જાણી જણાવવામાં ખન્ત રાખવા માંડીછે. સરકારે એક લશ્કરી શિવાયે બીજી મોટી નોકરીઓને માટે હિંદુસ્થાનના લોકને ધારાથી પાત્ર માન્યાછે; દેશીરાજાઓને દત્તક લેવાની સનદ આપીછે; સ્ટાર આવ ઈંડિયા એ માન યોગ્ય પુરૂષોને માટે રાખ્યુંછે. લોક ઉદ્યમની અછતથી, ઘણાએક તથા રસજ્ઞાનને અનુકૂળ ન આવે તેવી રીતના કરવેરાથી, અમલદારોની કરડાકીથી, કરડી ફોજદારીથી ને ન્યાયના પ્રકારથી નારાજ છે પણ જાનમાલની સલામતીથી, અંગ્રેજી વસ્તુ સોંઘી સારી મળવાથી, રીતભાતના મોહથી ને સંસારસુખ મેળવવાના વધેલા લોભથી પ્રવૃત્તિમાં ફાંફાં માર્યાં કરેછે. મુસલમાન લોકની હાલત ઘણીજ દયામણી છે; હિંદુઓમાં કેટલાએક આચારભ્રષ્ટ ને કેટલાએક ધર્મ વિષે સંશયી થયાછે પણ હજી ખ્રિસ્તી ધર્મ જૂજ જણેજ પાળ્યો છે; કેળવણી વધીછે, પણ એથી ઘણાક દ્રવ્યની ને થોડાક માનની તૃષ્ણા રાખતા થયાછે. આજકાલ હિંદુસ્થાનના સઘળી જાતના ને સઘળાવર્ગના લોક રાજ્યપ્રકરણમાં મન ઘાલતા, વાતો કરતા, વિચાર કરતા ને તે પત્રદ્વારા પ્રગટ કરતા થયાછે. ૧૮૭૫ માં વડોદરાનો મામલો અને ઈંગ્લંડના પાટવી કુવરનું હિંદુસ્થાનમાં આવવું એ બે મોટા બનાવ બન્યાછે.

ફ્રાન્સે જર્મનીનું રાજ તોડયું પણ ઈંગલણ્ડે ને રુશિયાએ પોતપોતાનાં સાચવ્યાં ને વધાર્યાં. પ્રાચીનપ્રસિદ્ધ ગ્રીસે (૧૮૩૩) ને ઇટલીએ (૧૮૬૧) પોતાનાં સ્વાધીન રાજ્ય કીધાં. હાલમાં ઈંગ્લંડ, ફ્રાન્સ, પ્રુશિયા, આસ્ટ્રિયા ને રુશિયા એ યૂરોપમાં વિશેષે બળવાન રાજ્યો છે. રુશિયાની રાજસત્તા કેવળ નિરંકુશ તથા પ્રદેશની અતિલોભી છે ને લોક સુધરેલા નથી. યૂનૈટેડ સ્ટેટ્સનું પ્રજાસત્તાક રાજ્ય મંડાયાને સો વર્ષ થવા આવ્યાંછે; લોક કેળવણી લેનારા, ઉદ્યમી ને વેપારી છે; સ્ત્રિયો વિશેષે સ્વતંત્રછે; માહોમાહે લડી ગુલામ ન રાખવા એ પક્ષના લોકે પોતાનો જય દાખવ્યોછે. ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની અહીંના લોકનો જૂદો જૂદો ને સામાન્ય પ્રકાર આવો છે:—

## જર્મની.

ચાર્લસ પાંચમાએ ખટપટો કરી પોતાનું મોટપ જાળવ્યું ને મહારાજ્યને બારના ને માયના શત્રુઓથી ક્ષેમ રાખ્યું; રાજકાજની કાળજીથી કંટાળી જઈ ને એકચક્રી રાજ્યનાં સાણાં ફળીભૂત ન થવાથી નિરાશ થઈ જઈ, તે, રાજપાટ છોડી મઠમાં જઈ રહ્યો ને ત્યાં બે વર્ષ દોલછા ભરચો પશ્ચાત્તાપ કરી દેખડાવતાં મરણ પામ્યો. લ્યૂથર સાધુ, પોપની

## ફ્રાન્સ.

ફ્રાન્સિસ ૧ લાએ પોતાનાં રાજ્યમાં ઝિવંગલ—કાલ્વિનનાં ધર્મમત પાળનારા હતા તેમાંના ઘણાકને ઠોર કરાવ્યા અને ચાર્લસ પાંચમાને લડાઈયો આપ્યા કીધી. પછીના રાજાઓના વખતમાં રાજકારભારને માટે અમીરો કાથલિક પ્રોટેસ્ટંટ માહોમાહે લડયા, પ્રોટેસ્ટંટોનો ઘાણ વળ્યો પણ પછી બૂરબોં વંશના હેનરીએ પ્રોટેસ્ટંટ સાંપ્રદાય છોડી કાથલિક ધર્મ સ્વીકારી રાજ્યની વ્યવસ્થા કીધી ને ઠરાવ કરી પ્રોટેસ્ટંટોને રાજી કીધા. બાળરાજા લૂઈ

## ઇંગ્લંડ.

હેનરી આઠમાએ પોપ મતના પક્ષમાં ને લ્યૂથરનાં મતની સામાં ગ્રન્થ લખ્યો પણ રાણીને તલાક આપી તે પોપે મંજુર ન કીધી ત્યારે રાજાએ ગુસ્સે થઈ એક સપાટે પોતાનાં રાજ્યમાંથી પોપની સત્તા કહાડી; તે વુલઝીનાં રમાડયા પ્રમાણે કોઈવાર ચાર્લસનો તો કોઈવાર ફ્રાન્સિસનો મળતીયો રેતો. એલિઝાબેથે પોપની સત્તા તથા કાથલિક ધર્મકર્મ એ કહાડી ઇંગ્લંડના રાજ્ય ધર્મની એપિસ્કોપલ

અનીતિ તથા તેનાં ધર્મમત એની સામાં થયો; થોડાક ભૂપના આશ્રયથી તે ચાર્લસની સામો થયો પણ પછી તેને ખુણામાં ભરાઈ રેવું પડ્યું કે જ્યાં તેણે એક આર્જા સાથે પરણી પોતાના ધર્મમતની વ્યવસ્થાના તથા પુણ્ણ્ણીના ગ્રંથો મરતાં લગી લખ્યાં કીધા. ઈ૦ સ૦ ૧૫૨૯ થી જર્મનીમા કેટલાએક ભૂપોએ પોતાને પ્રોટેસ્ટંટ કેવડાવ્યું ને પછી કાથલિક ને પ્રોટેસ્ટંટ ભૂપોને ટંટા ચાલ્યા; મોટી મોટી લડાઈઓથી અનેક હાનિ થયા પછી કાથલિક પ્રોટેસ્ટંટ ભૂપોને સરખા રાજકીય હક મળતા થયા ને મહારાજ્યની માયની તથા બારની વ્યવસ્થા તેરમાનો પ્રધાન રીચીલ્યૂ એણે ફ્રેંચ પ્રોટેસ્ટંટો સાથે લડાઈ કરી તેઓના હવાલામાં છેલ્લું રહેલું શેહેર રોશેલ લીધું ને વળી જર્મનીના પ્રોટેસ્ટંટોને મદદ કરી, કે જેથી ફ્રાન્સે આસ્ટ્રિયન કુળની સત્તાને ઝાંખી પાડી. ૧૬૬૧ થી લઈ ૧૪ માએ પોતાની ઈચ્છા પ્રમાણે કરડી સત્તા ચલવી—બીજાં રાજ્યો સાથે ઉપરા ઉપરી લડાઈયો કરી પ્રદેશ મેળવ્યો, પ્રોટેસ્ટંટ પ્રજાની દુર્દશા કરી, વિદ્વાનોને આશ્રય આપ્યો, દરબારનો મોટો ઠાઠ રાખ્યો, રાજ્યને ભારે કરજમાં નાખ્યું અને પાછળથી પડતી ચાલી તે વીલે મોડે જોઇને મરણ પામ્યો. લોકે સત્તાધારીની સખ્તીથી તથા અનીતિથી અકળાઈ જઇ જ્વાળામુખી ફાટે તેમ બેકી જઈ પ્રજાસત્તાક રાજ્ય કીધું—લૂઈ ૧૬ માનો પદ્ધતિયે વ્યવસ્થા કીધી સ્પેનનાં વહાણો ઈંગ્લંડ જીતવા આવ્યાં તેમાનાં કેટલાંક તોફાનથી ને કેટલાંક અંગ્રેજી વહાણના મારાથી નાશ પામ્યાં (૧૫૮૮). જ્યારે સ્કાટલંડનો જેમ્સ ઈંગ્લંડનો રાજા થયો ત્યારે કાથલિકોએ મોટી મોટી આશા બાંધી પણ પ્રોટેસ્ટંટ ટોળી જબરી હોવાથી રાજા કંઈ કરી શક્યો નહિ. ચાર્લસ ૧ લાની પાર્લમેંટે કેટલાક હક માગી રાજસત્તાને હદમાં રાખવાનુ કીધું પણ રાજાએ તેને લેખવી નહિ; લડાઈયો થઈ, રાજા હારચો ને પાર્લમેંટને તાબે થયો; ક્રોમવેલે લશકરની મદદથી પાર્લમેંટમાંથી બસે પ્રેસબીટેરિયનને હાંકી મેલ્યા ને પછી નામનાં ઈનસાફથી ચાર્લસ શિરચ્છેદ પામ્યો, ૧૬૪૯. ઈંગ્લંડમાં પ્રજાસત્તાક

થઈ (૧૬૪૮). પછી જર્મન ભૂપોએ તુરક ને ફ્રેંચ એઓના હુમલાઓથી મહારાજયનું રક્ષણ કીધું. ૧૭૪૦ થી આસ્ટ્રિયા પ્રુશિયાને લડાઈઓ ચાલી તેનું શેવટ ૧૭૬૩ માં આવ્યું; મહારાજા જોસેફ બીજાએ કેટલાક સૂધારા કરવા માડેલા પણ કાથલિક ધર્માધિકારીઓ સાંમા થયા હતા ને એ ગરબડ પતી નોતી તેવામાં ફ્રાન્સિસ બીજાને ફ્રેંચ સાથે લડાઈઓ કરવી પડી કે જેથી ...નાનું મહારાજય તૂટયૂં (૧૮૦૬). આસ્ટ્રિયા પ્રુશિયા વચ્ચે કલહના અંકુર ફૂટયા (૧૮૫૩ થી) ને સરસાઈમાં પ્રુશિયાએ આસ્ટ્રિયાને હેઠું પાડ્યું (૧૮૬૬); તરવધ કાધો. પછી એક લશ્કરી સીપાઈ બોનાપાર્ટે પ્રજાસત્તાક રાજયના બારના શત્રુઓને જીતી પોતાને રાજા કેવડાવ્યું. તેણે યૂરોપનાં રાજયોમાં ફેરફાર કરી નાખ્યો ને પછી રુશિયા ઉપર ધસ્યો, પણ તેને પાછું ફરવું પડ્યું; ફરી વળી શત્રુઓ સાંમાં લડતાં સપડાયો ત્યારે તે એલબે જઈ રહ્યો; પાછો ગાદીએ બેઠો, લડ્યો, હારયો ૧૮૧૫ ને સાત વરસ કેદમાં અકળાતો મરણ પાંમ્યો— યૂરોપનું એકચક્રીપણું પામી શકયો નહિ; ઈંગ્લંડ ઉપર હાડવેર હતું તે તે લઈ શકયો નહિ, દરિયામાં તે જીતાયું નહિ ને બર્લિનમાં કરેલા ઠરાવ પ્રમાણે અંગ્રેજી માલ યૂરોપમાં આવતો બન્ધ થયો નહિ, છેલ્લે તેને અંગ્રેજેજ હરાવ્યો. ૧૮૪૮ માં ફ્રાન્સમાં પાછી ઉથલપાથલ થઈ ને લૂઈ નેરાજ્ય થોડાંકજ વર્ષ રહ્યું; ૧૬૬૦ માં ચાર્લસ બીજાને ગાદી આપવામાં આવી; એને તથા જેમ્સ બીજાને પાર્લમેંટ સાથે ટંટા ચાલ્યા કીધા; અન્તે હાલંડનો વિલિયમ ઈંગ્લંડ આવ્યો અને જેમ્સ ફ્રાન્સ નાસી ગયો (૧૬૮૮); વિલિયમે પાર્લમેંટની ઈચ્છાપ્રમાણે રાજયની ને ધર્મની વ્યવસ્થા કીધી. આજાનો સરદાર મારલબરો યૂરોપમાં ફતેહમન્દીથી લડયો. ઈંગ્લંડે ફ્રાન્સ સાથે સાત વર્ષ લડાઈ કરી તેને ઝાંખું પાડ્યું; અમેરિકાનાં સંસ્થાનો ખોયાં પણ હિંદુસ્થાનમાં મોટો પ્રદેશ મેળવ્યો; અને બીજાં રાજયોની સાથે રહી નેપોલિયન સામાં લડી આગળ પડી જસ લીધો (૧૮૧૫). ગ્રીસને (૧૮૨૭) ને કો-

| | | |
|---|---|---|
| તજ પછી(૧૮૭૦) પ્રુશિયાએ ફ્રાન્સને ભારે હાર ખવડાવી ને રાજા તે જર્મની-નો મહારાજા થયો. | પોલિયન પ્રેસિડેંટ ને પછી રાજા થયો; ૧૮૭૦ માં તે પ્રુશિયા સાથે લડતાં હારયો ને ફ્રાન્સમાં પાછું પ્રજા સત્તાક રાજ્ય થયુ.* | ન્સ્ટંટિનોપલને(૧૮૫૬) મદદ કીધી. |

સજ્ઞાન પ્રવૃત્તિમાં રાચનારા જર્મન ફ્રેંચ ઈંગ્લિશ એ કાથલિક પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી લોક પોત પોતાનાં રાજ્ય–દેશનું અભિમાન રાખેછે, પોત પોતાનાં રાજ્યમાં રાજકીય હક તથા ન્યાયી ધારા એને માટે નિરંતર મથન કરેછે, રાજ્યોની સત્તાતુલા રાખવાને પરસ્પર મોટાં યુદ્ધ કરેછે; દેશાંતર કરી સ્વધર્મનો બોધ કરેછે; ધર્મ તથા ઈશ્વર વિદ્યા, ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, જ્યોતિશ્શાસ્ત્ર એનો અભ્યાસ કરેછે; પણ પ્રત્યક્ષ સિદ્ધિવાદ, બાહ્યશુદ્ધિ, યુક્તિ પ્રયુક્તિ, પ્રદેશ તથા લોકના ઈતિહાસ, પદાર્થશાસ્ત્ર, કળા કૌશલ્ય, અર્થસંગ્રહ, એ વિષયનાં જ્ઞાનની વૃદ્ધિના, સંસારસુખવૃદ્ધિના

---

* યૂરોપમાં ઈંગ્લંડ તથા ફ્રાન્સ એ બે રાજ્યના લોકે સ્વતન્ત્રતાને માટે મથન કીધું ને તે એટલે લગી કે રાજાઓને પણ મારી નાખ્યા. ઈંગ્લંડના લોક રાજાની સત્તાની સામાં લડતાં પાંચસેં વર્ષે (૧૨૦૦–૧૭૦૦) ફાવ્યા,–તેઓએ રાજાને પાર્લમેંટના ધારાના અંકુશમાં રાખી સર્વોપરિ અમલદારીના ને સર્વોપરિમાનના હક આપી રાજી કીધા પણ હજી રાજ્યમાં પ્રોટેસ્ટંટનાજ હક હતા. ફ્રાન્સના લોકે પોતાની સ્વતન્ત્રતાનો પ્રકાશ કીધો ત્યાર પછી ઈંગ્લંડમાં કયાથલિકને હક મળ્યા (૧૮૨૯), વચલા વર્ગને હક મળ્યા (૧૮૩૨) ને ગુલામના છુટકારાને માટે ધારો થયો (૧૮૩૪), યાહુદીને હક મળ્યા (૧૮૫૮). વળી ઈંગ્લંડનાં રાજ્યે અમેરિકાના લોકને હક નોતા આપ્યા ને તેઓના ઉપર વધારે કર નાખ્યા હતા; અને હિંદુસ્થાનના લોકને મોટા હક મળતાં હજુ બહુ વિલમ્બ થશે. સેંકડો વર્ષ દુઃખ પામ્યા પછી ફ્રાન્સના લોકે ૧૭૯૨ માં રાજાની સત્તા તોડી પોતે સ્વતન્ત્ર થઈ સંસ્થાનોના ગુલામોને તેઓના ધણીઓથી છુટા કીધા ને યૂરોપમાં પોતાનો જય દાખવ્યો; ૧૮૦૪ પછી તેઓ સત્તાવશ ને સ્વતન્ત્ર એમ વારાફરતી થયાછે પણ તેઓની ધાંધલથી યુરોપના લોક ને વિશેષે કરીને વચલા વર્ગના લોક રાજકીય હક લેતા થયાછે. અઢારમા શકાના ચોથા પાદમાં સંસ્થાની લોક ઈંગ્લંડની સત્તામાંથી છૂટા થયા ને ફ્રેંચ લોકે સ્વતન્ત્રતા પ્રકાશી પણ તેમ આસ્ટ્રિયા પ્રુશિયા ને રુશિયા એ ત્રણે મળીને પોલંડનું રાજ્ય વેંચી લીધું ને અંગ્રેજ કંપનીએ હિંદુસ્થાન મેળવ્યું. યુરોપના લોક વિદ્યાકળામાં વિશેષ વૃદ્ધિ કરતા થયા તે વર્તમાન શકાનાજ આરંભથી.

ઉદ્યમ અવશ્યે ને અન્તે કરેછે; અને પોત પોતાનો જયાનન્દ દેવળોમાં સ્તવન કરીને, સમાજોમાં પરસ્પર સ્તુતિ ભાષણ કરીને, પદાર્થપ્રદર્શન કરીને, નૃત્ય નાટક ગાયન કરીને, વિધવિધ માંસમદ્યનાં ખાનપાન કરીને દેખાડે છે, હુરે હુરે હુરેનાં હર્ષગર્જન કરી સંભળાવે છે, ને વર્ત્તમાન પત્ર દ્વારા જગતને જણાવે છે.

૧૦. સત્તા ને સ્વતન્ત્રતા—મર્યાદા ને સમાનતા એનાં યુદ્ધ ચાલ્યાંજ કરે છે; સત્તાના દાબનું જ્ઞાન થયેથી કે તેથી અકળાઈ ગયેથી લોક સ્વતન્ત્રતાની બુદ્ધિયે સત્તાની મર્યાદા તોડવાને અમર્યાદ થાયછે; થોડીવાર પછી તે પાછા સંશયી થાયછે ને એવામાં વળી એકાદી નવી સત્તા (જૂની જેવી કરડી નહિ) સ્થપાય છે. પ્રથમ કાળમાં સત્તા પ્રધાન હતી ને બીજા કાળમાં સ્વતન્ત્રતાનાં મથને નવી સત્તા સ્થપાઈ; ત્રીજા કાળમાં મોટી સત્તાએ નાની તથા અવ્યવસ્થિત સત્તાઓને ગ્રાસી ને તે પાછી અવ્યવસ્થિત થઈ રહી; થોડા કાળમાં લોક પાછા ધર્મસત્તાને વશ થયા ને આ પાંચમા કાળમાં લોક ધર્મ તથા રાજ્યની સત્તામાંથી નિકળવાને ને નવી સત્તા સ્થાપવાને ઉદ્યમી છે—યૂરોપ અમેરિકાનાં કેટલાંક રાજ્યોએ નવી સત્તાના જય દાખવ્યા છે ને બીજાં હવે દાખવશે. પ્રલયથી અસ્વસ્થ થયલા લોકે સ્થિત થયા પછી નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મના પ્રકાશ કીધા ને તેજ પ્રકાશમાં આપણ છૈયે,—અંતર આટલો કે તે કાળનો પ્રકાશ શુદ્ધ, એકરંગી, તિવ્ર ને ધર્મભાવથી પૂજાતો હતો, અને હાલનો પ્રકાશ સંકીર્ણ, વિવિધરંગી, કોમળ ને ન્યાયથી પૂજાતો છે. પ્રાચીન કાળમાં લોકને પરસ્પરસંબંધ વેવાર દુર્લભ હતો ને આ કાળમાં સુલભ છે;—આજ કાલ જગતના સઘળા લોક રાજ્ય સંબંધે કે વેપાર સંબંધે પરસ્પર જ્ઞાનમાં ઉમેરો કરેછે ને પોત પોતાનાં ગુણકર્મના યશ દાખવે છે; અને એથી જગતનો રંગઅખાડો અનેક રંગે શોભી રહ્યો છે.*

* કેટલીએ લખ્યું છે "આપણે જોયું કે મોટાં મોટાં રાજ્યો એક પછી એક ચડયાં ને પડયાં. દરેકને પોતાની ઠેરવેલી હદ હતી; અન્યાય બળાત્કારથી મેળવેલું તે સળાથી ને નબળાઈથી જતું રહ્યુંછે. દેશજનના દુર્ગુણને ધીમે ધીમે પણ નક્કી શિક્ષા મળી છે; પણ માણસ ડાહ્યો થતો નથી—અનુભવ નોતો મેળવ્યો તે કાળે જેવા દેખાડેલા તેવાજ દાખલા ઇતિહાસના છેલ્લા કાળમાં પણ તેણે નિર્લજ્જ પણે વિશ્વાસઘાત તથા અન્યાયના દેખડાવ્યા છે. છોકરાંઓ રમતાં હોય તેની પેઠે લોક તથા રાજાઓ (જુવે) રમવાનાં પાનાંનાં રાજકીય ઘરને એક પછી બીજો એમ ઉત્તરોત્તર માળ ચઢાવ્યા જાયછે અને હલકો પાયો મોટાં ઊંચાં મકા-

૩૧. પ્રલયથકી માંડીને તે આજલગીમાં જગતના લોક અનેક મંડળમાં દેખાયા; એ મંડળોમાંનાં કેટલાંક વિખ્યાત થયાં; ભૂતકાળમાં પ્રત્યેક રાજ્યના લોક પોતપોતાના સત્વ રજ ને તમ, ધર્મ કામ ને અર્થ, કર્મ જ્ઞાન ને યોગ એનો સમગ્ર જય દેખડાવી ગયા ને આજે પાછાં રાજ્ય છે ને લોક છે. કાળે કાળે રાજ્યનગર ને રાજ્યપુરુષ દીઠ ને અદીઠ થયાં તોપણ તે સૌ ઇતિહાસમાં (એ અપૂર્ણ, સત્યાસત્યથી ભરેલો, અલંકૃત થયલો માત્ર છ સાત હજાર વર્ષનો કેવાતો, જાંખો છે તોએ) આજે છાયા રૂપ સતેજ ને શિક્ષક છે. એક મોટાં રાજ્યના ઘણાંક નાનાં રાજ્ય થાય છે, ઘણાંક નાનાં રાજ્યો મળીને એક મોટું રાજ્ય થાયછે; એકજાતિ-દેશાના

---

-નને ઝીલી રાખશે ને ઢીલા સાંધા તેના ભાગોને સજ્જડ બેસતા રાખશે એવી તેઓ કોડમાં આશા રાખ્યાં કરેછે પણ તેજ મકાન ક્ષણમાં પોતાનાજ ભારથી પડેછે અને છૂટા વેરાતા પડેલા કકડાઓ રેહેછે તેના ઊપર પહેલાંના સરખો વળી કોઈ ડાહ્યો શિલ્પી નવું મકાન બાંધે છે. રાજ્યોને નિરોગી રાખવાને વખતે વખતે લડાઇયો થવી જરૂરની છે; લડાઈ થકી જય મળે પણ ઇતિહાસવાણી મોટે સાદે જણાવેછે કે અન્યાય તથા લૂટ એ ઉપર ચાલતું મોટું રાજ્ય ક્વચિત્ ટકે છે."

બાર્થે લખ્યું છે "આપણે જોઇયે છિયે કે યૂરોપનાં કેટલાંક રાજ્ય પોતાની શક્તિયોને દરેક દિશાએ ધંધા તથા સૂધારામાં કામે લગાડી પોતાની બહારની આબાદીને ઊંચ્યાંમાં ઊંચી કરવાને હોંસ ખંતથી તજવીજ કરેછે. બાફને જોરે ચાલતાં વાહાણ, નેહેર, આગગાડીના રસ્તા, કારખાનાં, વેપારીયોની મંડળીઓ ને બીજાં તેવાંજ કામ અજબ પમાડે તેવી ઝડપથી બન્યાં છે. એ સંધાં જોકે એક પાસથી માણસના વિચારને રાજ્યોની ઉથલપાથલની ખુવારી તરફથી ખસેડે છે તોપણ તે બીજી પાસથી લોકને ભૂલાવામાં નાખે છે—લોક ખરાં સુખને પુરું પાડનાર જે મૂળ તેને જોતા નથી પણ પોતાના ખ્યાલમાં નક્કી કરેછે કે માણસનાં દુઃખ અહીં નીચેથીજ મટશે, ઉપરથી નહિ. વળી ભય રાખવાને ઘણુંજ મોટું કારણ છે કે જે ઉપાએ વેપારને સગવડો મળી છે તેજ ઉપાય અનીતિના પ્રસારમાં ને મોઠી હાનિની યોજના તરત પાર પાડવામાં ભયંકર સાધન થઈ પડે." "જગતના લોક સુખી થાય તેવું કરવાને માણસની સઘળી શક્તિયો એક પછી એક ને સાથે ઉદ્યોગે વળગી ચૂકી છે. સત્તા ને સ્વતંત્રતા મોટાં રાજ ને નાનાં રાજ, ધનવંતની મોજમઝા ને ગામડીઆની સાદાઈ, વિદ્યા ને કળા એ સંધાં માણસ જાતને ખરું ને સ્થાયી સુખ આપી શક્યાં નથી." "આજ કાલ ખ્રિસ્તી જગત પોતાનું ખરું સુખ મેળવવાને જે વસ્તુઓ પ્રત્યક્ષ દેખાય છે તેનાજ ઉપર ભરોસો રાખેછે;" "રાજ્યોની આજકાલની વૃત્તિ કેટલીએક રીતે વસ્તુઓની સુલેહ ભરેલી હાલત આણવા તરફ થઈ છે પણ સઘળી દિશામાં અનેક ગુંચવાડા થઈ ગયાછે કે જેના ઉકેલને માટે રાજનીતિ ચતુરાઈથી તજવીજ ચલાવે છે, પણ, ફતેહ મળવી એ તેની સત્તામાં નથી. પૃથ્વી

લોક જૂદા જૂદા દેશોમાં જઈ વસેછે ને દેશદેશના લોક એકઠા વસી એક દેશી થાયછે; દેશદેશનાં પુરુષ સ્ત્રી બાળક તરુણ વૃદ્ધ પોતપોતાનાં ગુણ કર્મનાં દર્શન કરાવે છે પણ તે સૌ **મનુષ્યની લીલામાં** સમાવેશ પામેછે. એ લીલા, અનંત લીલામાહેંની એક છે પણ તે, અનંત સંબંધી ને આદિ-અનાદિ સંબંધી કંઈ કંઈ ભાસ કરાવે છે. એકમાં-નું અનેક ને અનેકમાં-નું એક, અનેકમાંનું એકેકું ને એક એક મળીને અનેક-એકરૂપ અનેક, અને ઉત્પત્તિ પછી લય ને પાછી ઉત્પત્તિ, (એ રેંટ માળ), અને સૂક્ષ્મ તથા સ્થૂળ, અને પુરુષ તથા પ્રકૃતિ, અને નિવૃત્તિ તથા પ્રવૃત્તિ, અને ધર્મ તથા રાજ્ય એ સકળનો મહાજય મનુષ્યના-જગતના જ્ઞાનમાં સાર્થ, સધર્મ, સરસ ને અખંડ પ્રકાશે છે.

## સૂક્ષ્મદર્શન.

૧. અનંત સૃષ્ટિયોમાંની એક આ પૃથ્વીસૃષ્ટિ છે ને એમાં અસંખ્ય સૃષ્ટિયો છે કે જેનો સમાવેશ જડ અને ચૈતન્ય (ઉદ્‌ભિજ્જ તથા પ્રાણી) એમાં થાયછે; પ્રાણીસૃષ્ટિયોમાંની એક મનુષ્યસૃષ્ટિ છે ને એ સૃષ્ટિ સકળ વિશ્વના મહાનિયમોને અધીન રહેતાં જડચૈતન્યની લીલા સાથે અવશ્યે વિશેષે પોતાની જ્ઞાનલીલા દાખવે છે. જેમ બીજી સૃષ્ટિયોનાં બાહ્યાંતર કાર્ય થયાં કરેછે તેમ મનુષ્યસૃષ્ટિમાં પણ શરીરમનનાં કાર્ય થયાં કરે છે; પણ હું એ શબ્દમાં રહેલા અર્થની મનુષ્યને અંતરપ્રતીતિ છે તેથી તેનું અભિમાન પ્રગટે છે ને એથી તે જાણીને-જાણતાં-જાણવે પ્રયત્ન કરેછે અને જસ અપજસ, સુખદુઃખ મહલાવી ભોગવે છે. જ્ઞાતા-કર્ત્તા-ભોક્તાપણું મનુષ્યના વ્યવહારમાંજ પ્રગટ પ્રસિદ્ધ છે.*

---

-ઉપર હમ્મેશાની સુલેહ માત્ર માણસની તજવીજથી મળવાની નથી પણ માત્ર પ્રભુની સત્તા તથા કૃપાથીજ મળવાની છે."

ટેલરે લખ્યું છે "પૃથ્વીના પ્રદેશો પાડ નદી સમુદ્રથી જૂદા પડેલા છે તે ઉપરથી ખાતરીની શાહેદી મળે છે કે મોટા શિલ્પીનો ઉદ્દેશ પૃથ્વી ઉપર ઘણી જાતના લોક વસે તેવો છે કે જેઓએ હમ્મેશ એક બીજાથી જૂદાંજ હોવું જોઇએ. લાભી સત્તાવાળા પુરુષ અણધારી અનુકૂળ જોગવાઇયો એકઠી મળી આવેથી થોડીવાર પોતાનાં રાજ્યની સીમા હોવી જોઇયે તેના કરતાં અતિશય વધારે પણ તે થોડા કાળમાં ઘટેછે કેમકે સરકારનું ને ધારાનું જોર ઓછું થાયછે.

* જે વસ્તુ પોતાની મેળે ઠામ ફેર કરી શકતી નથી, વધી ઘટી શકતી નથી ને જે રૂપરંગવાળી હલકી ભારી ઉની ટહાડી આપણને લાગેછે તેને

મનુષ્ય (કેટલેક લગી તો) જડ, ઉદ્‌ભિજ્જ, પ્રાણી–પંચતત્વને પોતાના ઉપયોગમા આણે છે, મનમાં ને બહાર અનેક ઘાટ ઘડી દેખાડેછે, ગોચર અગોચર સત્ય શોધેછે, પદાર્થશાસ્ત્ર માનસશાસ્ત્ર રચેછે, લાભાલાભ સુન્દરાસુન્દર સત્યાસત્ય પરખે છે, તોળે છે અને રોગબંધનથી છુટવાને ઉત્તરોત્તર વધારે સારી સ્થિતિ કરવા નિરંતર ઉદ્યમી રહેછે.

---

–આપણે જડ–અજીવ કહીએ છિએ (બે જડ વસ્તુ સાથે ઘસાયાથી ઉષ્ણતા પ્રગટ થાયછે, બે પદાર્થની રસાયન ક્રિયા થયે આકર્ષણ, ઉષ્ણતા, વિદ્યુત, શબ્દ પ્રગટ થાયછે, યંત્ર ગતિમંત થાયછે, લોહચુંબક લોઢાંને પોતાની તરફ ખેંચી અને પોતાનો ગુણ આપે છે, વનસ્પતિની સુગંધિ બહાર પ્રસરે છે); જે વસ્તુ પોતાની મેળે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકતી નથી પણ હોય કે મૂકી ત્યાં વૃદ્ધિ ક્ષય પામેછે (ઉદ્‌ભિજ્જ) અથવા જે અંતર પ્રેરણાએ હાલે છે, ચાલે છે, ખાય છે, મળમૂત્ર કરેછે, જાગેછે, ઊંઘેછે, મૈથુન ભય પામેછે, ક્રોધી થાયછે, પોતાનું રક્ષણ કરેછે, બંધનમાંથી છુટવાની તજવીજ કરેછે, ઈ૦ (પ્રાણી) તેને આપણે ચૈતન્ય–જીવ વાળી કહીએ છિયે; અને વસ્તુમનુષ્યનાં ચૈતન્યમાં થયેલું ચાલતું થવાનું તે જાણવાની, વિચારવાની ને ઇચ્છવાની શક્તિ વિશેષ છે કે જેને આપણે જ્ઞાન કહિયે છિયે. જડ, ચૈતન્ય, જ્ઞાન એ વિષે, શરીર ને મન એ વિષે કાળ કાળના પંડિતોએ બહુ બહુ અનુમાનો કીધાં છે કે જેમાંના મુખ્ય આ પ્રમાણે છે: કેટલાક કહેછે કે જડનો ગુણ રાખનારી ને બુદ્ધિને પણ ઉત્પન્ન કરનારી એક મૂળ સ્વભાવ શક્તિ છે;–ઉત્પન્ન થવું ને નાશ પામવું એ બન્ને શક્તિ પદાર્થ માત્રમાં રહેલી છે ને એ બે સામસામી લડે છે તેથી એક નવી ક્રિયા શક્તિ–ગતિ ઉત્પન્ન થાયછે કે જે ત્રણ ગુણ ધારણ કરેછે–બાઝવું, પાછું હઠવું ને અટકી રહેવું;–જેટલું સારું તે પહેલામાં, જેટલું નઠારું તે છેલ્લામાં ને સારાં નરસાંનું મિશ્રણ તે વચલામાં છે. કેટલાક કેહેછે કે જેને આપણે જડ કહીએ છિયે તે વસ્તુતઃ જડ નથીજ, તે મનનો એક ભાસ–વિકાર છે; મનનું ઉત્પન્ન થવું એ જ્ઞાનનો એક સ્વભાવ છે, વસ્તુતઃ આદિ મધ્ય અવસાનમાં જ્ઞાનજ છે. કેટલાક કેહેછે કે જડ તથા મન સંબંધી આપણી ઓળખ તેઓના જૂદા જૂદા જણાતા ધર્મ ઉપરથી છે ને ધર્મ જૂદા છે તે ઉપરથી તે બેને આપણે જૂદાં માનીએ છિયે પણ એટલા ઉપરથી વસ્તુતઃ તે બે જૂદાંજ એમ કેમ કેહેવાય ને બંને મૂળે એકજ વસ્તુ છે એવું કાં ન હોય? કોઈનું મન બહારથી પડેલી છાપ ઉપર વધારે વિચાર કરેછે ને સંસારના અનુરાગ ઉપરથી પ્રકૃતિને આદિતત્વ માને છે અને કોઈનું મન અંતરની છાપ ઉપર વધારે વિચાર કરેછે ને સંસાર વિરક્તિ ઉપરથી પોતાનામાં જે અંતરસાક્ષી આત્મા છે તેનેજ આદિતત્વ માને છે. મન પ્રથમ ઉમંગ ભાવ ને ધારણા ધ્યાનમાં સત્ય શોધી સ્થાપે છે; કાળાંતરે વિચાર વાદમાં નવાં સત્ય શોધતાં જૂનાનું ખંડન કરેછે ને કાળાંતરે સંશયી થઈ નવી વ્યવસ્થા કરતાં પ્રથમનાંજ સત્યને પૂજ્ય રાખેછે. કોઈએ પિંડ બ્રહ્માંડને–આત્મા પરમાત્માને એક ગણ્યાં ને કોઈએ જગતને તેના કર્ત્તાથી

૨. મનુષ્ય દેશ, કાળ, આકાર, રૂપ, રંગ, ગુણ, કર્મ, સ્થિતિ ઇત્યાદિ ભેદે અનેક દર્શન કરાવે છે—કોઈમાં પ્રેમ, કોઈમાં અર્થ ને કોઈમાં વિવેક વિશેષ આગળ પડેછે (જોકે તે ત્રણે પ્રત્યેક જનમાંછે); કોઈ સંસાર રાગી, કોઈ વિરાગી ને કોઈ રાગીવિરાગી કે વિરાગીરાગી છે. વળી મનુષ્ય વ્યવહારમાં જેની શક્તિ—સત્તાવિશેષ તે મોટું ને જેનું વિવેકાચરણ વિશેષ સતેજ તે ઊંચું જન કહેવાય છે ને ઉત્તમ મધ્યમ કનિષ્ઠ એ પાયરીઓ મનાય છે ને મોટા ઊંચા થવાનો અભિલાષ વધતો ઓછો સર્વ મનુષ્યમાં છે. એ

---

—જૂદું ગણ્યું; કોઇએ જગતને પરમાત્માની લીલા ભણી ને કોઇએ કોઈ આદિકારણનું કાર્ય ભણ્યું; કોઇએ સ્વભાવ શક્તિ ગાઈ ને કોઈએ ઇચ્છા કરનાર-આત્મા પુરુષને ગાયો પણ સૌએજ મનુષ્ય માત્રે પોતાનો અંતર લક્ષ કોઈ એક અગમ્ય સૂક્ષ્મ વસ્તુ (અદ્વૈત કે દ્વૈત) ઉપર લગાડ્યો છે કે જેનું પ્રગટ સ્વરૂપ ધર્મમાં પ્રકાશે છે. કોઈ પણ કાર્ય જોઈ તેનાં પાસેનાં કારણો ઉપરથી મૂળ કારણ શોધતાં જૂદાં જૂદાં માની લીધેલાં સત્ય પ્રગટ પડેછે પણ આકાશ સ્થૂળમાં કોઈ પણ ઠેકાણે બનતાં કોઇપણ કાર્યનાં ઉત્તરોત્તર પ્રગટ થતાં સ્વરૂપ દર્શનમાં પણ જે સામાન્ય સત્ય રહેલાં છે તે વિષે કોઇને વાંધો નથી.

પશુપક્ષીમાં જ્ઞાન છે પણ મનુષ્યમાં જૂદા પ્રકારનું જ્ઞાન (હું) છે ને એ એવું છે કે તે આખા જગતનું જ્ઞાન પામે છે; મનુષ્યનુંજ્ઞાન હું પોતાનો વિચાર કરે છે; અને મનુષ્યમાં જ્ઞાતા કર્ત્તા ભોક્તા હુંનું એક અંતર સાક્ષી રૂપ છે કે જે, હુંના ગુણ કર્મનું તથા તેની સ્થિતિનું નિત્ય જ્ઞાન રાખે છે; અર્થાત્ મનુષ્ય હું તે જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાન એ ત્રણેની ત્રિપુટી છે. હું રૂપી ત્રિપુટીની જાળનો ઉકેલ મનુષ્ય હું એ પ્રકૃતિ વશાત્ જૂદો જૂદો કીધો છે—સૌએજ માન્યો તેવો એક કીધો નથી. મન બાહ્યેન્દ્રિય વિષયનો, અંતરેન્દ્રિય વિષયનો, એ બેના સંબંધ વિષયનો ને પોતાનો વિચાર કરેછે પણ કોઈ મનની કોઈ શક્તિ અમુકજ વિષય ઉપર વિશેષ રંગાઈ હોયછે; અંતર હું વિષે સર્વ પંડિતોનો એક ઉકેલ નથી અને પ્રગટ હુંનું સ્વરૂપ સર્વત્ર એક સરખું નથી તોપણ બાહ્યાંતર વાળું મનુષ્ય હું, બાહારનું ને અંદરનું જાણવાનું અભિમાન ધરાવે છેજ.

વનસ્પતિ ધાતુ વગેરેના અદ્ભુત ગુણ કાર્ય વિષે અને મંત્ર તથા યોગ સિદ્ધિનાં કાર્ય વિષે જે જે આપણે પાછલા ગ્રંથોથી ને પરંપરા ચાલી આવેલી લોક વાર્તા ઉપરથી જાણીએ છીએ તે તે સૌ મનુષ્યની પદાર્થશોધક શક્તિના ને તેની ધારણાશક્તિના શ્રેષ્ઠ જય હતા. અમુક અમુક કાળે ધારણાધ્યાનશક્તિયે ધર્મ સ્થાપ્યા છે ને વિચારશક્તિની તથા સંશયી સ્થિતિની સત્તા તોડી છે. ધારણાશક્તિ સંસારથી નિરાળી થઈ પોતાના લક્ષને અર્થે દૃઢ તપેછે ને પ્રપંચ પ્રયત્ન કરતાં વધારે સત્તા પ્રાપ્ત કરેછે એ વિષય યૂરોપના હાલના પંડિતો સાચો માનતા નથી, એશિયાના પંડિતો સંશયી છે પણ માને છે અને અમેરીકન પંડિતમાંના કેટલાએક ભૂતયોનિને માનવા લાગ્યા છે.

પ્રમાણે મનુષ્યનાં ભિન્ન ભિન્ન દર્શનો છે ને દેશદેશના રાજ્યરાજ્યના શક્તિમન્ત જનોએ શિક્ષારૂપ નિયમવિધિ-ધર્મ રચ્યાછે કે જેને અનુસરી મંડળના લોક વર્ત્તેછે; તો, મનુષ્યનું શુદ્ધ સ્વરૂપ તેના સૂક્ષ્મધર્મમાંજ રહેલું છે અને તેનું સબળ સ્વરૂપ સમયે સમયે વ્યવસ્થિત થતા સ્થૂળ ધર્મોને શ્રદ્ધાએ પાળવામાં પ્રકાશે છે.*

ધર્મના વિષય અનેક છે પણ ત્રણ મુખ્ય છે; પોતાના પિંડ સંબંધી, જનના પરસ્પર વ્યવહાર સંબંધી ને જગત-જગદીશ્વર સંબંધી; પહેલામાં બાહ્યાંતર સ્વચ્છ રાખવું ને બીજાંઓને રૂડી શિક્ષા મળે તેવું આચરવું, બીજામાં પ્રમાણિકપણું રાખવું ને પરોપકાર કરવો અને ત્રીજામાં જીવ-જગત-જગદીશ્વરનું સ્વરૂપ જાણવું ને જગદીશ્વરની ઉપાસના કરવી એ મુખ્ય ધર્મલક્ષણ છે.

મનુષ્યનાં અભિમાનવડે તેનો વ્યવહાર સતેજ દેખાયછે પણ કેવળ નિરભિમાન થવું કે અંકુશિત-નિયમિત અભિમાન રાખવું એવી એવી ધર્મશિક્ષા વડેજ તે વ્યવસ્થિત સુંદર સુખકર રહેછે; વળી મનુષ્ય ઇચ્છેછે, લક્ષેછે, મથેછે પણ તે કેવળ પોતાનાજ પ્રયત્નવડે સિદ્ધિ પામી શકતો નથી—તે સહાય યોગને અધીનછે; તે વારે વારે ભૂલેછે, પસ્તાયછે, નિરાશ થાયછે, આધિવ્યાધિઉપાધિથી પીડાયછે ને જેમ વધારે જાણેછે તેમ પોતાને અપૂર્ણ પરતંત્ર સમજી પોતાનાં અભિમાનને શાપે છે.

પણ તેનું મૂર્છિત અભિમાન ફરી પાછું જાગેછે ને તે પોતાની રાગી વિરાગી પ્રકૃતિ પ્રમાણે સર્વજ્ઞાતા, સર્વકર્ત્તા, સર્વભોક્તા સર્વેશ્વરને આરાધી તેની પાસે પોતાને ભાવતું સુખ જાચેછે (મરણ પછીને માટે પણ) અથવા તેનાં સ્વરૂપના વિચારમાં સુખ માણે છે;—તે ધર્મને આદરે છે.

૩. મનુષ્ય જન્મી વૃદ્ધિ પામી અમુક સ્થિતિયે પહોંચી મરણ પા-

* સ્થિતિવિના ધર્મ નથી ને ધર્મવિના સ્થિતિ નથી; અવ્યવસ્થિત લોક ગમે તે પ્રકારની પણ સ્થિતિ પ્રાપ્ત કરેછે ત્યારે કોઈ મહાપુરુષ પોતાનાં મંડળનો ધર્મ સ્થાપેછે ને તેને વ્યવસ્થિત રાખવાને કાળકાળના પંડિતો ઉપધર્મ પ્રવર્ત્તાવેછે; કાળ-લોકની સ્થિતિ એજ પંડિતોને ઉભા કરેછે ને પંડિતોએ લોકને ઉપધર્મ આપવા એ તેઓનો ધર્મ છે.

ઇશ્વર વિષયના ધર્મ પાળવે મંડળ મંડળનાં રાજા પ્રજા સૌ સરખોજ હક ધરાવેછે અને ધર્મ કર્મનિષ્ઠ જનો પોતાનાં મંડળમાં માનપાત્ર ગણાયછે. ઇશ્વર વિષયના ધર્મમાં બીજા સગળા વિષયના ધર્મો આવી જાયછે; અને એજ વિષય મંડળ મંડળના પંડિતોના સૂક્ષ્મ વિચારોનો ભાસ કરાવે છે.

મેછે પણ મનુષ્યસૃષ્ટિ હજી નાશ પામી નથી;– સ્ત્રી પુરુષને સંયોગે નવાં મનુષ્ય જન્મે છે ને એ પોતાની જ્ઞાનકર્મલીલા રમેછે. મનુષ્ય આખાં વિશ્વની લીલાનું રહસ્ય જાણવાને ખંતે ખોળ કરે છે પણ તેને પાર લાવતો નથી, તે જ્ઞાનવડે અનેક અટકળ કરેછે પણ થોડીકજ તે અનુભવમાં આણી શકેછે,–તે ચિંતેલી સ્થિતિનો યોગ પ્રાત કરી શકતું નથી તોપણ તે તેની સાધનાને માટે ઉત્સાહે પ્રયત્ન કરેછેજ, અને ધર્મને અનુસરતાં રહી પ્રયત્ન કરેછે એજ તેનું જયી આનંદી સ્વરૂપ છે.*

મનુષ્યસૃષ્ટિ વિશ્વના સંબંધમાં રહી પોતે જ્ઞાને રંગાઈ અખિલ વિશ્વને રંગેછે ને વિશ્વના કારણ–કર્ત્તાનું (નિર્ગુણ સગુણનું) ધ્યાન દર્શન કરેછે; અને મનુષ્યસૃષ્ટિમાંના એક પ્રદેશના એક ખૂણામાંનો એક હું નર્મદ આ રાજ્યરંગદર્શનગ્રંથની દુર્લભ સમાપ્તિને ટાણે સગુણ એકને–શ્રીરંગને પ્રેમે પ્રણમુંછું ને સ્તવુંછું, **વિજયવિજય શ્રીરંગ!**—

અને એ વિશ્વેશ્વર પરમોદાર જગતગુરુ ધર્માત્મા સિદ્ધ પુરુષ અખિલ વિશ્વને વ્યવસ્થિત સુંદર રાખતાં ધ્યાન જ્ઞાન પ્રયત્નના અભિમાની મનુષ્યને ધર્માર્થકામમોક્ષને અર્થે અંતર્બોધ સદા સર્વત્ર આ સૂક્ષ્મમંત્રે (રહસ્ય અવ્યક્ત રાખીને) કરેછે:—

**એકસ્મૈ સત્યસ્વરૂપાયનમઃ**



---

* બાહ્યચિત્તવૃત્તિનો અવરોધ કીધો તે અથવા પરમાત્મા સાથે આત્મા મેળી દેવો તે અથવા આત્મા પરમાત્મા બે મળીને એક થયા હોય તે યોગ; પણ વ્યવહારમાં એકાદું કાર્ય થવાને સાધનસામગ્રીનું સમ્મિલન થવું–થઈ રહેવું તે યોગ. કોઈ કહેછે કે દૈવે (પૂર્વ દેહના કર્મવડે) કોઇ કહેછે કે સ્વભાવે કોઈ કહેછે કે કાળે (રતે ફળ હોય), કોઇ કહેછે કે પુરુષપ્રયત્ને ફળસિદ્ધિ થાયછે પણ કુશળ બુદ્ધિ પુરુષો મનુ યાજ્ઞવલ્ક્ય આદિ સ્મૃતિકારોએ દૈવાદિ સર્વના સંયોગે થાયછે એવું કહ્યુંછે. વશિષ્ઠે કહ્યુંછે કે નિયમ પાળવા તે પુરુષાર્થ ને ફળસિદ્ધિ થવી તે દૈવ છે; જે ઈશ્વર ઊપર પૂર્ણ વિશ્વાસ રાખી નિઃકામ રહેછે તેને પ્રાપ્તિ થાયછે (મન મારી સંસારના મોહમાં ન પડવું એ મોટું પુરુષાર્થ છે); ભોગને અર્થે જે એકાંતમાં તપ કે વ્યવહારમાં પ્રયત્ન કરેછે તે પણ અર્થ સિદ્ધિ પામેછે (પણ એને પાછાં દુઃખ છેજ); નિશ્ચયે પ્રયત્ન ન કરે ને અનેક વાસના કર્યાં કરે તેને ફળપ્રાપ્તિ થતી નથી. અનિચ્છ, પરેચ્છ ને સ્વેચ્છ એ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ–યોગ કહેવાય છે.

# ધર્મદર્શન.

૧. જાણ્યાવિના નિયમ બંધાતા નથી, નિયમવિના જાણેલાનું સ્મરણ રહેતું નથી (લાભ થતો અટકે છે, જડત્વ આવેછે ઇ૦) અને વિશ્વાસ તથા શ્રદ્ધાવિના નિયમ પળાતા નથી; જ્ઞાનવિના સંકલ્પ નથી, સંકલ્પવિના સિદ્ધિ નથી, અને ભાવ તથા કર્મવિના સંકલ્પ તે વિકલ્પ થઈ રહેછે; અર્થાત્ **જ્ઞાન** અને સંકલ્પપૂર્વક શ્રદ્ધાયુક્ત આચરણ-**ધર્મ** એ બેનો નિત્યસંબંધ છે.

જ્ઞાન ધર્મને સ્થાપેછે ને ધર્મ જ્ઞાનને અનુસરી પ્રવર્ત્તે છે, તોપણ જ્ઞાન દુર્લભ તથા થોડાને માટે અને ધર્મ સુલભ તથા સૌનેમાટે છે. ધર્મ નિવૃત્તિના તથા પ્રવૃત્તિના હોયછે; નિવૃત્તિના તે ઘણો કાળ રહેછે ને પ્રવૃત્તિના કાળે કાળે બદલાય છે. નિવૃત્તિના ધર્મ પણ બે પ્રકારના-સૂક્ષ્મ અથવા નિત્ય અને સ્થૂલ અથવા અનિત્ય હોયછે.*

---

* (અંતઃકરણની પ્રતીતિવાળું) જ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી જીવને બહુ બહુ સંકલ્પવિકલ્પે ગભરામણ થાયછે; પ્રાપ્ત થયલું જ્ઞાન પણ કાળે કાળે જીવની બાહ્યવૃત્તિના ફેરફાર પ્રમાણે સંકલ્પવિકલ્પને આવરણે સતેજ નિસ્તેજ દીઠઅદીઠ થાયછે; તોપણ સંકલ્પભણી લક્ષ રાખતાં જાણવાનું તે વેલું પ્રાપ્ત થાયછે ને જાણેલું તે મોડું લય પામેછે. જ્ઞાનની પ્રાપ્તિ તથા તેનું સંરક્ષણ એ બેને અર્થે સંકલ્પ-દૃઢનિશ્ચય અવશ્ય છે ને એને સબળ રાખવાને શ્રદ્ધા-સ્નેહ ભરી ક્રિયાશક્તિ અગત્યની છે. કોઈ સમે સંકલ્પ ને કોઈ સમે વિશ્વાસ-ભાવ ધર્મનું મહત્તત્વ હોયછે; પણ જ્યારે સંકલ્પ કે વિશ્વાસ બંને ઢીલાં પડી ત્રુટિત થાયછે ત્યારે કર્મ પણ નિષ્ફળ નિસ્તેજ જડરૂપ દુઃખદ થઈ પડેછે.

અમુક જ્ઞાન સત્ય છે એમ માનવાને અંતઃકરણની પ્રતીતિ જોઇયે; તે પ્રતીતિ પ્રત્યક્ષ અનુભવે, ન્યાયને અનુમાને, કે પૂર્વકાળના લોકની સાક્ષ્યથી થાયછે. વિદ્વાન મંડળ ને બીજા લોક, સૌજ અનુભવને સર્વોપરિ સબળ માનેછે, પણ અનુભવના અભાવમાં વિદ્વાનો અનુમાનને અને લોક પૂર્વકાળના કથનને સબળ માનેછે,-વિદ્વાનોનાં (સમા પ્રમાણે ને પ્રકૃતગુણ પ્રમાણે થયલાં) અનુમાન કાળે કાળે ને એકજ કાળે પણ જૂદાં જૂદાં હોયછે, અને લોક પોતપોતાને ગમતું ફાવતું ગ્રહણ કરેછે; અને જે કાળે જે અનુમાન ઘણા લોક માનતા થાયછે તે કાળે તે અનુમાન સત્ય છે એમ મનાય છે; પંડિત પણ જયી ત્યારે કહેવાય છે કે જ્યારે તે થોડી સમજના તથા કેવળ મૂર્ખ એવા ઘણાંક જણને પોતાના કરી લેછે ત્યારે (પછી ખાતરી કરી આપીને કે, તેઓને રુચતું કરીને કે પછી બળાત્કારે કે એ સર્વ રીતે). જે કાળમાં લોક અભણ ભોળા હોય પણ તેઓનાં

૨. પ્રલય પછી* લોક ઠામ પડી પ્રકાશ્યા તેઓના મનની વૃત્તિ અવશ્યે ને વિશેષે ઈશ્વર ભણી હતી; અને ધર્માધિકારીઓનું જ્ઞાન સામાન્યરીતે આ

---

–અંતર પ્રપંચનાં જાળાંથી મલિન નહોય તે કાળમાં તે લોકમાંનાજ જેઓએ એકાંત ધારણા ધ્યાનમાં લોકની સ્વભાવવૃત્તિયો યથાસ્થિત જોઈ લઈ જે જ્ઞાન સત્ય નક્કી કીધું હોય, જે જ્ઞાન લોકે પોતાના પ્રકૃત પ્રધાન ગુણને સ્નેહે ને દૈવી ચમત્કારોની પતીજે માન્યુ હોય, જે જ્ઞાન કાળકાળના પંડિતોમાંના કેટલાંકનાં અનુમાનોએ પણ પ્રકાશિત રહ્યું હોય તે જ્ઞાન અવશ્યે સબળ સત્યછે.

હાલના કેટલાક પંડિતો દૈવી ચમત્કાર–યોગ–મંત્ર–તંત્રની સિદ્ધિને માનતાજ નથી, કેટલાક સંશયી છે ને કેટલાક આવો પણ તોડ બતાવેછેઃ આર્નલ્ડ લખેછે કે "હીરોડોટસે દૈવી ચમત્કારવિષે લખ્યું ત્યારથી તે હાલમાં 'આનિમલ માગનેટિઝમ'–ચૈતનની આકર્ષણશક્તિ વિષે છેલ્લામાંછેલ્લી જે વાર્ત્તા સાંભળવામાં આવીછે ત્યાંસુધીના દરમીઆનમાં ચમત્કાર વિષયમાં જે જે લખાયું છે તે તે સઘળુંજ ખોટુંછે એમ કેહેવું તે ગેરવાજબી અને હદથી જાદે થાય;" જ્યારે બહારની સાક્ષ કેટલાક ચમત્કારોને માટે ખાતરી ભરેલી નહોય ત્યારે તે ચમત્કાર બનવાનો સંભવ નહિ જેવોછે, પણ કેટલાક ચમત્કારને માટે જબરો અસંભવ નથી પણ ઉલટું છે કે તે બનેલાજ; જેમકે ખ્રિસ્ટીધર્મના પેહેલા ઉપદેશકોને જંગલી દેશમાં 'સ્પિરિટ'–આત્માની સહાયતા ખુલ્લી દેખાઈ હતી–એ વિષયમાં બહારની સાક્ષ ઉપરથી મનુષ્યની પતીજ થાયતો તેણે તે અદ્ભુત સહાયતાને સાચી માનવી; એજ મત બર્કનું પણ છે." એકાએક પ્રેરણા ઉઠેછે તે વિષે કૂઝેં લખેછે કે "તે વિચારશક્તિથી જુદીજ એક શક્તિ છે, તે અવશ્ય તથા મૂળ એવાં સત્યનું ઈંદ્રિયજ્ઞાન છે, તે ઈચ્છા કે વિચાર કે આપોપું એના વિના સહજ પ્રકાશિત થાયછે પણ તેને પણ પોતાનો સમય આવેછે ત્યારે; તે ઊંચી તથા શુદ્ધ ચંચળતાનું પરિણામ છે."

મનુષ્યનાં મન એક કાળે વ્યવસ્થિત ને બીજે કાળે અવ્યવસ્થિત થાયછે, ને અવ્યવસ્થિત થાયછે કે પાછું વ્યવસ્થિત થાયછે ને એ સંધિ ઉપર ધ્યાની પુરુષોને સહજ પ્રેરણા ઉઠેછે. તપસ્વી ઋષિયો, ધ્યાની પેગંબરો ને ભાવિક પુરુષો એઓની અદ્ભુત જ્ઞાન કર્મશક્તિ વિષે સંશય દૂર કરવાને, અને યોગમંત્ર સિદ્ધિનાં ફળ પ્રાપ્ત કરવાને આર્ય લોકના અનેક શાસ્ત્રીય ગ્રંથોછે ને તેમાં સર્વ વિધિ લખ્યાછે; તોપણ તે પ્રમાણે આજકાલ કોઈ કરતું નથી ને પ્રયોગ કરી જોયા વિના વિરુદ્ધ મત આપેછે!

"ધર્મથી ઊંચી જાતિમાં જન્મ થાયછે, આવરદા વધેછે, સુખ પ્રાપ્ત થાયછે અને અધર્મથી નીચી જાતિમાં જન્મ થાયછે, આવરદા ઘટેછે, દુઃખ પ્રાપ્ત થાયછે."

* પ્રલય પછી નવા સ્થપાયલા ધર્મમાં વેદધર્મનો જય તે કાળમાં સર્વોપરિ પ્રકાશતો. કેટલાક કેહેછે કે પ્રલય પેહેલાં જે ઊંચો સુધારો હતો તે ઉપર વેદનો સુધારો રચાયો છે [જેમ લાટિન સુધારા ઉપર ટ્યૂટન સુધારો રચાયો છે

હતું કે જગતનો કર્ત્તા કોઈ એક છે, તેને કોઈપ્રકારનો સ્થૂલ આકાર નથી, તે સર્વજ્ઞ સર્વશક્તિમાન છે, તે સર્વ લોકની દૃષ્ટિયે પડતો નથી પણ જેઓ ધ્યાને, જ્ઞાને કે ભાવે તેનું ચિંતન કરેછે તેઓને તે દર્શન આપેછે; તેણે લોકનાં સારાં નરસાં કર્મ પ્રમાણે તેઓને માટે જીવતાં સુખદુઃખ ને મૂએ સ્વર્ગ નરક નક્કી કરી રાખ્યાંછે; તેની સ્તુતિ પ્રાર્થના કરવી અવશ્ય છે; ઇત્યાદિ. સૂક્ષ્મધર્મ (સામાન્ય) આ હતાઃ બાહ્યાંતર નિર્મળ રાખવું (પવિત્ર રહેવું તથા સત્યપાળવું), જગદીશ્વર તથા દેવતાદિ એઓને પ્રસન્ન કરવાને જે કર્ત્તવ્ય તે વિધિયુક્ત કરવાં, કામક્રોધાદિકને વશ નથતાં વ્યવહારકર્મ કરવાં, ઇત્યાદિ. જ્ઞાન તથા સૂક્ષ્મધર્મ એને અનુસરતાં રહી અધિકારીઓએ પોતપોતાનાં મંડળના લોકને અનુકૂળ આવે તેવા સ્થૂલધર્મ રાખ્યા. પણ તેમાં હોમબલિનાં કર્મ સર્વ લોકમાં પ્રધાન હતાં.

ખાલદી, ઇજીપ્શીઅન, ચીના, ઇરાની એ ધર્માધિકારીઓમાં એક પરમેશ્વરનાં શુદ્ધસ્વરૂપ વિષે કેવું જ્ઞાન હતું તે વિષે આપણને ખરી જાણ નથી; ઇજીપ્શીઅન પંડિતોમાંના કેટલાકે આર્યલોકનાં જ્ઞાનની ઝાંખી કરાવી હતી ને સર્વાત્મા, પ્રકૃતિ ને ગુણ એ ત્રણ તત્વને માન્યાં હતાં; ઇરાનીઓએ હોરમજદ ને એહેરીમન એ બે શક્તિને ગાઈ હતી. આર્યલોકે પોતાના ઋષિયોનાં તપોબળે અનુભવેલું, ને પોતાના બ્રાહ્મણોએ વિદ્યાબળે સિદ્ધ કરેલું બ્રહ્મજ્ઞાન સંકલ્પ શ્રદ્ધાએ સત્ય માન્યું હતું—એક સૂક્ષ્મજ્ઞાન સર્વત્ર વ્યાપી રહેલું છે; તેજ પરમાત્માની ઇચ્છાશક્તિ પ્રકાશી દૃઢ થઈ ને આ સ્થૂલ વિશ્વ રચાયું છે; સ્વર્ગ—આકાશ—પૃથ્વી, આનંદ—તેજસ—સ્થૂલ, સત્વ—રજ—તમ, ઉત્પત્તિ—સ્થિતિ—લય, એ ત્રણ ત્રણ ગુણ બ્રહ્મના પ્રકાશસામર્થ્યમાં રહી પોતપોતાની લીલા દરસાવેછે. સંકલ્પનિષ્ઠા આર્યલોકમાં બહુજ સબળી હતી;* કર્મનિ-

---

—તેમ]; કેટલાક કહેછે કે વેદ અનાદિ છે એટલે એની પેહેલાં ઇતિહાસની જાણમાં કોઈ બીજું પુસ્તક આવ્યું નથી; આર્યલોકનાં પુરાણ પુસ્તકોમાં લખ્યું છે કે વર્ત્તમાનમાં જે વેદ છે તેજ સૃષ્ટિને આરંભે હતા; પેહલા મન્વંતરમાં બ્રહ્મા—સ્વંભૂમનુએ સહજ પ્રેરણાથી વેદ ભણ્યા હતા; પ્રત્યેક મનુના આરંભમાં તેના તેજ વેદની આવૃત્તિ થાયછે; કાળે કાળે ચક્રભ્રમણમાં તે પોતાની તૂર્યા, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થામાં હોયછે.

* અધિકારી બ્રાહ્મણ વર્ગમાંના થોડાંકજણની તથા ક્ષત્રી રાજાઓની—મહાજનોની સંકલ્પ ઉપર નિષ્ઠા હતી તેથીજ કેવળ સૂક્ષ્મ—ચૈતન્ય —બ્રહ્મજ્ઞાન

૨. કાળાંતરે મનુષ્યનું મન આત્મા તથા પ્રકૃતિના વિચાર ભણી વાળ્યું ને ખહેંક્યું; તે, એક ઈશ્વરનું જ્ઞાન ભૂલ્યું અથવા એવિષે નિસ્પૃહ રહ્યું અને તેણે નિવૃત્તિપ્રવૃત્તિ સંબંધી અનેક બુદ્ધિયે અનેક ધર્મ ચલાવ્યા. જ્ઞાનમાં ને દર્શનમાં નવી વ્યવસ્થા થઈ, પણ પ્રવૃત્તિની ભભકમાં એક ઈશ્વરનું જ્ઞાન તેજ મારતું નહોતું. હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મ હતો; યાહુદીઓએ જરૂસલેમમાં બીજીવાર દેવળ બાંધ્યું (૫૩૬-૫૧૫) ને એક ઈશ્વરને માનવા વિષે સંકલ્પ કીધો પણ વળી અનેક પંથો નિકળ્યા હતા; ગ્રીસમાં લોક ધર્મવિષે નિસ્પૃહ હતા-તત્વજ્ઞાનીઓએ અનેક મત પ્રસિદ્ધ કીધાં પણ તેમાંથી માત્ર સૈનિક સ્ટોઈક એઓએજ પોતાનાં આચરણથી કેટલાક લોકને નિવૃત્તિનો ધર્મ સમજાવ્યો હતો. રોમનો ગ્રીકના જેવા નહોતા-તેઓનો (૨૪૧ સુધી) દેવતાઓ ઉપર ભાવ હતો ને કેટલીક નીતિ વિષે તેઓના દૃઢ સંકલ્પ હતા. પ્રવૃત્તિના પ્રથમ કાળમાં પ્રવૃત્તિથી આઘાં રહેવું એટલે ત્યાગી થવું, દેહ કષ્ટ કરવું, ઉપદેશ કરવો એ સાધુઓનો ધર્મ હતો અને દયા તથા પરોપકાર, સમાનતા તથા ન્યાય એ ઉપર રચાયલ. નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મ લોકનેમાટે હતા. હિંદુસ્થાનમાં મૂર્ત્તિપૂજન નહોતું તે નવુંજ દાખલ થયું.

૩. કાળાંતરે પાછું એક ઈશ્વરનું જ્ઞાન સતેજ થયું પણ તેને સબળ રાખવાને લોક પાત્ર નહોતા. હિંદુસ્થાનમાં બૌદ્ધધર્મની પડતીમાં બ્રાહ્મ-

---

—સતેજ રહ્યું ને મહારાજ્ય ઘણે કાળ વ્યવસ્થિત પ્રકાશ્યું. સગરે પોતાના દિકરાને સ્વલ્પ અપરાધને માટે વનમાં કહાડી મુક્યો હતો. પિતાનું વચન પિતાનાં મરણ પછી પણ રાજ્યનો લોભ ન રાખતાં ને સંબંધી જનની મર્યાદા તોડીને પણ, પૂર્ણ કરવાને રામે વનવાસ લીધો; ધર્મોધર્મનાં યુદ્ધકાર્યમાં નિર્લોભ વિભીષણ અડાપેજાએ પોતાના વડીલ ભાઈને છોડી રામનો સાથી થયો; સીતા ઉપર બલાત્કાર કરવાની રાવણે હામ ન ભીડી; કુંતીનું વચન મિથ્યા ન જાય માટે દ્રૌપદી પાંચ પતિની સ્ત્રી થઈ પણ સત્યને વ્રતે રહી; સંકલ્પનિષ્ઠા દ્વાપરમાં ઓછી થઈ હતી—ભીષ્મ, દ્રોણે દુઃશાસનનો અધર્મ અવોવદને જોયાં કીધો હતો ને યુદ્ધમાં તે કૌરવપક્ષમાં રહ્યા હતા.

ણોએ પુરાણોક્ત ધર્મ* પ્રવર્તાવ્યોઃ—શિવશક્તિનાં પૂજન, અનેક દેવતાઓની ઉપાસના, એ ચાલ્યાં; યોગી, મંત્રશાસ્ત્રીઓ નિકળ્યા; દક્ષિણ ને વામ એવી બે પદ્ધતિનાં ધર્મકર્મ મનાયાં. જૂડિઆમાં ક્રૈસ્ટે નવો બોધ કીધો કે જે તેના શિષ્યોએ પશ્ચિમ એશિયાના લોકને અને ગ્રીસ ઇટૃલીના લોકને આપ્યો. (ચીનમાં બૌદ્ધ ધર્મ મનાતો થયો હતો.)

૪. કાળાંતરે જગતનું મન અવ્યવસ્થિત થયલું તે પાછું વ્યવસ્થિત થવા લાગ્યું ને હિંદુસ્થાનમાં શંકરાચાર્યે ને આરબસ્તાનમાં મહમ્મદે જૂદી જૂદી ધર્મવ્યવસ્થા કરી એક જગદીશ્વરનું જ્ઞાન પ્રકાશિત કીધું. શંકરે એક અદ્વૈત બ્રહ્મ—સચ્ચિદાનંદ સ્વરૂપનો બોધ કીધો અને પુરાણોક્ત શૈવ માર્ગ સ્થાપિત રાખ્યો;—બ્રહ્મજ્ઞાનને વિરાગ તથા ભક્તિ એ બે વડે સબળ

---

* પુરાણ ક્યારે થયાં એ વિષે ને હિંદુસ્થાનના જૂના બનાવોના કાળ વિષે હાલતો અટકળે ગણના કરવાની છે. યૂરોપના પંડિતો ઇ૦ સ૦ શૈકા ૮—૧૬ માં પુરાણો થયાં કેહેછે. દ્વાપરના અંત લગી (અને આર્યમતે કલિયુગના ૧૫૦૦ વર્ષ સુધી પણ) વેદધર્મ તથા સ્માર્ત ધર્મ હતા એતો નક્કી જેવું સમજાયછે. વેદોક્તદેવતા બદલાઈ પુરાણોક્ત દેવતા થયા ને તેમાં બ્રહ્મા, વિષ્ણુ, શિવ એ ત્રણને મુખ્ય માની બ્રહ્માનુ મહાત્મ અંતરપટે રાખી શિવ, વિષ્ણુનાં મહાત્મ પ્રધાન રાખ્યાં છે; વિક્રમકાળીદાસના કાળમાં શિવશક્તિનાં પૂજન સતેજ હતાં; શંકરાચાર્યને માટે યૂરોપના પંડિતો અને રામમો૦, ભાઉ દા૦, યજ્ઞેશ્વર એઓ ઇ૦ સ૦ ૮—૯ ગણેછે; શૃંગેરીના પંડિતો, તારા૦ તર્ક૦, દયા૦ સર૦, એઓ બાવીસો તેવીસો કેહેછે.

વિક્રમ શાલિવાહનના કાળને માટે નવા પંડિતોને આનાકાની નથી પણ યુધિષ્ઠિરના કાળને માટે (જે હજી ગણાયછે) વાંધોછે ખરો. કલિયુગનો આરંભ ઇ૦ સ૦ પૂ૦ ૩૧૦૧ વર્ષ ઉપર થયો—પેહેલા શકવર્તી યુધિષ્ઠિરનો શક ૩૦૪૪ વર્ષ (વિક્રમ શકના આરંભ લગી) ચાલ્યો. ઇ૦ સ૦ પૂ૦ શૈકા આઠમામાં ઘણાક જૂનાં રાખ્યો તૂટ્યાં તે કાળ કળિયુગના ૨૪૦૦—૨૫૦૦ વર્ષ ઉપર આવેછે ને એ કાળ પ્રલયકાળનાં ૨૩૪૮ ઇ૦ સ૦ પૂ૦ છે તેથી જૂજ વધારે છે. યૂરોપના પંડિતોની ગણતરી આર્ય પંડિતોની ગણતરી આગળ કંઈજ નથી—સાતમા મનુએ પ્રલયની લીલા જોઈ તેને આજ ૧૨૦૫૩૨૯૭૬ વર્ષ થયાંછે; પ્રત્યેક યુગનાં વર્ષોના સહસ્રાંશ કાળ લઇએ તો એક યુગનો સરવાળો ૪૩૨૦ આવેછે. આ અઠાવીસમા યુગનો આરંભ કાળ અને પ્રલયનું વર્ષ ઇ૦ સ૦ પૂ૦ ૨૩૪૮ એ કાળ એ બે જેમાં આવી જાય તે કાળની ગણતરીનું આદિધોરણ રાખી આ ગ્રંથની રચના કીધી છે.

રખાવ્યું; મહમ્મદે એક જગદીશ્વરનો બોધ કીધો ને તેનીજ ભક્તિનાં કર્મવિધાન રાખ્યાં. યૂરોપના ગ્રેગરી સાતમાએ રોમના પોપને સર્વોપરિ ગુરૂપદે સ્થાપ્યો ને ધર્મવ્યવસ્થા કીધી તે ઉપરથી તેની આણ માનનારા તે કાથલિક ખ્રિસ્તી કહેવાયા * (ગ્રીક ખ્રિસ્તીથી જૂદા.)

૫. કાળાંતરે મહમ્મદના સ્થાપેલા ધર્મમાં પંથો નિકળતા થયા ને આજલગીમાં તે ૭૨ ઉપર થયાછે; સૂની તથા શીહા એ બે તડાં મોટાંછે-તોપણ એક ઇશ્વરનું જ્ઞાન સતેજ છે. કાથલિક ધર્મમાંથી પ્રોટેસ્ટંટ જૂદા પડ્યા છે ને એનાં અનેક તડાં છે તોપણ એઓએ કાથલિક કરતાં એક ઇશ્વરનું જ્ઞાન વધારે સતેજ રાખ્યું છે. હિંદુસ્થાનમાં નિરાકાર બ્રહ્મનું જ્ઞાન ઝાઝીવાર ટક્યું નહિ અને (થોડાક કાળમાં જૈનધર્મની ચડતી પડતી થયા પછી) જૂદે જૂદે મતે અમુક અમુક સ્વરૂપે પણ એક ઇશ્વર છે એવું

---

* ખ્રિસ્તીધર્મમાં એક ઇશ્વરનું જ્ઞાનછે; પણ તેની સાથે અવશ્યે તથા વિશેષે ક્રૈસ્ટ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો એવો સંકલ્પ છે; (કલ્યાણ, મન ને આત્મા) પિતા, પુત્ર ને પવિત્ર વાસના એ ત્રિપુટીમાં પુત્ર આગળ પડતો છે. કાથલિક ધર્મમાં કુમારી મરિયમ તથા મરણ પામેલા સાધુઓના પવિત્ર આત્માઓની પ્રાર્થનાઓ કરવામાં આવેછે; રોટલી પાણીનો એક સંસ્કાર છે તે વિષે એવું મનાયછે કે તેથી ક્રૈસ્ટનું શરીર બનેછે. પ્રોટેસ્ટંટમાં ભાવ તથા કૃપા પ્રસાદી એ બેજ રાખ્યાંછે.

પ્રોટેસ્ટંટપંથ ચાલ્યાને સાડી ત્રણસેં વર્ષ થયાંછે ને પોણી ત્રણસેં વર્ષમાં તે પંથના લોકે પ્રવૃત્તિવિષયમાં પુષ્કળ કામ કરી દેખાડ્યાં છે પણ તે ધર્મપંથે નોંધી રાખવા જેવો જય મેળવ્યો નથી. આલ્બીજેન્સિઝનાં મત, કાથલિક ધર્મની સત્તા તોડવાને નિકળ્યાં હતા, પણ કાથલિક ધર્મે તેઓને છુંદી નાખી જય મેળવ્યો હતો (શૈકા ૧૩ ના આરંભમાં); ફ્રાન્સના ફીલિપ ચોથાએ પોપની સત્તા તોડવાને મથન કીધું (૧૪ ના આરંભમાં) પણ તે પ્રસંગમાં પણ કોન્સ્ટન્સની સભાથી (૧૪૧૫) પોપની તરફેનમાં સમાધાની આવી હતી. (સોળમાના આરંભમાં) કાથલિક ધર્મમાંથી પ્રોટેસ્ટંટ પંથ જૂદો પડ્યો ને ૫૦ વર્ષમાં એ પંથે પોતાનું ઘણાંમાં ઘણું મોટપ મેળવ્યું પણ પછી તે તરતજ ગુમાવ્યું કે જે ફરીથી તેણે મેળવ્યુંજ નથી; (અઢારમા શૈકામાં) કાથલિક ધર્મ ફ્રાન્સમાં નિંદાયો, યૂરોપમાં હલકો પડ્યો, પોપ કેદમાં પડ્યો (૧૭૯૯), પણ એ મરણ પામ્યો કે તરત પાછું કાથલિક ધર્મનું તેજ વધવા લાગ્યું ને આજકાલ તે ખ્રિસ્તીઓની સંખ્યામાં વધારો થતો સંભળાય છે.

૬. ઉપરનાં લખાણનો સારાંશ આ છે કે પ્રલયપછી તે ઇ૦ સ૦ પૂ૦ શૈકા આઠ લગી જગતનું મન અવશ્યે ને વિશેષે નિવૃત્તિ ભણી હતું. મનના સત્વગુણ રાજાનું રાજ્ય હતું, એનો પ્રધાન ધર્મ હતો અને શ્રેષ્ઠ પ્રજા તે તપસ્વી-વિરાગી-ત્યાગી હતી.

ઇ૦ સ૦ પૂ૦ શૈકા આઠથી જગતનું મન વિશેષે પ્રવૃત્તિ ભણી દોરાતું થયું છે ને હજી પણ દોરાય છે. ઇ૦ સ૦ શૈકા ૭ સૂધીના કાળમાં મનના રજોગુણ રાજાનું રાજ્ય હતું; એનો પ્રધાન અર્થ હતો ને શ્રેષ્ઠ પ્રજા તે ત્યાગી-વિરાગી-રાગી (નિવૃત્તિધર્મમાં) અને ન્યાયી-પ્રેમી-શૂરી (પ્રવૃત્તિધર્મમાં) હતી.

ઇ૦ સ૦ શૈકા ૭ થી મનના તમોગુણ રાજાનું રાજ્ય ચાલે છે, એનો પ્રધાન કામ છે ને એની શ્રેષ્ઠ પ્રજા રાગી-પ્રેમી (નિવૃત્તિમાં) અને વિવેકી-ધની (પ્રવૃત્તિમાં) છે.

૭. એશિયાએ નિવૃત્તિના તથા એને અનુસરતા સમય સમયના પ્રવૃત્તિના ધર્મ પ્રવર્ત્તાવ્યા છે અને તેને નિત્ય તથા સમયે સમયે યથાસ્થિત પાળ્યા છે; અને યૂરોપે એશિયાના નિત્ય ધર્મોને અવશ્યે માન આપતાં [illegible]

પ્રવૃત્તિના જે અનિત્ય તેનેજ સમયે સમયે પ્રવર્ત્તાવ્યા છે ને તેટલી તેટલીવાર યથાસ્થિત પાળ્યા છે. પ્રત્યેક ઘર-ગ્રામ-નગર-દેશ-ખંડ એના લોકે જૂદા જૂદા ધર્મ દાખવ્યા છે ને સૌએ-મનુષ્યે આ એકજ નિત્યધર્મ પોતાનો માની રાખ્યો છે કે નિવૃત્તિભણી લક્ષ રાખવો; નિવૃત્તિને જ્ઞાને પ્રવૃત્તિના ધર્મ પાળવા અથવા પ્રવૃત્તિના ધર્મ પાળી કોઈપણ પ્રકારની પણ નિવૃત્તિ પામવી.*

* સમય સમયના નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મોને સતેજ કરવા રાખવાને ઉત્સાહ ધરવો તથા પ્રયત્ન કરવો એ નીતિ અવશ્ય છે ને સૌએજ શિક્ષણીય માની છે અમુકજ સમયે જય મલવો દુર્લભ છે, તોપણ કપટટાલી ખંત પાળી યુક્તિ સાથે કર્મબળ વધારતાં ઇચ્છેલી જય સંપત્તિ વેલી મોડી પણ પ્રાપ્ત થાય છેજ.

ભાસે છે કે આ ચાલતા કામ મૂર્ત્તિકાળનો છેલ્લો અથવા આવતા અર્થમૂર્ત્તિકાળનો પેહેલો મહાજય હવે થોડાક કાળમાં પ્રકાશશે. જગતમાં એ ઈશ્વરનું જ્ઞાન સતેજ થશે (હિંદુસ્થાનમાં દ્વૈતજ પ્રધાન રહેશે કે અદ્વૈત થશે અમણા કહી શકાતું નથી) એ તો નક્કી છે; સૂક્ષ્મ સ્થૂલ ધર્મો વિષે અમ નક્કી થાયજ નહિ તોપણ આવી ઝાંખી થાય છે કે હવે યૂરોપનો ચંચળ સુધ ખ્રિસ્તી નિવૃત્તિયે શુદ્ધ સુઘડ થશે ને એશિયાનો જડરૂપ દેખાતો સુયોગ્ય સ યોચિત મોટું ચાંચલ્ય દાખવશે ને એ રીતે જગતનું સ્વરૂપ ઘન સુંદર પ્રકાર આ સંધિકાળનો નિવૃત્તિધર્મ વિરાગ-દાન-ભક્તિ એનું દૃઢ કરવામાં ન પ્રવૃત્તિનો ધર્મ સત્યે-પ્રેમે-અર્થે પોતપોતાનાં મંડળનાં ઐક્ય દૃઢ કરવામ પવો જોઈએ.

યૂરોપના લોક કહે છે કે હવે વારી જગતમાં પ્રકાશ કરવાની સ્લાવે લોકની (રૂશિયા વગેરેની) છે; ગ્રંથથી આ પણ ભાસે કે હવે અતિ તમોગુણ રાજાનું રાજ્ય થાય, પણ તે પેહેલાં થોડાક કાળ ધર્મોપદેશક વર્ગનું રાજ્ય ર થાય. બૌદ્ધ પેહલાં વેદધર્મી બ્રાહ્મણનું ને વૈષ્ણવ ધર્મ પહેલાં શૈવ બ્રા હિંદુસ્થાનમાં ધર્મરાજ્ય હતું; ગ્રીક પછી રોમન, પછી પાછા ગ્રીક ને રોમન કાથલિક પ્રકાશ્યા; કાથલિક પછી પ્રોટેસ્ટંટ છે; રૂશિયા ચઢે તો ગ્રી સતેજ થવાનો સંભવ છેજ પણ તે કાળની પહેલાં કાથલિક વિશેષ થયો જણાય ત્યારે નિયમ સિદ્ધ કહેવાય.